निपीय यस्य क्षितिरक्षिण: कथा—
स्तथाद्रियन्ते न बुधा: सुधामपि ।

—श्री हर्ष

*

પુણ્યશ્લોક કથારસ પીતાં અમૃત ખાટું લાગે.

—ભાલણ

*

જેહની રે કીરતિ કામિની, કવિમુખ કરી આવાસ;
ખેલે નિરંતર તિહાં રહી, નવનવા રંગવિલાસ.

—નયસુંદર

સમયસુંદરકૃત

# નલ-દવદંતી રાસ

[ પ્રસ્તાવના અને ટિપ્પણ સાથે ]

: સંપાદક :

રમણલાલ ચી. શાહ

ગુજરાતીના અધ્યાપક

સેંટ ઝેવિયર્સ કૉલેજ

મુંબઈ

ભારત પ્રકાશન

૧૪, કલ્યાણ ભવન, તિલક માર્ગ

અમદાવાદ



પ્રાચીન જૈન સાહિત્ય અને ગ્રંથભંડારોના
સંશોધક અને સમુદ્ધારક, પ્રખર પંડિત,
પ્રસન્નમૂર્તિ, પરમ પૂજ્ય, પરમ કૃપાળુ

**મુનિશ્રી પુણ્યવિજયજીના**

હસ્તકમલમાં સાદર અર્પણ

## શ્રી. રમણલાલ શાહનાં પુસ્તકો

મનીષા (૧૯૫૧)
(સોનેટ–સંપાદન, શ્રી મીનુ દેસાઈ સાથે)

*

ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન (૧૯૫૩)
(પ્રો. મનસુખલાલ ઝવેરી સાથે)

*

એવરેસ્ટનું આરોહણ (૧૯૫૫)
(એવરેસ્ટનાં રોમાંચક સાહસોની ઐતિહાસિક કથા)

*

ગુલામોનો મુક્તિદાતા (૧૯૫૬)
(અમેરિકન પ્રમુખ એબ્રહેમ લિંકનની જીવનકથા)

*

શ્રેષ્ઠ નિબંધિકાઓ (૧૯૫૭)
(સંપાદન, શ્રી મીનુ દેસાઈ સાથે)

*

નલ–દવદંતી રાસ (૧૯૫૭)
(સમયસુંદરકૃત પ્રાચીન કૃતિનું સંશોધન, સંપાદન)

હવે પછી

નલરાય–દવદંતી ચરિત (ઋષિવર્ધનકૃત)

*

ઉત્તર ધ્રુવનાં સાહસો

*

દક્ષિણ ધ્રુવનાં સાહસો

# નિવેદન

અમદાવાદના મારા એક વર્ષના નિવાસ દરમ્યાન નળ-દમયંતીના કથા વિકાસ વિશેના મારા મહાનિબંધ માટે પ્રગટ-અપ્રગટ કૃતિઓ મેળવતો હતો. તે સમયે સમયસુંદરનો નલ-દવદંતી રાસ અપ્રગટ હોવાને લીધે એક હસ્તપ્રત પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ પાસેથી મળી. જૂની લિપિ ઉકેલતાં આવડતું નહોતું એટલે પૂ. દર્શનવિજયજી મહારાજ પાસેથી એ શીખ્યો અને એમની પાસે બેસી આખો રાસ ઉતારી લીધો. આ રીતે મહાનિબંધ માટે આ રાસ પૂરતું કામ પૂરું થયું. પણ પછી લાગ્યું કે એનું સંપાદન કરી પ્રગટ કરવામાં આવે તો બધાંને એ સુલભ બને. એટલે એનું સંપાદન કરી પ્રસ્તાવના અને ટિપ્પણ લખ્યાં અને ભારત પ્રકાશનના શ્રી ચંદુભાઈએ એ પ્રગટ કરવાનું સહર્ષ સ્વીકારી લીધું.

રાસ છપાતો હતો એ સમય દરમ્યાન પૂ. પુણ્યવિજયજી મહારાજ સાહેબ પાસેથી અન્ય હસ્તપ્રતો મળી, એટલે પાઠાંતરો નોંધવાનું કાર્ય પણ કર્યું. આ સંપાદન માટે મેં જુદા જુદા સમયની ૭ હસ્તપ્રતોનો ઉપયોગ કર્યો છે. એમાં એક હસ્તપ્રતનો આધાર લઈ એ પ્રમાણે રાસ છાપ્યો છે, અને બીજી હસ્તપ્રતોમાંથી મહત્ત્વના પાઠાંતરો નોંધ્યાં છે. એ પાઠાંતરો દરેક પાને ન આપતાં પ્રસ્તાવનાને અંતે અલગ આપ્યાં છે. એની સાથે હસ્તપ્રતોનો પરિચય પણ આપ્યો છે અને સમયસુંદરકૃત આ રાસની અન્ય પ્રતો કયા કયા ભંડારોમાં છે એની માહિતી એકઠી કરીને આપી છે. સંપાદનમાં જે હસ્તપ્રતનો મેં આધાર લીધો છે તેના પાઠમાં ભાષા કે જોડણીની બાબતમાં ક્યાંય ફેરફાર કર્યો નથી. એકાદ બે સ્થળે લહિયાની ભૂલ સુધારી છે અને તે ટિપ્પણમાં નોંધી છે.

પ્રસ્તાવનામાં નળદમયંતીની કથાનો વિકાસ બતાવ્યો છે; સમયસુંદરના જીવન અને કવનનો પરિચય કરાવ્યો છે; જૂની ભાષાથી અપરિચિત એવા વાચક-વર્ગને અનુલક્ષીને રાસની કથાનો સાર દરેક ખંડવાર આપ્યો છે, જેથી કથા સમજવામાં અને કાવ્યરસનું પાન કરવામાં તેમને સરળતા રહે; અને વસ્તુ,

પાત્રાલેખન વગેરેની દૃષ્ટિએ રાસની સમાલોચના આપી છે. તદુપરાંત પ્રતિપરિચય, મહત્ત્વનાં પાઠાંતરો અને ઉપલબ્ધ હસ્તપ્રતોની માહિતી ઇત્યાદિ આપ્યાં છે.

'પરિશિષ્ટ'ની માહિતી શ્રી અગરચંદજી નાહટાનાં પુસ્તકોને આધારે આપવામાં આવી છે. સમયસુંદરના જીવનકવનની માહિતી માટે સ્વ. મોહનલાલ દલીચંદ દેસાઈ, શ્રી અગરચંદજી નાહટા અને મહોપાધ્યાય વિનયસાગરના સમયસુંદર વિશેના લેખોનો આધાર લીધો છે, જે માટે એમનો અત્યંત ઋણી છું. ટિપ્પણમાં જૈન પારિભાષિક શબ્દો, સિદ્ધાન્તો, પ્રસંગો વગેરેનો, જ્યાં જરૂર લાગી ત્યાં સહેજ વિગતે પરિચય આપ્યો છે અને જૈન-જૈનેતર કથા-પરંપરા વચ્ચેનો ભેદ બતાવ્યો છે.

આ રાસની છ હસ્તપ્રતો પોતાના સંગ્રહમાંથી આપવા માટે તથા એના સંપાદન અંગે પહેલેથી છેલ્લે સુધી ઉપયોગી માર્ગદર્શન આપવા માટે પૂ. પુણ્યવિજયજી મહારાજનો હું અત્યંત ઋણી છું. આ ઉપરાંત હસ્તપ્રત પરથી રાસની નકલ ઉતારવામાં પુષ્કળ સમય આપી મદદ કરવા માટે પૂ. દર્શનવિજયજી મહારાજનો, આ આખો રાસ, અન્ય કામોમાંથી સમય કાઢી, સાંભળીને ઉપયોગી સૂચનો કરવા માટે પૂ. પંડિત સુખલાલજીનો, સમયસુંદરની અન્ય પ્રગટ કૃતિઓ મેળવી આપવા માટે શ્રી. અગરચંદજી નાહટા તથા શ્રી પ્રતાપમલજી શેઠિયાનો, ટિપ્પણ અંગે કેટલીક જરૂરી માહિતી મેળવી આપવા માટે પૂ. પ્રવર્તક સાધ્વીશ્રી વલ્લભશ્રીજીની શિષ્યા પૂ. સાધ્વીશ્રી કુસુમશ્રીનો અને આ રાસ પ્રગટ કરવા માટે ભારત પ્રકાશનના શ્રી. ચંદુભાઈનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

સેંટ ઝેવિયર્સ કૉલેજ
મુંબઈ

રમણલાલ શાહ

# અનુક્રમ

*

## ટિપ્પણ-પૂર્તિ

પહેલા ખંડની પહેલી ઢાલની ૧૪ મી કડીમાં, 'સુધાયતી'નો 'યતિ અથવા જતિ સુદ્ધાં' એમ પણ અર્થ લઈ શકાય. તેમ અર્થ કરતાં, અલબત્ત, સાધુ અને યતિનો અર્થ જુદો જુદો કરવો રહ્યો.

પહેલા ખંડની છઠ્ઠી ઢાલ પછીના દૂહાની બીજી કડીમાં 'મંત્રી સરસિક દાર'ને બદલે 'મંત્રીસર સિકદાર' વાંચવાથી અર્થ વધારે બંધબેસતો આવશે. એટલે ત્યાં 'દાર'નો અર્થ 'દ્વાર' અથવા પ્રવેશદ્વાર કરવાની જરૂર નહિ રહે.

# પ્રસ્તાવના

## નળદમયંતીની કથાનો વિકાસ

સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, જૂની તેમ જ અર્વાચીન ગુજરાતી ભાષામાં અને સંસ્કૃતમાંથી ઉદ્‌ભવેલી ઘણીખરી ભગિની ભાષાઓમાં નળદમયંતીની કથાના ભિન્નભિન્ન રીતે થયેલા વિકાસનું દર્શન થાય છે. સૌ પ્રથમ મહાભારતના આરણ્યક (વન) પર્વમાં એક ઉપાખ્યાન તરીકે જોવા મળતી, બૃહદશ્વ ઋષિને મુખે યુધિષ્ઠિરને કહેવાયેલી આ કથાનો ઉદ્દેશ, दुःखे दुःखाधिकं पश्य—એ ન્યાય પ્રમાણે નળ જેવા ચક્રવર્તી રાજા અને પુણ્યશ્લોક પુરુષને માથે અને દમયંતી જેવી સતી સ્ત્રીને માથે આવી પડેલું અસહ્ય દુઃખ બતાવી, યુધિષ્ઠિર રાજાનું દુઃખ હળવું કરવાનો છે.

મહાભારત પછી નળદમયંતીની કથાનું દર્શન ગુણાઢ્યની નષ્ટ થયેલી 'બૃહત્‌કથા' અને એને આધારે રચાયેલ ક્ષેમેન્દ્રનાં 'ભારતમંજરી' તથા 'બૃહત્કથામંજરી' અને સોમદેવભટ્ટરચિત 'કથાસરિત્સાગર'માં થાય છે. મહાભારતનો જ ઉદ્દેશ આ કથાસાહિત્યમાં રહેલો છે, પણ તેમાં કથા કહેનાર અને સાંભળનાર પાત્રો જુદાં છે. મહાભારત અને કથાસાહિત્યમાં નળદમયંતીની કથાનું વસ્તુ એક છે, પ્રસંગો પણ એકસરખા જ છે, પણ વસ્તુના આલેખનમાં, એના સંવિધાનમાં અને કેટલીક નાની નાની વિગતોમાં થોડોક તફાવત છે. બંનેમાં કથાનું સ્થાન એક ઉપાખ્યાનનું—આડકથા જેવું છે. એટલે એની કથાને આગળપાછળની કથા સાથે અનિવાર્ય એવો ઘનિષ્ઠ સંબંધ ન હોવાથી, મૂળ કથાપ્રવાહને જરા પણ હાનિ પહોંચાડ્યા વિના જુદી તારવી શકાય એવી એ સ્વતંત્ર કથા છે.

મહાભારતનો વિકાસ અને સંવૃદ્ધિકાળ વર્ષો સુધી ચાલ્યો હતો એ અને રામોપાખ્યાનાદિ ઘણી સ્વતંત્ર કથાઓ પાછળથી એમાં સમાવી લેવામાં આવી છે એ લક્ષમાં લેતાં અને ગુણાઢ્યની 'બૃહત્‌કથા', ક્ષેમેન્દ્રરચિત 'બૃહત્કથામંજરી' અને 'ભારતમંજરી' તથા સોમદેવરચિત 'કથાસરિત્સાગર' જેવાં કથાસાહિત્યમાં

નળદમયંતીની કથાને સ્થાન મળ્યું છે એ જોતાં, કદાચ એમ માની શકાય કે આ કથાનાં મૂળ, મહાભારત અને બૃહત્કથામાં એને સ્થાન મળે તે પહેલાં, તત્કાલીન લોકવાર્તામાં રહેલાં હશે. કાવ્ય અને નાટક બંનેનાં સર્જનની દૃષ્ટિએ નળદમયંતીનું કથાવસ્તુ અત્યંત રમ્ય હોવા છતાં ભાસ કે કાલિદાસ જેવા પ્રાચીન સમયના કવિઓએ એનો સ્પર્શ કર્યો નથી એ નોંધવું જોઈએ. સંભવ છે કે મહાભારતમાં આ કથાને સ્થાન ઘણું મોડું મળ્યું હોય! પાછળના સમયમાં આ કથા લોકોમાં તેમ જ કવિઓમાં ખૂબ જ પ્રિય બની ગઈ હતી. શૃંગાર અને કરુણ એ બે મુખ્ય રસોના આલેખનને પૂરતો અવકાશ આપનારી, કાવ્યતત્ત્વસભર એવી આ રમ્ય કથા તરફ ઘણા કવિઓનું મન આકર્ષાયા વિના રહ્યું નથી. પોતપોતાની કવિપ્રતિભા પ્રમાણે કોઈકે ૭ કડીનું નાનકડું ગીત રચ્યું, તો કોઈકે ૭ હજારથીયે વધારે પંક્તિનું મહાકાવ્ય રચ્યું; કોઈકે ચમ્પૂ લખ્યું, તો કોઈકે પ્રબંધ લખ્યો; કોઈકે નાટક લખ્યું, તો કોઈકે રાસ કે આખ્યાનની રચના કરી; ક્યાંક બાલાવબોધ ટીકા કે દૃષ્ટાંતકથા તરીકે એનો ઉપયોગ થયો, તો ક્યાંક વિવાહલુના કાવ્યપ્રકારમાં એના કથાવસ્તુને ગોઠવી દેવામાં આવ્યું. અર્વાચીન સમયમાં રંગભૂમિ પર એનું નાટક ભજવાયું.

સંસ્કૃત ભાષામાં મહાભારતના સમય પછી નળદમયંતી વિશે લખાયેલી સ્વતંત્ર કૃતિઓમાં શ્રી હર્ષરચિત 'નૈષધીય ચરિત', ત્રિવિક્રમ ભટ્ટરચિત 'નલચંપૂ' અથવા 'દમયંતી કથા', રવિદેવરચિત 'નલોદય કાવ્ય', વામન ભટ્ટ બાણરચિત 'નલાભ્યુદય કાવ્ય', નીલકંઠ દીક્ષિતરચિત 'નલચરિત નાટક' વગેરે કૃતિઓને ગણાવી શકાય. સંસ્કૃત અને વિશેષતઃ પ્રાકૃત અને અપભ્રંશ ભાષામાં જૈન પરંપરાનુસાર રચાયેલી નળદમયંતી વિશે જે કૃતિઓ મળે છે તેમાં કેટલીક કૃતિઓ સ્વતંત્ર રીતે એ કથાને નિરૂપનારી છે, તો કેટલીક કૃતિઓમાં એ કથા અંતર્ગત રહેલી છે. ધર્મસેનગણિરચિત 'વસુદેવહિંડી', હેમચંદ્રાચાર્યરચિત 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર', સોમપ્રભાચાર્યરચિત 'કુમારપાલપ્રતિબોધ', રામચંદ્રસૂરિરચિત 'નલવિલાસનાટક', દેવપ્રભસૂરિરચિત 'પાણ્ડવચરિત', દેવવિજયગણિરચિત 'પાણ્ડવચરિત', ગુણવિજયગણિરચિત 'ગદ્યનેમિનાથચરિત', વિનયચન્દ્રસૂરિરચિત 'મલ્લિનાથમહાકાવ્ય', માણિક્યસૂરિરચિત 'નલાયનમહાકાવ્ય', સોમતિલકસૂરિરચિત 'શીલોપદેશમાલાવૃત્તિ',

જિનસાગરસૂરિકૃત 'કર્પૂરપ્રકરટીકા', અને શુભશીલગણિકૃત 'ભરતેશ્વરબાહુબલિવૃત્તિ'માં નળદમયંતીની કથા જોવા મળે છે. આ ઉપરાંત બીજી કેટલીક કૃતિઓમાં પણ નળદમયંતીની કથા શીલની, સતીત્વની કે દ્યૂતના વ્યસનની કથાઓ ભેગી જોવા મળે છે.

અપભ્રંશ પછી જૂની ગુજરાતી ભાષામાં નળદમયંતીની કથા બે સ્પષ્ટ ભિન્નભિન્ન પ્રવાહમાં વહેતી જોઈ શકાય છે. એમાં જૈનેતર કરતાં જૈન કવિઓનું સર્જન પ્રમાણમાં વિપુલ છે. નલકથાને ગુજરાતી ભાષામાં આલેખનાર લગભગ બધા જ જૈન કવિઓએ એ વિશે સ્વતંત્ર કૃતિનું સર્જન કર્યું છે. તેમાં અત્યાર સુધી મળતી કૃતિઓમાં જૂનામાં જૂની કૃતિ સં. ૧૫૧૨ માં ઋષિવર્ધને રચેલી 'નલરાય–દવદંતીચરિત' છે. ઋષિવર્ધન ઉપરાંત કોઈ અજ્ઞાત કવિએ સં. ૧૫૩૯ માં, મહીરાજે સં. ૧૬૧૨ માં, મેઘરાજે સં. ૧૬૬૪ માં, નયસુંદરે સં. ૧૬૬૫ માં, સમયસુંદરે સં. ૧૬૭૩ માં, જ્ઞાનસાગરે સં. ૧૭૨૦ માં, વાસણસુત ભીમે સં. ૧૭૨૭ માં, ગુલાલવિજયે સં. ૧૭૮૨ માં નળદમયંતી (જૈન પરંપરા પ્રમાણે નલદવદંતી) વિશે રાસના પ્રકારની કૃતિઓ લખી છે. સેવક નામના એક કવિએ વિવાહલુના પ્રકારની કૃતિ પણ લખી છે.

જૈનેતર પરંપરામાં સૌ પ્રથમ ભાલણે લખેલું 'નળાખ્યાન' મળે છે. ભાલણે એક નહિ, પણ બે નળાખ્યાન લખ્યાં છે. જોકે બીજા નળાખ્યાનના કર્તૃત્વ વિશે થોડી શંકા તો ઊઠે જ છે. ભાલણ પછી નાકર અને વિષ્ણુદાસે વનપર્વ લખતાં નળની કથા લખી છે. એ પછી વિસ્તારમાં મોટું અને કાવ્યગુણમાં ઘણું જ ચડિયાતું, મધ્યકાલની ઉત્તમ કૃતિઓમાં સ્થાન પામે તેવું સુંદર સર્જન તે પ્રેમાનંદનું 'નળાખ્યાન'. પ્રેમાનંદ પછી વૈકુંઠ નામના કવિએ સ્વતંત્ર રીતે અને અવિચળદાસ નામના કવિએ વનપર્વમાં નલકથા આલેખી છે.*

* અર્વાચીન સમયમાં રણછોડભાઈ ઉદયરામ દવેએ અને મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ 'નળદમયંતી નાટક' લખ્યું છે. નારાયણ વસનજી ઠક્કરે ખાસ રંગભૂમિ માટે જ 'દેવી દમયંતી' નામનું નાટક લખ્યું હતું, જે અપ્રગટ છે. 'દમયંતીદમનાન્ત' નામનું ગોવર્ધનરામે લખેલું નાટક અપૂર્ણ અને અપ્રગટ છે.

નળદયમંતી વિશે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને જૂની ગુજરાતીમાં લખાયેલા સાહિત્યમાં જૈન કવિઓનો વિશિષ્ટ ફાળો છે. ફક્ત ગુજરાતી સાહિત્યનો વિચાર કરીએ તોપણ ભારતની બીજી કોઈ પણ ભાષા કરતાં ગુજરાતી ભાષામાં આ કથાનો વિકાસ વધુમાં વધુ થયો છે. રામ, કૃષ્ણ અને પાણ્ડવોની કથાની જેમ આ કથાને પણ ઘણા પ્રાચીન સમયથી જૈન ધર્મની પરંપરાએ પોતાની રીતે અપનાવી એનું જૈનીકરણ કર્યું છે. ઠેઠ વસુદેવહિંડીના સમયથી નળદમયંતીની કથાની એક સ્પષ્ટ જૈન પરંપરા ચાલી આવી છે. મહાભારતની મૂળ કથામાં જેમ જૈનેતર કવિઓએ ફેરફારો કર્યા છે, તેમ એ કથાનું જૈનીકરણ થયા પછી પણ જૈન કવિઓએ પરંપરાથી ચાલી આવતી એ જૈન કથામાં ઘણા ફેરફારો કર્યા છે.

## મહાભારતની નલકથા

મૂળ મહાભારતની કથા અને જૈન પરંપરાની કથા કેવી રીતે જુદી પડે છે તે જોતાં પહેલાં બંને કથાઓ ટૂંકમાં આપણે જોઈ લઈએ. મહાભારતમાં કથા આ પ્રમાણે છે :—

નિષધ દેશમાં રાજ્ય કરતા વીરસેનપુત્ર નળને વિદર્ભ દેશના ભીમ રાજાની અત્યંત સુંદર પુત્રી દમયંતી પ્રત્યે થયેલો પ્રેમ એક હંસના દૂતકાર્ય દ્વારા દૃઢ થાય છે. હંસ દમયંતીમાં નળ પ્રત્યે પ્રેમ જન્માવે છે. નળ અને દમયંતીએ એકબીજાને જોયાં નથી, પણ મનથી બંને એકબીજાને વરી ચૂક્યાં છે. ભીમ રાજાએ દમયંતી માટે માંડેલા સ્વયંવરમાં જવા માટે નીકળેલા નળને, નારદ મુનિએ દેવોને એ સ્વયંવરની ખબર આપતાં એને માટે નીકળેલા ઇન્દ્ર, અગ્નિ, વરુણ અને યમ રસ્તામાં મળે છે. દમયંતી નળને વરવાની હતી એ દેવો જાણતા હતા. પરંતુ એ પોતાને વરે એવું કહેવા માટે દેવોએ સ્વયંવર થતાં પહેલાં નળને દમયંતી પાસે મોકલ્યો. અદશ્ય શરીર ધારણ કરી મહેલમાં પ્રવેશી નળ દેવોના દૂતકાર્ય માટે દમયંતી પાસે પહોંચ્યો અને નળને છોડી, દેવોને વરવા માટે એને ઘણો આગ્રહ કર્યો. પરંતુ દમયંતીએ એ વાત માની નહિ, અને નળને વરવાના પોતાના વિચારમાં મક્કમ રહી. એટલે દેવોએ સ્વયંવરમાં નળનું રૂપ લીધું. એથી સ્વયંવરમાં એક નહિ, પણ પાંચ નળ

જોતાં મૂંઝાયેલી દમયંતીએ દેવોને પિતૃસમાન ગણી પ્રાર્થના કરી, જેથી દેવોએ મૂળ સ્વરૂપ ધારણ કરતાં દમયંતી નળને વરી. દેવોએ પ્રસન્ન થઈ બંનેને વરદાન આપ્યાં.

દમયંતીને પરણીને નિષધ પાછા જતા નળને દુઃખી કરવા, પોતાને દમયંતી પરણવા ન મળવાથી ક્રોધે ભરાયેલો કલિ પાછળ પડ્યો. પરંતુ નળ પવિત્ર હતો એટલે કલિ કશું કરી શકતો નહિ. પણ એક દિવસ નળના દેહમાં થોડીક અશુદ્ધિ રહી જતાં કલિએ તેમાં પ્રવેશ કર્યો અને એને એના ભાઈ પુષ્કર સાથે જુગાર રમવા પ્રેર્યો. જુગારમાં નળ પોતાનું રાજ્ય હારી ગયો અને દમયંતી સાથે વનવાસે નીકળ્યો. વનમાં નળ દમયંતીને સૂતી મૂકીને ચાલ્યો ગયો. દમયંતીએ જાગીને જોયું તો નળ મળે નહિ. વનમાં અનેક આપત્તિઓમાંથી બચતી દમયંતી પોતાની માસીને ત્યાં આવી. દમયંતીના દુઃખની વાત જાણતાં ભીમ રાજાએ એની તપાસ કરાવી. રાજાનો દૂત એની ભાળ કાઢીને ત્યાંથી એને લઈ ગયો. પછી ભીમ રાજાએ નળની તપાસ કરાવવી શરૂ કરી.

દમયંતીનો ત્યાગ કરીને જતા નળને, માર્ગમાં અગ્નિમાંથી બચાવેલો કર્કોટક નાગ કરડ્યો, જેથી એનો દેહ કદરૂપો થઈ ગયો. પરંતુ નાગ કૃતઘ્ની નહોતો. નળને કદરૂપો દેહ ગમે ત્યાં ઓળખાયા વગર જવા માટે મદદરૂપ થઈ શકે તેમ હતો. વળી મૂળ સ્વરૂપ ધારણ કરવા માટે નાગે એને વસ્ત્ર અને આભરણ આપ્યાં. બાહુક નામ ધારણ કરી કદરૂપો નળ અયોધ્યાંના ઋતુપર્ણ રાજાને ત્યાં આવ્યો. અશ્વવિદ્યાનો એ જાણકાર હોવાથી રાજાએ એને પોતાની અશ્વશાળામાં રાખી લીધો.

ભીમ રાજાનો દૂત ફરતો ફરતો ઋતુપર્ણ રાજાને ત્યાં આવ્યો. અશ્વવિદ્યાના જાણકાર તરીકે એણે નળને ઓળખી કાઢ્યો, પણ નળ કદરૂપો નહોતો એથી એને શંકા પડી. ભીમ રાજાને સમાચાર આપતાં એણે દમયંતીના સ્વયંવરના બનાવટી સમાચાર ઋતુપર્ણ રાજાને મોકલાવ્યા, અને સમય એટલો ટૂંકો આપ્યો કે જેથી બાહુકને અશ્વવિદ્યા આવડતી હોય તો જ ઋતુપર્ણ રાજા સ્વયંવરમાં આવી શકે. ઋતુપર્ણ રાજા બાહુકને લઈને સ્વયંવર માટે આવી

પહોંચ્યો. રસ્તામાં એણે અને બાહુકે (નળે) પોતપોતાની વિદ્યાની આપલે કરી, જેથી નળને અક્ષવિદ્યા આવડતાં કલિ એના શરીરમાં રહી શક્યો નહિ. સ્વયંવરની વાત બનાવટી હતી એથી ઋતુપર્ણ રાજાને ક્ષોભ થયો. ભીમ રાજાએ અને દમયંતીએ બાહુકની પરીક્ષા કરી અને એ નળ છે એવી ખાતરી થતાં તેમને ખૂબ હર્ષ થયો. નળે પોતાનું મૂળ રૂપ ધારણ કર્યું. ચાર વર્ષના વિયોગ પછી નળ અને દમયંતીનો મેળાપ થયો. અક્ષવિદ્યાના જાણકાર નળે પુષ્કર સાથે ફરી જુગાર રમી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું અને સુખથી ભોગવ્યું.

## જૈન પરંપરાની નલકથા

પ્રાચીન સમયથી ચાલી આવતી જૈન પરંપરાનુસારી નળદમયંતીની કથા આ પ્રમાણે છે :—

મમ્મણ નામે એક રાજાને વીરમતી નામની રાણી હતી. એક દિવસ વનક્રીડા માટે તેઓ જતાં હતાં ત્યાં એક સાર્થ સાથે એક સાધુને તેમણે જોયો. પોતાને અપશુકન થયા માની તેમણે સાધુને સાર્થથી બાર ઘડી સુધી વિખૂટો પાડી કષ્ટ આપ્યું. પણ પછી તેમને પશ્ચાત્તાપ થયો અને એ જ સાધુ પાસેથી તેમણે ધર્મોપદેશ ગ્રહણ કર્યો. ઘણાં વર્ષો સુધી સુખ ભોગવ્યા પછી અનશન વ્રત ધારણ કરી તેમણે દેહત્યાગ કર્યો. બીજા ભવમાં તેઓ સ્વર્ગલોકમાં દેવ બન્યાં. ત્રીજા ભવમાં તેઓ આહિર અને આહિરાણી બન્યાં. ચોથા ભવમાં યુગલિક તરીકે જન્મ્યાં. પાંચમા ભવમાં તેઓ ફરી દેવતા બન્યાં. અને છઠ્ઠા ભવમાં તેઓ નળ અને દવદંતી* તરીકે જન્મ્યાં.

કોશલ દેશમાં અયોધ્યા નગરીમાં રાજ્ય કરતા નિષધ રાજાને નળ અને કૂબર નામના બે પુત્રો હતા. તેમાં નળ ખૂબ તેજસ્વી હતો. એક દિવસ કુંડિનપુરના ભીમરાજાએ પોતાની કુંવરી દવદંતીના સ્વયંવર માટે આમંત્રણ આપ્યું, એટલે નિષધ રાજા સ્વયંવર માટે નળ અને કૂબરને લઈને ગયો.

* જૈન પરંપરાની કથામાં દમયંતીને બદલે દવદંતી નામ આવે છે. દવદંતીના ગર્ભવાસ દરમ્યાન એની માતાએ સ્વપ્નમાં દવથી ત્રાસીને નાઠેલા એક દંતી(હાથી)ને પોતાના તરફ આવતો જોયો માટે બાળકનું નામ દવદંતી રાખ્યું.

સ્વયંવરમાં દવદંતી નળને વરી. દવદંતી નળને વરી એથી કેટલાક રાજા નળની સાથે યુદ્ધે ચડ્યા. પણ નળે તેમને હરાવ્યા. નળદવદંતી અયોધ્યા પાછાં ફરતાં હતાં તે વખતે રસ્તામાં ચારે બાજુ એટલા બધા ભમરાઓ ઊડતા હતા કે એકદમ અંધારું થઈ ગયું હતું. તે વખતે દવદંતીએ પોતાના ભાલ પરનું કુદરતી તિલક ઘસવાથી પ્રગટેલા સૂર્ય જેવા તેજમાં કાઉસગ્ગમાં રહેલા એક મુનિ દેખાયા, જેના શરીરને વૃક્ષ સમજી મદોન્મત્ત હાથીએ માથું ઘસવાથી ચોંટેલા મદને લીધે એના શરીર પર ભમરાઓ બેઠા હતા અને બીજા અસંખ્ય આસપાસ ઊડતા હતા. છતાં મુનિ કાઉસગ્ગમાંથી ચલિત થયા નહોતા. નળ-દવદંતીએ પોતાના સૈન્ય સાથે એ સાધુની સેવાચાકરી કરી.

અયોધ્યામાં નળ સુખેથી રાજ્ય કરતો હતો. પણ એક દિવસ નાના ભાઈ કૂબર સાથે દ્યૂત રમતાં પોતાનું રાજ્ય હારી ગયો અને દવદંતી સાથે વનવાસે નીકળ્યો. પોતાની સાથે રહેવાથી દવદંતીને ઘણું દુઃખ પડશે એમ માની નળ વનમાં એને સૂતી મૂકીને ચાલ્યો ગયો, અને પિયર જવાની સલાહ એના વસ્ત્ર પર પોતાના રુધિરથી લખતો ગયો. દવદંતી વનમાં એકલી ભમતી ભમતી તાપસપુર અને ત્યાંથી પોતાની માસી ચંદ્રજસા અને ઋતુપર્ણ રાજાને ત્યાં અચલપુર આવી. રસ્તામાં એને માથે ઘણી આપત્તિઓ આવી પડેલી. એક વાર એક રાક્ષસ અને બીજી એક વાર એક રાક્ષસી એને ખાવા આવેલાં, પણ પોતાના સતીત્વના અને ધર્મના પ્રતાપે એ બચી ગઈ. બીજી બાજુ એણે વસંત સાર્થવાહ, તાપસો, પિંગળ ચોર વગેરેને સદુપદેશથી ધર્મ તરફ વાળ્યા. અચલપુરમાં દાનશાળામાં એ દાન આપતી હતી તે વેળા ભીમ રાજાના દૂતે એને ઓળખી કાઢી અને એને એના પિતાને ત્યાં કુંડિનપુર લઈ ગયો. ભીમ રાજાએ નળની શોધ કરવા માટે માણસો મોકલ્યા.

દવદંતીનો ત્યાગ કરી નળ જતો હતો ત્યાં રસ્તામાં એને સાપ કરડ્યો. એ સાપ તે નળના પિતા નિષધ, જે અવસાન પછી સ્વર્ગમાં હતા ને સાપનું રૂપ લઈને આવ્યા હતા. એના કરડવાથી નળનું શરીર કદરૂપું બની ગયું, પરંતુ સાપે વસ્ત્ર અને આભરણ આપ્યાં, જે પહેરવાથી મૂળ સ્વરૂપ ધારણ કરી શકાતું હતું. હુંડિક નામ ધારણ કરી ફરતો ફરતો નળ સુસમાપુર આવ્યો ત્યારે એક

ગાંડા હાથીને વશ કરી ત્યાંના દધિપર્ણ રાજાને ત્યાં અશ્વશાળામાં રહ્યો. નળની માહિતી મળતાં ભીમ રાજાએ દવદંતીના ફરી સ્વયંવર કરવાના બનાવટી સમાચાર દધિપર્ણ રાજાને મોકલ્યા અને સમય ઘણો ટૂંકો આપ્યો. દધિપર્ણ રાજા અને હુંડિક, માર્ગમાં પોતપોતાની વિદ્યાની આપલે કરીને દવદંતીના સ્વયંવર માટે આવ્યા. ભીમ રાજા અને દવદંતીએ હુંડિકની પરીક્ષા કરી અને એ નળ જ છે એવી ખાતરી થતાં તેમને આનંદ થયો. અશ્વવિદ્યાના બળે નળે કૂબર પાસેથી રાજ્ય મેળવ્યું, અને સુખેથી ભોગવ્યું. છેવટે અનશન વ્રત કરી તેમણે દેહનો ત્યાગ કર્યો. ત્યાંથી તેઓ બંને દેવલોકમાં જન્મ્યાં. નળ ધનદ ( કુબેર ) નામનો દેવ થયો. દવદંતી તેની પ્રિયા થઈ. પરંતુ ત્યાર પછી દવદંતી ત્યાંથી ચ્યવીને પેઢાલપુરના રાજા હરિચંદ્રની પુત્રી કનકવતી થઈ. નળ દેવલોકમાં ધનદ જ રહ્યો. કનકવતીનાં વસુદેવ સાથે લગ્ન થયાં. કનકવતીને ધર્મજ્ઞાન થતાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું અને એ મોક્ષે ગઈ. ધનદ પણ માનવ તરીકે જન્મી કેવળજ્ઞાન પામી ભવિષ્યમાં મોક્ષે જશે.

## બંનેની સરખામણી

મહાભારતની નલકથા અને જૈન પરંપરાની નલકથામાં સ્થલપાત્રાદિનો ભેદ પ્રથમ દૃષ્ટિએ જ જણાઈ આવે છે. મહાભારતમાં નળના પિતાનું નામ વીરસેન છે, જૈન કથામાં નિષધ છે. મહાભારતમાં એ નિષધ દેશનો રાજા છે, જૈન કથામાં એ કોશલ દેશનો રાજા છે. મહાભારતમાં નળના ભાઈનું નામ પુષ્કર છે, જૈન કથામાં કૂબર છે. મહાભારતમાં દમયંતી છે, જૈન કથામાં દવદંતી છે. મહાભારતમાં દમયંતીની માતાનું નામ આપ્યું નથી, ( પ્રેમાનંદે એનું નામ વજ્રાવતી આપ્યું છે. ), જૈન કથામાં એનું નામ પુષ્પદન્તી અથવા પુષ્પવદી છે. (નયસુંદરે એનું નામ પ્રિયંગુમંજરી રાખ્યું છે.) મહાભારતમાં નળના પુત્રનું નામ ઇન્દ્રસેન છે, જૈન કથામાં પુષ્કલ છે. મહાભારતમાં દમયંતીના પિતા ભીમ રાજા વિદર્ભ દેશમાં રાજ્ય કરે છે, જૈન કથામાં કુંડિનપુરમાં. મહાભારતમાં વિયોગમાં દમયંતી ચેદિરાજ સુબાહુને ઘેર જાય છે, જૈન પરંપરાની મૂળ કથા વસુદેવહિંડીમાં અચલપુરના રિપુશત્રુને ત્યાં જાય છે. અન્ય જૈન કથાઓમાં અચલપુરના ઋતુપર્ણ રાજાને ત્યાં જાય છે. મહાભારતમાં કદરૂપા નળનું નામ બાહુક છે, જૈન કથામાં હુંડિક છે. મહાભારતમાં બાહુક અયોધ્યાના ઋતુપર્ણ રાજાને ત્યાં જાય છે, જૈન કથામાં હુંડિક સુસમાપુરના દધિપર્ણ રાજાને ત્યાં જાય છે.

મહાભારત અને જૈન કથામાં મહત્ત્વનો તફાવત એ છે કે મહાભારતની કથામાં નળના પૂર્વ ભવની સ્પષ્ટ વાત આવતી નથી. જૈન કથામાં નળદવદંતીના પૂર્વજન્મ અને પુનર્જન્મની કથા આવે છે. વસ્તુતઃ નળદવદંતીની કથા વસુદેવ–કનકવતીના આગળના એક મુખ્ય ભવની કથા તરીકે આલેખવામાં આવી છે. જૈન કથામાં નળદવદંતીના પૂર્વના પાંચ ભવની અને પાછળના બે ભવની વાત કરી છે અને અંતે એ બંનેને મોક્ષે જતાં બતાવ્યાં છે. મહાભારતમાં આ કથા પાછળનો આશય દ્યૂતના વ્યસનની અનિષ્ટતા બતાવવાનો અને નળદમયંતીનાં દુઃખની વાત કરી યુધિષ્ઠિરનું દુઃખ હળવું કરવાનો છે. જૈન કથા પાછળનો આશય કર્મની વિચિત્ર ગતિ બતાવવાનો અને શીલ તથા સદ્ધર્મનો ઉપદેશ આપવાનો છે.

મહાભારતની કથામાં નળને માથે આપત્તિ આવી પડવાનું મુખ્ય કારણ કલિ છે. દમયંતીના સ્વયંવરથી ગુસ્સે થયેલો કલિ કોઈ પણ રીતે નળ અને દમયંતીને દુઃખી કરવા પ્રવૃત્ત થયો છે. અનેક વર્ષો પછી એક દિવસ નળના પગની પાની જરાક અશુદ્ધ રહી જતાં એ એના શરીરમાં પ્રવેશે છે, ને ત્યાર પછી કલિ જ એને જુગાર રમવા અને વનમાં દમયંતીનો ત્યાગ કરવા પ્રેરે છે. ગુપ્તવાસ દરમ્યાન નળ જ્યારે ઋતુપર્ણ રાજા પાસેથી અક્ષવિદ્યા મેળવે છે, ત્યારે જ કલિ એના શરીરમાંથી બહાર નીકળે છે. કલિ શરીરમાંથી બહાર જતાં નળના જીવનનો ફરી ઉદય શરૂ થાય છે. જૈન પરંપરાની કથામાં કલિનું પાત્ર જોવા નથી મળતું. નળદવદંતીને માથે બાર વરસ વનવાસ અને વિયોગની આપત્તિ આવી પડવાનું કારણ પૂર્વ જન્મનાં કર્મ છે. મમ્મણ અને વીરમતીના ભવમાં બાર ઘડી સુધી એક સાધુને સાર્થથી વિખૂટો પાડી, દીધેલા કષ્ટના કર્મનાં ફળ બાર વર્ષના વિયોગરૂપે નળ અને દવદંતીના ભવમાં તેમને ભોગવવાં પડયાં.

મહાભારતની કથામાં નળ અને દમયંતી વચ્ચે પરસ્પર અનુરાગ હંસ જન્માવે છે. જૈન કથામાં તેમની વચ્ચે અનુરાગ સ્વયંવરથી થાય છે. નળને જોતાં જ દમયંતી હર્ષ અનુભવે છે અને એને વરે છે. નયસુંદરના 'નળદમયંતી

રાસ'માં શારદાદેવીનો હંસ શાપમાંથી મુક્તિ મેળવવા માટે આ કાર્ય કરે છે. જૈન કથામાં વસુદેવ અને કનકવતીના અનુરાગ માટે હંસ બતાવવામાં આવ્યો છે.

મહાભારતની કથામાં દમયંતીના સ્વયંવરમાં દેવો પણ આવે છે અને નળને પોતાના તરફથી દમયંતીને સમજાવવાનું દૂતકાર્ય કરવા માટે મોકલે છે. પરંતુ દમયંતીના પ્રેમને લીધે તેમાં નિષ્ફળ નીવડતાં પોતે નળનું રૂપ ધારણ કરે છે. જૈન કથામાં દવદંતીના સ્વયંવરમાં દેવો આવતા બતાવ્યા નથી. તેમાં સ્વયંવર નિર્વિઘ્ને પતી જાય છે. પણ પછી કેટલાક રાજા અભિમાનથી નળ સાથે યુદ્ધ કરવા જાય છે, તો નળ તેમને હરાવે છે. જૈન કથામાં અલબત્ત, દવદંતીના સ્વયંવરમાં દેવો આવતા બતાવ્યા નથી, પણ એ પછીના બીજા ભવમાં દવદંતી જ્યારે કનકવતી છે, અને નળ જે સમયે ધનદ નામનો દેવ છે, ત્યારે કનકવતીના સ્વયંવરમાં ધનદ આવે છે અને વસુદેવને પોતાને માટે દૂતકાર્ય કરવાનું કહે છે, અને તેમાં નિષ્ફળ જતાં સ્વયંવરમાં વસુદેવનું રૂપ પોતાના જેવું કરે છે. આમ હંસ અને દેવોનો પ્રસંગ જૈન કથામાં નળ અને દમયંતી સંબંધે નહિ, પણ થોડા ફેરફાર સાથે વસુદેવ અને કનકવતીના સંબંધમાં જોવા મળે છે. મહાભારતની કથામાં દેવોને નળને જુદાં જુદાં વરદાન આપતા બતાવ્યા છે, ઉપરાંત નળને અશ્વવિદ્યા અને સૂર્યપાક રસવતીની કલા કેવી રીતે મળી તે પણ બતાવ્યું છે. જૈન કથામાં દેવો નથી, એટલે એમના વરદાનની વાત તો ક્યાંથી જ હોય? અશ્વવિદ્યા અને સૂર્યપાક રસવતીની કલાનો ઉલ્લેખ આવે છે, પણ એ કેવી રીતે મળી તે બતાવ્યું નથી.

મહાભારતની કથામાં વનવાસ દરમ્યાન નળ કર્કોટક નાગને બચાવે છે, પણ કંઈક ગેરસમજથી એ નળને કરડે છે, જેથી નળનો દેહ તદ્દન કદરૂપો બની જાય છે. પણ કર્કોટકે આપેલાં વસ્ત્ર અને આભરણ ધારણ કરવાથી મૂળ સ્વરૂપ પ્રાપ્ત થઈ શકતું હોવાથી કદરૂપો દેહ એને આશીર્વાદરૂપ થઈ પડે છે. જૈન કથામાં નળને કરડનાર સાપ આગલા ભવમાં નળનો પિતા નિષધ રાજા હતો. દેવ બનેલો નિષધ અવધિજ્ઞાનથી નળની દશા જાણી, સાપનું રૂપ લઈ, જાણી જોઈને એને કરડે છે, એનો દેહ કદરૂપો બનાવી દે છે, અને મૂળ દેહ મેળવવા માટે વસ્ત્ર અને આભરણ આપે છે.

આ ઉપરાંત, મહાભારતની કથામાં નળ અને દમયંતીનો વિયોગ ચાર વર્ષનો બતાવ્યો છે, જૈન કથામાં બાર વર્ષનો બતાવ્યો છે. મહાભારતમાં નળ એકલો સ્વયંવરમાં જાય છે, જ્યારે જૈન કથામાં નિષધ રાજા નળ અને કૂબરને લઈને જાય છે. મહાભારતમાં ઋતુપર્ણ બાહુકની સાથે ભીમ રાજાને ત્યાં સાંજે પહોંચે છે, જૈન કથામાં દધિપર્ણ રાજા હુંડિક સાથે ભીમ રાજાને ત્યાં સવારમાં પહોંચે છે. મહાભારતમાં ઋતુપર્ણ ઉપરાંત બાહુક અને સુદેવ રથમાં બેસે છે, જૈન કથામાં દધિપર્ણ રાજા, હુંડિક અને બીજા ચાર જણ બેસે છે. આમ, આવી નાની નાની વિગતોમાં પણ આવા કેટલાક ફેરફારો જોવા મળે છે. આ ઉપરાંત જૈન કથામાં કેટલાક નવા પ્રસંગો પણ ઉમેરાયેલા છે.

મહાભારતની નળદમયંતીની કથામાં ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્ન કવિઓએ જેમ ફેરફારો કર્યા છે અને નવા પ્રસંગો ઉમેર્યા છે, તેમ જૈન પરંપરાની મૂળ કથામાં પણ સમયે સમયે જૈન કવિઓએ ફેરફારો કર્યા છે અને નવા નવા પ્રસંગો ઉમેર્યા છે. સંસ્કૃત 'નલાયન'માં માણિક્યસુંદરસૂરિએ અને તેમને અનુસરી 'નળદમયંતી રાસ'માં નયસુંદર કવિએ મહાભારત તેમ જ જૈન પરંપરાના લગભગ ઘણાખરા પ્રસંગો સંકલિત કરી લીધા છે અને બીજા ઘણા નવા પ્રસંગો ઉમેર્યા છે. એ બે કૃતિઓમાં હંસ, દેવો, કલિ વગેરેના પ્રસંગો પણ આવે છે, પરંતુ તે મહાભારતની નહિ, પણ જૈન પરંપરાની રીતે ગોઠવાયા છે.

આમ, મૂળ મહાભારતની નળદમયંતીની કથાના આ બે સ્પષ્ટ પ્રવાહો પડી ગયા અને તેમાં પણ ખુદ મહાભારતકારે નહિ કલ્પ્યા હોય એટલા, સંખ્યાબંધ ફેરફારો થયા અને નવા પ્રસંગો ઉમેરાયા. અલબત્ત, આવા ફેરફારો પાછળ કવિનું હંમેશાં લક્ષ્ય કવિત્વનું જ રહ્યું છે એવું નથી. ક્યાંક દ્યૂતની અનિષ્ટતા બતાવવાનું, ક્યાંક શીલનું માહાત્મ્ય દર્શાવવાનું, ક્યાંક ધર્મોપદેશ આપવાનું, ક્યાંક સભારંજનનું તો ક્યાંક વધુમાં વધુ પ્રસંગો સમાવિષ્ટ કરવાનું લક્ષ્ય પણ રહ્યું છે. એથી કેટલીક વાર નવી કલ્પના અને નવા રસ વડે કાવ્યને પુષ્ટિ પણ મળી છે, તો ક્યાંક કાવ્યને હાનિ પણ પહોંચી છે.

# કવિવર સમયસુંદર

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરનાર સમર્થ જૈન કવિઓમાં સમયસુંદરનું સ્થાન વિશિષ્ટ છે. ઈ. સ. ના સોળમા શતકના ઉત્તરાર્ધમાં અને સત્તરમા શતકના પૂર્વાર્ધમાં થઈ ગયેલા આ જૈન સાધુ કવિએ ગુજરાતી સાહિત્યમાં વિવિધ પ્રકારનો ફાળો આપ્યો છે. વિદ્વાન સાહિત્યકાર તરીકે તેમ જ તપસ્વી સાધુ તરીકે તેમણે ઉચ્ચ પ્રકારની પ્રતિષ્ઠા પોતાના સમયમાં મેળવી હતી.

સમયસુંદરના જીવન વિશે, એમણે પોતે રચેલા ગ્રંથોને આધારે, તેમ જ એમના શિષ્યોએ રચેલી કૃતિઓને આધારે કેટલીક માહિતી મળે છે. સમયસુંદરનો જન્મ મારવાડમાં સાચોરની પ્રાગ્વાટ (પોરવાડ) વણિક જ્ઞાતિમાં થયો હતો. એમની માતાનું નામ લીલાદેવી હતું અને એમના પિતાનું નામ રૂપસિંહ હતું. પોતાના જન્મસ્થાન વિશે કવિએ પોતે પોતાની એક કૃતિ 'સીતારામ ચોપાઈ'ના છઠ્ઠા ખંડની ત્રીજી ઢાલમાં આ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે:—

> મુજ જનમ શ્રી સાચોરમાંહી, તિહાં ચ્યાર માસ રહ્યાં ઉચ્છાહિ;
> તિહાં ઢાલ એ કીધી એક જ, કહે સમયસુંદર ધરી હેજ.

કવિના કવનકાળ તેમ જ અવસાન સમય વિશે જેવાં નિશ્ચિત પ્રમાણો મળે છે તેવાં તેમના જન્મસમય કે બાલ્યકાળ વિશે મળતાં નથી. પરંતુ અન્ય ઉલ્લેખો પરથી એ વિશે કંઈક અનુમાન કરી શકાય છે. સમયસુંદરનો સૌથી પહેલો ગ્રંથ તે 'भावशतक'. સં. ૧૬૪૧ માં રચાયેલા આ સંસ્કૃત ગ્રંથમાં તેમણે મમ્મટના કાવ્યપ્રકાશનું અધ્યયન કરી ધ્વનિ વગેરે સૂક્ષ્મ વિષયોની ૧૦૦ શ્લોકોમાં ચર્ચા કરી છે. વળી આ ગ્રંથમાં કવિ પોતાને 'ગણિ સમયસુંદર' તરીકે ઓળખાવે છે. ગહન વિષય, સંસ્કૃતમાં રચના અને 'ગણિ' નું પદ બતાવે છે કે આ ગ્રંથની રચના તેમણે પુખ્ત ઉંમરે પહોંચ્યા પછી જ કરી હશે. સં. ૧૬૪૧ માં તેઓ 'ગણિ' હતા, અને આપણે જાણીએ છીએ કે દીક્ષા લીધા પછી 'ગણિ' પદ પ્રાપ્ત કરવા માટે ચારપાંચ વર્ષ નહિ, પણ ઓછામાં ઓછાં આઠદસ વર્ષની અખંડ સાધનાની અને અવિરત અભ્યાસની આવશ્યકતા છે. તેમાં પણ 'ભાવકશતક' જેવા ગ્રંથની રચના કરવા માટે તો અલબત્ત,

ઊંડા અભ્યાસ અને તલસ્પર્શી જ્ઞાનની અપેક્ષા રહે જ છે. એટલે સમયસુંદરે દીક્ષા સં. ૧૬૩૦ ની આસપાસ લીધી હોય તો જ આ શક્ય બને છે.

બાળવયે દીક્ષા લઈ પંદરવીસ વરસની ઉંમરે સાધુ તરીકે, તેમ જ સંસ્કૃત પ્રાકૃતના અઠંગ અભ્યાસી અને પ્રખર સાહિત્યકાર તરીકે ઉચ્ચ પ્રકારની સિદ્ધિ દાખવનારી કેટલીક વિરલ વિભૂતિઓ આપણને જોવા મળે છે. જો એ પ્રમાણે સમયસુંદરની બાબતમાં હોય તો તેમણે પણ વીસબાવીસ વર્ષની ઉંમરે 'ભાવશતક'ની રચના કરી હોય અને સાધુ તરીકે 'ગણિ'નું પદ મેળવ્યું હોય એમ માની શકાય. પરંતુ એમની બાબતમાં તેમ બન્યું હોય એમ માનવું સંભવિત લાગતું નથી, કારણ કે તેમણે દીક્ષા બાળવયે નહિ, પણ પંદરવીસ વર્ષની ઉંમરે લીધી હતી. સમયસુંદરના જ શિષ્ય વાદી હર્ષનંદને લખ્યું છે તે પ્રમાણે સમયસુંદરે "નવ યૌવન ભર સંયમ સંગ્રહ્યો જી, સઈ હથે શ્રી જિનચંદ." વાદી હર્ષનંદને જ્યારે 'નવયૌવન'નો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે ત્યારે સમયસુંદરે આઠ-દસ વર્ષની બાળવયે નહિ, પણ પંદરવીસ વર્ષની તરુણાવસ્થામાં દીક્ષા લીધી હશે એવું અનુમાન કરીએ તો ખોટું નથી. એ પ્રમાણે દીક્ષા સમયે એમની ઉંમર ઓછામાં ઓછી ૨૦ વર્ષની કલ્પીએ, તો એમનો જન્મ સં. ૧૬૧૦ની આસપાસ થયો હશે એમ માની શકાય. દીક્ષા સમયની એમની ઉંમર પ્રમાણે આ જન્મસમય આગળપાછળ મૂકી શકાય. યુગપ્રધાન આચાર્ય શ્રી જિનચન્દ્રસૂરિએ પોતાને હાથે કવિને દીક્ષા આપી હતી અને પોતાના પ્રથમ શિષ્ય સકલચંદ્ર ગણિના શિષ્ય તરીકે એમને જાહેર કરી, એમનું 'સમયસુંદર' નામ રાખ્યું હતું.

## અભ્યાસ અને પ્રગતિ

પોતાની કૃતિઓમાં સમયસુંદરે કે એમને અંજલિ અર્પતાં ગીતોમાં એમના શિષ્યોએ એમના જન્મનામનો ક્યાંય ઉલ્લેખ કર્યો નથી. એટલે સાધુત્વનો અંગીકાર કરી સમયસુંદર બનતાં પહેલાં એમનું બાળપણનું નામ શું હતું એ વિશે કશું જાણવા મળતું નથી. વસ્તુતઃ એક વખત દીક્ષા લઈ સંસારીપણાનો ત્યાગ કરનાર જૈન સાધુઓને પોતાનું મૂળ નામ જણાવવાની ભાગ્યે જ ઇચ્છા થાય છે. દીક્ષા લેતાં પહેલાં સમયસુંદરે કંઈ અભ્યાસ કર્યો હતો કે નહિ એ વિશે પણ

કોઈ ચોક્કસ નિર્દેશ મળતો નથી. મારવાડ, અને તેમાંયે સાચોર જેવા પછાત ગામમાં અભ્યાસ માટે તેમને બહુ અનુકૂળતા મળી હોય એ સંભવિત નથી. દીક્ષા પછી અભ્યાસ માટે તેમને ઘણી તક મળી હતી એમ એમના લખાણ પરથી જાણી શકાય છે.

સમયસુંદરે પોતાનો અભ્યાસ વિશેષતઃ વાચક મહિમરાજ (પછીથી જેઓ શ્રી જિનસિંહસૂરિ તરીકે ઓળખાતા હતા) અને સમયરાજ ઉપાધ્યાય પાસે કર્યો હતો. એટલે જ તેઓ તેમને બંનેને પોતાના એકમાત્ર વિદ્યાગુરુ તરીકે 'ભાવશતક' અને 'અષ્ટલક્ષી' નામની પોતાની કૃતિઓમાં ઓળખાવે છે.*

'ભાવશતક', 'અષ્ટલક્ષી' અને એવાં બીજા વિદ્વત્તાભર્યા ગ્રંથો જોતાં લાગે છે કે કવિએ વાચક મહિમરાજ અને સમયરાજ ઉપાધ્યાય પાસે બેસીને કાવ્યો, ટીકાઓ અને ધર્મશાસ્ત્રોનો ઘણો ઊંડો અભ્યાસ કર્યો હશે. કવિનાં ઉચ્ચ અભ્યાસ, તીક્ષ્ણ બુદ્ધિ, અસાધારણ પ્રતિભા અને તપસ્વી તથા સંયમી સાધુજીવન જોઈને આચાર્યશ્રી જિનચન્દ્રસૂરિએ તેમને સં. ૧૬૪૦ ના મહા સુદ પાંચમને દિવસે 'ગણિ'નું પદ આપ્યું હતું.

ત્યાર પછી સમ્રાટ અકબરના આમંત્રણને માન આપી જ્યારે આચાર્ય શ્રી જિનચન્દ્રસૂરિ સં. ૧૬૪૮ માં લાહોર ગયા ત્યારે તેમની સાથે ગયેલા બીજા ૩૧ સાધુઓમાં સકલચન્દ્રગણિ, મહિમરાજ, સમયસુંદર વગેરે પણ હતા. તે સમયે સમયસુંદરે 'राजानो ददते सौख्यम्'—આઠ અક્ષરના આ વાક્યના આઠ લાખ અર્થ કરી બતાવી, પોતાની 'અષ્ટલક્ષી' કૃતિ વડે અકબર બાદશાહને ખુશ કર્યા હતા. સં. ૧૬૪૯ માં ફાગણ સુદ બીજને દિવસે શ્રી જિનચંદ્રસૂરિએ સમયસુંદરને લાહોરમાં વાચનાચાર્યનું પદ આપ્યું હતું. (એ જ વખતે આચાર્યશ્રીએ

---

* श्रीमहिमराजवाचक–वाचकवर–समयराजपुण्यानाम् ।
मद्विद्यैकगुरूणां प्रसादतो सूत्रशतकमिदम् ॥ (भावशतक)
श्रीजिनसिंहमुनीश्वर–वाचकवर–समयराज–गणिराजाम् ।
मद्विद्यैकगुरूणामनुग्रहो मेऽत्र विज्ञेयः ॥ (अष्टलक्षी)

વાચક મહિમરાજને આચાર્યની પદવી આપી શ્રી જિનસિંહસૂરિ એવું નામ આપ્યું હતું.) એટલે જ આ સમય પછી લખાયેલી 'સાંબપ્રદ્યુમ્ન પ્રબંધ', 'ચાર પ્રત્યેક બુદ્ધનો રાસ', 'મૃગાવતી ચરિત્ર' વગેરે કૃતિઓમાં સમયસુંદર પોતાને 'વાચક સમયસુંદર' તરીકે ઓળખાવે છે. આ સમય દરમ્યાન સમયસુંદરે ગુજરાતી ભાષામાં રાસ, પ્રબંધ, ગીતો, સ્તવનો, છત્રીસી, વગેરે પ્રકારનાં કાવ્યો લખવાં શરૂ કરી દીધાં હતાં.

વાચનાચાર્યની પદવી પછી વીસએકવીસ વર્ષે સમયસુંદરને પાઠક એટલે કે ઉપાધ્યાયની પદવી મળી હતી. આચાર્યશ્રી જિનસિંહસૂરિએ લવેરા મુકામે એમને આ પદવી આપી હતી એમ રાજસોમ કવિ નોંધે છે.* પરંતુ કઈ સાલમાં આ પદવી એમને આપવામાં આવી એનો ઉલ્લેખ કર્યો નથી. જોકે સમયસુંદરની કૃતિઓ પરથી એ સાલ નક્કી કરવામાં બહુ મુશ્કેલી નડતી નથી. સં. ૧૬૭૨ અને ત્યાર પછી રચાયેલી બધી જ કૃતિઓમાં કવિ પોતાને પાઠક કે ઉપાધ્યાય તરીકે ઓળખાવે છે. જેમ કે સં. ૧૬૭૨ માં રચાયેલ 'સિંહલસુત પ્રિયમેલક રાસ' ને અંતે તેઓ લખે છે:—

જયવંતા ગુરુ રાજીયા રે, શ્રી જિનસિંહસૂરિ રાય ।
સમયસુંદર તસુ સાનિધિ કરી રે ઇમ પભણઈ ઉવઝાય રે ॥

સં. ૧૬૭૩ માં લખાયેલા 'નલ–દવદંતી રાસ' ને અંતે કવિ લખે છેઃ—

ઉવઝાય ઈમ કહઈ સમયસુંદર, ક્રીયઉ આગ્રહ નેતસી ।
ચઉપઈ નલદવદંતી કેરી, ચતુર માણુસ ચિતવસી ॥

સંવત ૧૬૭૨ પહેલાંની કોઈ પણ કૃતિમાં સમયસુંદરે પોતાને માટે પાઠક કે ઉપાધ્યાયના પદનો ઉલ્લેખ કર્યો નથી. એટલે સં. ૧૬૭૧ માં એમને ઉપાધ્યાયની પદવી મળી હશે એમ માની શકાય.

---

* જુગપ્રધાન જિનચંદ સ્વયંહસ્ત વાચક હો પદ લાહોરે દિયો;
શ્રી જિનસિંહસૂરિંદ સહેર લવેરે હો, પાઠક પદ કીયો.
રાજસોમકૃત 'સમયસુંદરજી ગીતમ્'. જુઓ પરિશિષ્ટ ૬.

એમના કેટલાક શિષ્યોએ એમનો મહોપાધ્યાય તરીકે ઉલ્લેખ કર્યો છે. આચાર્યશ્રી જિનસિંહસૂરિના કાળધર્મ પામ્યા પછી (સં. ૧૬૮૦ પછી), એમના ખરતરગચ્છમાં વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને આટલા લાંબા દીક્ષાપર્યાયવાળા ફક્ત તેઓ જ હતા. એટલે ગચ્છની પરંપરા પ્રમાણે ઉપાધ્યાય પદમાં તેઓ મોટા હોવાથી તેમને મહોપાધ્યાયનું પદ આપવામાં આવ્યું હોય એ અત્યંત સ્વાભાવિક છે.

સાધુ તરીકે સમયસુંદરને જુદે જુદે સ્થળે ફરવાનું અને ચાતુર્માસ દરમ્યાન સ્થિર થવાનું બનતું. એમણે પોતે પોતાની કેટલીક કૃતિઓમાં એમના રચના–સ્થળનો ઉલ્લેખ કર્યો છે, અને કેટલાંક તીર્થોમાં ત્યાં ને ત્યાં જ એની સ્તુતિ માટે ગીતો, સ્તવનોની રચના કરેલી છે. આ પરથી તેઓ ક્યાં ક્યાં ફરેલા હતા અને ચાતુર્માસ નિમિત્તે ક્યાં ક્યાં સ્થિર થયેલા હતા તેની સ્પષ્ટ માહિતી મળી રહે છે. તેમણે સિંધ, પંજાબ, ઉત્તર પ્રદેશ, રાજસ્થાન, સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં ધર્મોપદેશ અર્થે વિચરણ કર્યું હતું. તેમાંયે ખાસ કરીને રાજસ્થાન અને ગુજરાતમાં તેઓ વિશેષ રહ્યા હતા, અને જીવનનાં અંતિમ વર્ષોમાં તો તેઓ ગુજરાતમાં જ સ્થિર રહ્યા હતા.

જુદા જુદા પ્રદેશમાં ફરવાને લીધે તેમણે તે તે પ્રદેશની ભાષા પર સારો કાબૂ મેળવી લીધો હતો. વળી તેમનામાં પોતાના ગચ્છની કે ધર્મની સંકુચિતતા બિલકુલ નહોતી. એથી એમના ઉપદેશની અનેક લોકોના જીવન પર સારી અસર થઈ હતી. એમના તેજસ્વી જીવનનો પ્રભાવ હિંદુ અને મુસલમાન અધિકારી વર્ગ પર પણ ઘણો સારો પડયો હતો. એમના કેટલાક શિષ્યો નોંધે છે તે પ્રમાણે તેમણે અહિંસાનો કેટલેક સ્થળે અસરકારક પ્રચાર કરી પ્રાણિ-હિંસા અટકાવી હતી. તેઓ જ્યારે સિંધમાં હતા ત્યારે ત્યાંનો અધિકારી મખનૂમ મુહમ્મદ શેખ કાજી તેમની પવિત્ર વાણીથી મુગ્ધ અને પ્રભાવિત થયો હતો. સમયસુંદરના ઉપદેશથી એણે આખાયે સિંધ પ્રાન્તમાં ગૌવધ, પંચનદીમાં જલચરની અને અન્ય પ્રાણીની હિંસા ન કરવા માટે અભયની ઉદ્ઘોષણા કરી હતી. એવી જ રીતે જેસલમેર, કે જ્યાં સાંઢનો વધ થતો હતો ત્યાં એના અધિપતિ રાવલ ભીમજીને સદુપદેશ આપી વધ બંધ કરાવ્યો હતો. મંડોવર

અને મેડતાના અધિપતિઓને પણ એવી રીતે અહિંસાનો ઉપદેશ આપી તેમણે હિંસા અટકાવી હતી.*

## શિષ્યપરિવાર

સમયસુંદરનો શિષ્યપરિવાર વિશાળ હતો. એમણે પોતે પોતાના ગ્રંથોની પ્રશસ્તિમાં કે પોતાના કેટલાક શિષ્યોના કરેલા ઉલ્લેખો પરથી અને બીજા કેટલાક ગ્રંથોમાં મળતા અન્ય ઉલ્લેખો પરથી માનવામાં આવે છે કે એમના લગભગ ૪૨ શિષ્યો હતા, અને એ શિષ્યોના પણ શિષ્યો સાથે એ સમુદાય એથી યે વધારે વિશાળ બન્યો હતો. એમના કેટલાક શિષ્યો અત્યંત વિદ્વાન અને સમર્થ સાહિત્યકાર હતા. કેટલાક શિષ્યોએ સમયસુંદરને ટીકા લખવામાં કે સંશોધન કરવામાં સાહાય્ય પણ કરેલી. વાદી હર્ષનંદન એમના મુખ્ય શિષ્ય હતા. એમણે નાનામોટા બારેક ગ્રંથોની રચના, બહુધા સંસ્કૃતમાં કરેલી છે. ૧૮ અધ્યાયમાં લખેલી 'મધ્યાહ્ન વ્યાખ્યાન પદ્ધતિ' કે ચાર વિભાગમાં

---

* શીતપુર માંહે જિણ સમઝાવિયો,
મખનૂમ મહમદ સેખોજી,
જીવદયા પરા પડહ ફેરાવિયો
રાખી ચિહુંખંડ રેખોજી.
—કવિ દેવીદાસકૃત ગીત.

× × ×

સિદ્ધપુર માંહે શેખ મહમ્મદ મોટો હો,
જિણ પ્રતિબોધીયો,
સિન્ધુ દેશ માંહે વિશેષ ગાયાં છોડાવી હો,
તુરકે મારતી.
—રાજસોમકૃત ગીત.

× × ×

સિન્ધુ વિહારે લાભ લિયઉ ઘણો રે,
રંજી મખનૂમ સેખ,
પાંચે નદિયાં જીવદયા ભરી રે,
રાખી ધેનુ વિશેષ.
—હર્ષનંદનકૃત ગીત.

—ત્રણે ગીતો માટે જુઓ પરિશિષ્ટ ઈ.

આપવામાં આવેલી સંખ્યાબંધ કથાઓને લીધે કથાકોષ જેવી બનેલી 'ઋષિમંડલ ટીકા' એમની મહત્ત્વપૂર્ણ કૃતિઓ છે. સહજવિમલ, મેઘવિજય, મેઘકીર્તિ, મહિમાસમુદ્ર વગેરે શિષ્યોએ પણ કેટલીક વિદ્વત્તાપૂર્ણ કૃતિઓની રચના કરી છે.*

સમયસુંદરે સુદીર્ઘ આયુષ્ય ભોગવ્યું હતું. દીક્ષા પછી નાની વયથી જ એમનું જીવન સંયમી અને તેજસ્વી બન્યું હતું. સાધુ તરીકે અને સાહિત્યકાર તરીકે એમણે એક પછી એક સિદ્ધિઓ મેળવી અને પોતાના ચારિત્ર્યને તથા વ્યક્તિત્વને ખૂબ ખીલવ્યું. પોતાની વિદ્વત્તા, ગુણગ્રાહકતા અને ઉદારતાને લીધે તેઓ માત્ર પોતાના ગચ્છના જ નહિ, પણ સમગ્ર જૈન સમાજના સર્વમાન્ય સાધુ બની ગયા હતા. આમ છતાં, તેમને ઉત્તરાવસ્થાનાં છેલ્લાં થોડાંક વર્ષોમાં, વૃદ્ધાવસ્થાની પરાધીનતાને લીધે માનસિક પરિતાપ વેઠવો પડયો હતો. એનું એક કારણ સં. ૧૬૮૭માં ગુજરાતમાં પડેલો ભયંકર દુકાળ હતો. આ દુકાળનું સમયસુંદરે પોતે 'સત્યાસીયા દુષ્કાલ વર્ણન છત્રીસી'માં આબેહૂબ વર્ણન કરી, તત્કાલીન પરિસ્થિતિનો સાચો ચિતાર આપી, એની પોતાના જીવન પર પડેલી અસર પણ બતાવી છે. અન્નને ખાતર, પાપી પેટને ખાતર માણસને સગાઈ, શરમ અને ધર્મનો પણ ત્યાગ કરાવે એવી તે સમયની પરિસ્થિતિ હતી. પતિ પત્નીને મૂકીને ખાય, પત્ની પતિને મૂકીને ખાય, માતા પોતે ખાય પણ પુત્રને ન આપે, અને પુત્ર માતા વિના એકલો ખાય એવી તે સમયની સ્થિતિ હતી. અન્ન વિના ટળવળી મરેલા માણસોના મૃતદેહો ઘેર ઘેર પડ્યા હતા. એવે વખતે સાધુઓની સ્થિતિ ઘણી જ કફોડી થઈ ગઈ હતી. પહેલાં જે લોકો ખૂબ ભક્તિભાવ અને આગ્રહપૂર્વક સાધુઓને પોતાને ઘેર અન્ન વહોરવા લઈ જતા હતા, તે હવે પાંચ–છ ધક્કા ખાવા છતાં, કશું આપતા નહિ. જ્યાં માણસો સાધુને જોઈને બારણું જ બંધ કરી દેતા, ત્યાં અન્ન વહોરાવવાની તો વાત જ ક્યાંથી? આવા દુકાળમાં સાધુઓ પોતાના ગ્રંથો, પાત્ર અને વસ્ત્ર વેચીને પણ ખાવાનું મેળવે એવી પરિસ્થિતિ સાધારણ બની ગઈ હતી. અલબત્ત, સાધુઓ માટે એ અનાચરણ જ કહેવાય, તેમ છતાં એકમાત્ર

---

* સમયસુંદરની શિષ્યપરંપરા માટે જુઓ પરિશિષ્ટ ૬.

જીવવાની ઇચ્છાને કારણે લગભગ ઘણાખરા સાધુઓ એ પ્રમાણે આચરતા થઈ ગયા હતા, અને સમયસુંદર પણ પોતાના શિષ્યોને તેમ કરતાં અટકાવી શક્યા નહિ.

દુકાળને કારણે સાધુઓમાં આવેલા આવા અનાચરણથી કવિને ઘણું દુઃખ થયું. સાધુજીવનમાં એક વખત પ્રવેશેલી શિથિલતા ચાલુ રહે કે વધે નહિ એ માટે એમણે પોતે મન મક્કમ કર્યું અને સં. ૧૬૯૧ માં એમણે 'ક્રિયોદ્ધાર' કરી પોતાનું સાધુજીવન પરિશુદ્ધ કર્યું.

સમયસુંદરના ઉત્તરાવસ્થાના માનસિક પરિતાપનું બીજું કારણ એમના શિષ્યો હતા. સત્યાસીના દુકાળ વખતે એમના કેટલાક શિષ્યો એમનાથી વિમુખ બની ગયા હતા, કેટલાક તેમને છોડીને ચાલ્યા ગયા હતા. શિષ્યોમાં પણ અંદર અંદર કલહ થવા લાગ્યો હતો. પોતાની લગભગ એંસી વર્ષ જેટલી ઉંમર થવાને લીધે દરેક વાતે તેમને પોતાના શિષ્યો પર આધાર રાખવો પડતો. જે શિષ્યોને તૈયાર કરવામાં એમણે અસાધારણ ભોગ આપ્યો હતો તે જ શિષ્યો એમની આજ્ઞાનું પાલન પણ રાજીખુશીથી કરવા તૈયાર નહોતા. અને કવિને પાકટ ઉંમર અને જર્જરિત દેહને કારણે લાચારીથી શિષ્યો કહે તેમ કરવું પડતું હતું. સમયસુંદરનું આ માનસિક દુઃખ જેવુંતેવું નહોતું. એમણે પોતે એક કાવ્યમાં પોતાનું આ દુઃખ નિખાલસપણે વર્ણવ્યું છે.*

સમયસુંદરને પોતાની વૃદ્ધાવસ્થાને લીધે તથા શારીરિક નબળાઈને લીધે હવે વધારે વિહાર—સ્થળાંતર કરવાનું ફાવે તેમ નહોતું. તેઓ તે સમયે ગુજરાતમાં

---

* "ચેલા નહીં તઉ મ કરઉ ચિન્તા,
દીસઈ ઘણે ચેલે પણિ દુખ;
સંતાન કરંમિ હુઆ શિષ્ય બહુલા,
પણિ સમયસુંદર ન પાયઉ સુખ.

× × ×

જોડ ઘણી વિસ્તરી જગત મઇં
પ્રસિદ્ધિ થઈ પાતસાહ પર્યન્ત;
પણિ એકણિ વાત રહી અણુરતિ,
ન કિયઉ કિણ ચેલઈ નિશ્ચન્ત.

વિહાર કરતા હતા. સં. ૧૬૯૬ થી તેઓ અમદાવાદમાં સ્થિર થઈ ગયા. આ સમય દરમ્યાન તેમની લેખનપ્રવૃત્તિ ચાલુ જ હતી. પણ હવે તે કંઈક મંદ પડી ગઈ હતી. સં. ૧૭૦૦ માં 'દ્રૌપદી ચોપાઈ' ની રચના કર્યા પછી છેલ્લાં ત્રણેક વર્ષ તેમણે કોઈ મોટી કૃતિની રચના કરી નથી. લગભગ જીવનના અંત સુધી આત્મકલ્યાણ અને સાહિત્યની ઉપાસના કરતાં કરતાં પોતાનો અંત-સમય સમીપ જણાતાં અનશન કરીને સં. ૧૭૦૩ ના ચૈત્ર સુદી તેરસને દિવસે તેઓ કાળધર્મ પામ્યા. એમના એક પ્રશિષ્ય કવિ રાજસોમે એમના અવસાનનો ઉલ્લેખ એમને અંજલિ અર્પતા એક ગીતમાં કર્યો છે :—

અણસણ કરી અણગાર, સંવત સત્તર હો સય બીડોત્તરે,
અહમદાવાદ મઝાર, પરલોક પહુંતા હો ચૈત્ર સુદિ તેરસે.

આમ સમયસુંદરે લગભગ નેવું વર્ષનું આયુષ્ય ભોગવ્યું. કદાચ બેત્રણ વર્ષ વધારે હશે, પણ ઓછાં નહિ. અવસાનનાં ત્રણેક વર્ષ પહેલાં એમણે 'દ્રૌપદી ચોપાઈ' જેવા સુદીર્ઘ કાવ્યની રચના કરી હતી, એ બતાવે છે કે વૃદ્ધાવસ્થામાં પણ એમણે લેખનપ્રવૃત્તિ ચાલુ રાખી હતી.

## સાહિત્યસેવા

સમયસુંદરની સાહિત્યસેવા વિપુલ તથા ઉચ્ચ કોટિની છે. તેમણે સંસ્કૃત, પ્રાકૃત, તેમ જ ગુજરાતી ભાષામાં કૃતિઓની રચના કરી છે. તેમણે વ્યાકરણ, ટીકા, કાવ્યલક્ષણ, છંદ, ન્યાય, જ્યોતિષ, શાસ્ત્રચર્ચા, સિદ્ધાન્તચર્ચા અનેકાર્થ સાહિત્ય, ઇતિહાસ, પ્રબંધ, રાસ–ચોપાઈ, સંવાદ, બાલાવબોધ, ચોવીસી–છત્રીસી, સ્તવન, સઝઝાય, ગીત વગેરે તે સમયના સાહિત્યપ્રકારો ઠીક ઠીક પ્રમાણમાં ખેડ્યા છે. ગીત, સઝઝાય, સ્તવનાદિ સેંકડો નાની નાની કૃતિઓ ઉપરાંત તેમણે સંસ્કૃતમાં લગભગ વીસેક અને ગુજરાતીમાં ત્રીસેક મોટી કૃતિઓ લખેલી છે. અલબત્ત, આ બધું જ સાહિત્ય એકસરખી ઉચ્ચ કક્ષાનું તો ન જ હોઈ શકે. તેમ છતાં એમણે જે સાહિત્યનું સર્જન કર્યું છે તે જોતાં એક વિદ્વાન અને સમર્થ પંડિત તરીકે અને ઉચ્ચ કક્ષાના એક સાહિત્યકાર તરીકે તો એમની પ્રતીતિ અવશ્ય થાય છે જ.

સંસ્કૃત ભાષામાં કવિએ ભાવશતક (સં. ૧૬૪૧), રૂપકમાલા અવચૂરિ (સં. ૧૬૬૩), કાલિકાચાર્યકથા (સં. ૧૬૬૬), સમાચારીશતક (સં. ૧૬૭૨), વિશેષશતક (સં. ૧૬૭૨), વિચારશતક (સં. ૧૬૭૬), વિસંવાદશતક (સં. ૧૬૮૫), વિશેષસંગ્રહ (સં. ૧૬૮૫), ગાથાસહસ્રી (સં. ૧૬૮૬), જયતિહુયણ વૃત્તિ (સં. ૧૬૮૭), દશવૈકાલિકટીકા (સં. ૧૬૯૧), રઘુવંશટીકા (સં. ૧૬૯૨), વૃત્તરત્નાકર વૃત્તિ (સં. ૧૬૯૪) અને બીજી કેટલીક નાનીમોટી કૃતિઓની રચના કરી છે. કવિની આ પ્રવૃત્તિ એમના સમગ્ર સર્જનકાળમાં વિસ્તરેલી હતી એ એ કૃતિઓની રચનાસાલ પરથી જોઈ શકાય છે.

ગુજરાતી ભાષામાં સમયસુંદરે વિશેષતઃ રાસ–ચોપાઈ, સ્તવન, સઝાય, ચોવીસી–છત્રીસી, ગીત વગેરે પ્રકારો ખેડ્યા છે. ગુજરાતીમાં પણ એમનું સર્જન અત્યંત વિપુલ છે અને એમને એક ઉત્તમ રાસકાર અને ગીતકાર તરીકે પ્રતિષ્ઠા અપાવે છે. એમણે સં. ૧૬૪૧ માં સંસ્કૃતમાં ભાવશતકની રચના કરી, ત્યાર પછી લગભગ દોઢ દાયકા સુધી એમણે મોટા ગ્રંથરૂપે ખાસ કંઈ વિશિષ્ટ સર્જન કર્યું હોય એમ લાગતું નથી, અથવા જો કંઈ સર્જન કર્યું હોય તો તે ઉપલબ્ધ નથી. ગુજરાતીમાં એમની મોટી કૃતિઓ વહેલામાં વહેલી સં. ૧૬૫૮ની આસપાસ રચાયેલી મળી આવે છે. એમણે સાંબપ્રદ્યુમ્ન ચોપાઈ (સં. ૧૬૫૯), ચાર પ્રત્યેક બુદ્ધ રાસ (સં. ૧૬૬૫), મૃગાવતી રાસ (સં. ૧૬૬૮), સિંહલસુત–પ્રિયમેલક રાસ (સં. ૧૬૭૨), પુણ્યસાર રાસ (સં. ૧૬૭૩), નલદવદંતી ચોપાઈ (સં. ૧૬૭૩), સીતારામ ચોપાઈ (સં. ૧૬૭૭ ?), વલ્કલચીરી રાસ (સં. ૧૬૮૧), વસ્તુપાલ–તેજપાલ રાસ, (સં. ૧૬૮૨), શત્રુંજય રાસ (સં. ૧૬૮૩), બાર વ્રત રાસ (સં. ૧૬૮૫), થાવચ્ચા ચોપાઈ (સં. ૧૬૯૧), ક્ષુલ્લક કુમાર રાસ (સં. ૧૬૯૪), ચંપક શ્રેષ્ઠિ ચોપાઈ (સં. ૧૬૯૫), ગૌતમ પૃચ્છા ચોપાઈ (સં. ૧૬૯૫), ધનદત્ત ચોપાઈ (સં. ૧૬૯૫), પુંજા ઋષિ રાસ (સં. ૧૬૯૮), દ્રૌપદી ચોપાઈ (સં. ૧૭૦૦) વગેરે રાસ અથવા ચોપાઈ લખ્યાં છે. કવિએ રાસ અને ચોપાઈ વચ્ચે ભેદ રાખ્યો નથી. એટલે કે, એ બે શબ્દોને એકબીજાના પર્યાય તરીકે પ્રયોજ્યા હોવાથી એમણે કોઈક કૃતિને રાસ તરીકે ઓળખાવી હોય છે, તો કોઈક કૃતિને ચોપાઈ તરીકે ઓળખાવી હોય છે. એમણે વીસ

કરતાં વધુ રાસ લખ્યા છે. એમાં વસ્તુપાલ–તેજપાલ રાસ, ક્ષુલ્લક કુમાર રાસ, પુંજા ઋષિનો રાસ વગેરે કેટલાક રાસ સો–સવાસો પંક્તિના નાના કદના છે, તો કેટલાક હજાર–બે હજાર પંક્તિના મોટા કદના રાસ પણ છે. તેમાં 'સીતારામ ચોપાઈ' નામનો રાસ મોટામાં મોટો છે, જે નવખંડમાં લગભગ ૩,૭૦૦ પંક્તિમાં લખાયેલો છે.

સર્જનાત્મક સાહિત્યમાં સમયસુંદરે રાસ અને ગીતમાં ઉચ્ચ પ્રકારની સિદ્ધિ મેળવી છે. ભાષાની સુકુમારતા, વર્ણનોની તાદૃશતા અને આલેખનની સચોટતા સાથે એમણે રાસનું સર્જન કર્યું છે. એમાં એમની ઉચ્ચ કવિપ્રતિભા પ્રસંગે પ્રસંગે ઝળકી ઊઠે છે. 'સીતારામ ચોપાઈ' અને 'દ્રૌપદી ચોપાઈ' જેવા એમના રાસ તો મહાકાવ્યની કોટી સુધી પહોંચે એ પ્રકારના થયેલા છે. સમયસુંદરે લખેલાં ગીતોની સંખ્યા હજાર કરતાંયે વધારે છે. જુદે જુદે સમયે, જુદે જુદે સ્થળે લખેલી આ નાની નાની રચનાઓ બધી જ હજુ એકત્રિત થઈ શકી નથી. જે મળે છે એમાં કેટલીક તો સમયસુંદરના પોતાના હસ્તાક્ષરમાં લખાયેલી મળે છે. ગીતોમાં પણ એમણે ભાસ, સ્તવન, સોહલા, ચન્દ્રાવલા, હિંડોલના, પર્વગીત, મહિમાગીત, વધાઈ વગેરે ઘણા પ્રકારો પાડ્યા છે. ગીતોમાં લયવૈવિધ્ય, શબ્દમાધુર્ય, અભિનવ પ્રાસસંકલના, ભિન્ન ભિન્ન રાગરાગિણી અને લોકપ્રિય ઢાળો તથા કવિની ઉત્કટ સંવેદનશીલતાની આપણને પ્રતીતિ થાય છે. કવિનાં ગીતોનું વૈવિધ્ય એટલું અપાર છે કે 'સમયસુંદરનાં ગીતડાં, ભીંતો પરનાં ચીતરાં કે કુંભા રાણાનાં ભીતડાં' એવી લોકોક્તિ પ્રચલિત થઈ હતી. જેમ ભીંતો પરનાં ચિત્રો અને કુંભા રાણાએ બંધાવેલાં બેનમૂન મંદિરો અને મકાનોના શિલ્પ–સ્થાપત્યનો પાર પામવો એ અઘરું છે, તેમ સમયસુંદરનાં ગીતોનો પાર પામવો એ પણ અઘરું છે. એમનાં કેટલાંક ગીતો સઝ્ઝાયો, સ્તવનો વગેરે તો અત્યાર સુધી જૈન લોકોમાં પ્રચલિત રહ્યાં છે.

સમયસુંદરની વિદ્વત્તાની અને બહુશ્રુતતાની પ્રતીતિ એમના અનેકાર્થગ્રંથો અને ટીકાગ્રંથો પરથી થાય છે. એમનો 'અષ્ટલક્ષી' ગ્રંથ અનેકાર્થ સાહિત્યમાં અદ્વિતીય છે. એમ કહેવાય છે કે એક વખત સમ્રાટ અકબરની વિદ્વત્સભામાં કોઈ કે જૈન આગમો વિશે કટાક્ષમાં કહ્યું, 'एगस्स सुत्तस्स अनंतो अत्थो' એટલે

કે એક સૂત્રના અનંત અર્થ થાય છે. આ કટાક્ષનો જવાબ આપવા માટે સમયસુંદરે અકબર પાસેથી થોડો સમય માગ્યો અને 'राजानो ददते सौख्यम्' એ આઠ અક્ષરોના આઠ લાખ અર્થ કરીને 'અર્થરત્નાવલી' નામના ગ્રંથની રચના કરી, અને સં. ૧૬૪૯ ના શ્રાવણ સુદ ૧૩ની સાંજે કાશ્મીરવિજય માટે અકબરે જ્યારે શ્રીરાજ–શ્રી રામદાસની વાટિકામાં પ્રથમ પ્રવાસ કર્યો ત્યારે રાજાઓ, સામન્તો અને વિદ્વાનોની સમક્ષ સમયસુંદરે આ ગ્રંથ અકબર બાદશાહને એ વાટિકામાં વાંચી સંભળાવ્યો અને બતાવી આપ્યું કે પોતાના જેવો એક સામાન્ય માણસ પણ જો એક અક્ષરના એક લાખ અર્થ કરી શકે છે તો સર્વજ્ઞની વાણીના અનંત અર્થ થાય એમાં નવાઈ શી? સમયસુંદરની આ કૃતિથી અકબર બાદશાહ તથા બીજા રાજાઓ, સામન્તો અને વિદ્વાનો ખૂબ પ્રભાવિત થયા. અકબરે પોતે એ ગ્રંથને પ્રમાણભૂત ઠરાવી સમયસુંદરના હાથમાં મૂક્યો. પાછળથી આ ગ્રંથનું નામ સમયસુંદરે 'અષ્ટલક્ષી' રાખ્યું હતું.*

સમયસુંદરને ઘણી ભાષાઓ આવડતી હતી. તેઓ ગુજરાત, રાજસ્થાન ઉત્તર હિંદ, સિંધ અને પંજાબમાં ફરેલા હતા. એટલે સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ઉપરાંત ગુજરાતી, મારવાડી, હિંદી, સિંધી અને પંજાબી ભાષા પર એમણે સારું પ્રભુત્વ મેળવ્યું હતું. મુસલમાનોના સંપર્કને લીધે ફારસી ભાષાનો પરિચય પણ તેમણે મેળવી લીધો હતો. આથી તેઓ એ બધી ભાષામાં કવિતા લખવાની શક્તિ ધરાવતા હતા. સિંધી અને પંજાબી ભાષા કરતાં ગુજરાતી, મારવાડી અને હિંદી ભાષામાં તેમણે વધારે કૃતિઓ લખી છે. કેટલીક કૃતિઓમાં પ્રયોગ ખાતર તેમણે સંસ્કૃત અને પ્રાકૃત, ગુજરાતી અને સંસ્કૃત, ગુજરાતી અને સિંધી ભાષાનું મિશ્રણ કર્યું છે. મૃગાવતી ચોપાઈના ત્રીજા ખંડની નવમી

---

* આ ગ્રંથનું સંપાદન પ્રો. હીરાલાલ કાપડિયાએ કર્યું છે, જે શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા તરફથી 'અનેકાર્થરત્નમંજૂષા'ના નામે ૧૯૩૩ માં પ્રગટ થયું છે.

ઢાલ એમણે સિંધી ભાષામાં લખી છે. ઉ.ત., અડધી પંક્તિ હિંદી અને અડધી સંસ્કૃતનું તેમણે કરેલું મિશ્રણ જુઓ :—

भलूं आज भेटयुं, प्रभो पादपद्मं
फली आस मोरी, नितान्तं विपद्मम् ।
गयूं दुःख नासी, पुनः सौम्यदृष्ट्या
थयुं सुख झाझूं, यथा मेघवृष्ट्या ॥

સમયસુંદર સંગીતના અચ્છા જાણકાર હતા. ભિન્ન ભિન્ન રાગરાગિણીઓમાં એમણે રાસ તથા ચોપાઈની ઢાળો અને વિશેષતઃ ગીતોની જે રચના કરી છે તે પરથી સહેજે સમજાય છે કે સંગીત પર એમનું પ્રભુત્વ કેવું હતું. રાગરાગિણી ઉપરાંત તત્કાલીન લોકપ્રિય દેશીઓનો પણ એમણે બહોળા પ્રમાણમાં ઉપયોગ કર્યો છે અને પોતે પણ કેટલાક નવા ઢાળો પ્રચલિત કર્યાં હતા. આનંદઘન, ઋષભદાસ, નયસુંદર વગેરે કવિઓએ સમયસુંદરની દેશીઓનો અને ધ્રુવપંક્તિઓનો ઉપયોગ કર્યો છે એ પરથી એની પ્રતીતિ થાય છે.

સમયસુંદરના સમકાલીન કવિ ઋષભદાસે સં. ૧૬૭૦ માં રચેલા કુમારપાલ રાસમાં સમયસુંદરની પ્રશંસા કરતાં લખ્યું છે:—

સુસાધુ હંસ **સમયો** સુરચંદ, શીતલ વચન જિમ શારદચંદ,
એ કવિ મોટા બુદ્ધિ વિશાલ, તે આગલિં હું મુરખ બાલ.

જે સમયે સમયસુંદરનું સાહિત્ય હજુ સર્જાઈ રહ્યું હતું એ સમયે ઋષભદાસે કરેલા ઉપરોક્ત ઉલ્લેખ પરથી ખાતરી થાય છે કે સમયસુંદરે એમના પોતાના સમયમાં જ કેટલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી લીધી હતી.

સમયસુંદર ખરેખર અસાધારણ ઉચ્ચ પ્રતિભા ધરાવનાર પ્રખર વિદ્વાન, સમર્થ સાહિત્યકાર અને તેજસ્વી સાધુ હતા.

# નલ-દવદંતી રાસ

## ( કથાસાર )

સીમંધર સ્વામી વગેરે વીસ વિચરતા જિનેશ્વરો, તીર્થંકરો, કેવળજ્ઞાનીઓ, ગણધરો, સાધુઓ અને પોતાના ગુરુ તથા સરસ્વતીને પ્રણામ કરીને કવિ નળદવદંતીની કથા શરૂ કરે છે. જંબૂદ્વીપમાં આવેલા ભરતક્ષેત્રમાં અયોધ્યા નગરી શોભી રહી છે. ત્યાં નિષધ રાજા રાજ્ય કરી રહ્યો છે. એને નળ અને કૂબર નામના બે પુત્રો છે. પણ તેમાં નળ ઉદાત્ત જીવન જીવનારો છે, જ્યારે કૂબર કૂડ અને કપટના ઘર જેવો છે.

એક દિવસ વિદર્ભ દેશના રાજા ભીમના દૂતે આવી નિષધ રાજાને દવદંતીના સ્વયંવરનો સંદેશો આપ્યો. એટલે નિષધ રાજા નળ અને કૂબર બંને પુત્રોને લઈ કુંડિનપુર પહોંચ્યો. ત્યાં ભીમ રાજાએ તેમનો સારો સત્કાર કર્યો અને તેમને સારો ઉતારો આપ્યો.

દવદંતીના સ્વયંવર માટે ભીમ રાજાએ સુંદર સ્વયંવરમંડપ રચ્યો. ત્યાં અનેક દેશના રાજાઓ આવી વિરાજમાન થયા. પણ નળ રાજા આગળ બીજા રાજાઓ ઝાંખા પડી જતા હતા. સોળ શૃંગાર સજીને દવદંતી સ્વયંવર મંડપમાં આવી. તેની સાથે વેત્રિણી હતી, જે બધા રાજાઓનાં કુળ-ઇતિહાસ જાણતી હતી. વેત્રિણી અંગ, બંગ, કલિંગ, વત્સ, કાશી, કાશ્મીર વગેરે દરેક દેશના રાજવીઓ બતાવી તેમની પ્રશંસા કરતી જતી હતી, પણ દવદંતીને એ કોઈ રાજાને વરમાળ પહેરાવવાનું ગમ્યું નહિ. પણ નળરાજાને એણે જોયો કે તરત જ તેને ખૂબ હર્ષ થયો. નળ રાજા એને ગમી ગયો. એણે નળના કંઠમાં પોતાની વરમાળા પહેરાવી. ત્યાર પછી ભીમ રાજાએ રૂડી પેરે બંનેનાં લગ્ન કરાવ્યાં. લગ્ન પછી બંને વિદાય થયાં તે વખતે દવદંતીની માતાએ તેને સાસરિયામાં સારી રીતે રહેવા-વર્તવા માટે શિખામણ આપી.

કુંડિનપુરથી નળદવદંતી અયોધ્યા આવવા નીકળ્યાં. ત્યાં રસ્તામાં અડધી રાતે ભમરાઓનો ઝંકાર સંભળાયો. એથી તેમનું લશ્કર પણ થંભી ગયું. આસપાસ કશું જ દેખાતું નહોતું. કશી સમજણ પડતી નહોતી. એ વખતે દવદંતીએ પોતાના કપાળ પર હાથ ઘસ્યો. તરત તેના તિલકમાંથી સૂર્યસમો

ઢાલ એમણે સિંધી ભાષામાં લખી છે. ઉ.ત., અડધી પંક્તિ હિંદી અને અડધી સંસ્કૃતનું તેમણે કરેલું મિશ્રણ જુઓ :—

भलूं आज भेटयुं, प्रभो पादपद्मं
फली आस मोरी, नितान्तं विपद्मम्।
गयूं दुःख नासी, पुनः सौम्यदृष्टया
थयुं सुख झाझूं, यथा मेघवृष्टया ॥

સમયસુંદર સંગીતના અચ્છા જાણકાર હતા. ભિન્ન ભિન્ન રાગરાગિણીઓમાં એમણે રાસ તથા ચોપાઈની ઢાળો અને વિશેષતઃ ગીતોની જે રચના કરી છે તે પરથી સહેજે સમજાય છે કે સંગીત પર એમનું પ્રભુત્વ કેવું હતું. રાગરાગિણી ઉપરાંત તત્કાલીન લોકપ્રિય દેશીઓનો પણ એમણે બહોળા પ્રમાણમાં ઉપયોગ કર્યો છે અને પોતે પણ કેટલાક નવા ઢાળો પ્રચલિત કર્યાં હતા. આનંદઘન, ઋષભદાસ, નયસુંદર વગેરે કવિઓએ સમયસુંદરની દેશીઓનો અને ધ્રુવપંક્તિઓનો ઉપયોગ કર્યો છે એ પરથી એની પ્રતીતિ થાય છે.

સમયસુંદરના સમકાલીન કવિ ઋષભદાસે સં. ૧૬૭૦ માં રચેલા કુમારપાલ રાસમાં સમયસુંદરની પ્રશંસા કરતાં લખ્યું છે:—

સુસાધુ હંસ **સમયો** સુરચંદ, શીતલ વચન જિમ શારદચંદ,
એ કવિ મોટા બુદ્ધિ વિશાલ, તે આગલિં હું મુરખ બાલ.

જે સમયે સમયસુંદરનું સાહિત્ય હજુ સર્જાઈ રહ્યું હતું એ સમયે ઋષભદાસે કરેલા ઉપરોક્ત ઉલ્લેખ પરથી ખાતરી થાય છે કે સમયસુંદરે એમના પોતાના સમયમાં જ કેટલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી લીધી હતી.

સમયસુંદર ખરેખર અસાધારણ ઉચ્ચ પ્રતિભા ધરાવનાર પ્રખર વિદ્વાન, સમર્થ સાહિત્યકાર અને તેજસ્વી સાધુ હતા.

# નલ-દવદંતી રાસ

## ( કથાસાર )

સીમંધર સ્વામી વગેરે વીસ વિચરતા જિનેશ્વરો, તીર્થંકરો, કેવળજ્ઞાનીઓ, ગણધરો, સાધુઓ અને પોતાના ગુરુ તથા સરસ્વતીને પ્રણામ કરીને કવિ નળદવદંતીની કથા શરૂ કરે છે. જંબૂદ્વીપમાં આવેલા ભરતક્ષેત્રમાં અયોધ્યા નગરી શોભી રહી છે. ત્યાં નિષધ રાજા રાજ્ય કરી રહ્યો છે. એને નળ અને કૂબર નામના બે પુત્રો છે. પણ તેમાં નળ ઉદાત્ત જીવન જીવનારો છે, જ્યારે કૂબર કૂડ અને કપટના ઘર જેવો છે.

એક દિવસ વિદર્ભ દેશના રાજા ભીમના દૂતે આવી નિષધ રાજાને દવદંતીના સ્વયંવરનો સંદેશો આપ્યો. એટલે નિષધ રાજા નળ અને કૂબર બંને પુત્રોને લઈ કુંડિનપુર પહોંચ્યો. ત્યાં ભીમ રાજાએ તેમનો સારો સત્કાર કર્યો અને તેમને સારો ઉતારો આપ્યો.

દવદંતીના સ્વયંવર માટે ભીમ રાજાએ સુંદર સ્વયંવરમંડપ રચ્યો. ત્યાં અનેક દેશના રાજાઓ આવી વિરાજમાન થયા. પણ નળ રાજા આગળ બીજા રાજાઓ ઝાંખા પડી જતા હતા. સોળ શૃંગાર સજીને દવદંતી સ્વયંવર મંડપમાં આવી. તેની સાથે વેત્રિણી હતી, જે બધા રાજાઓનાં કુળ-ઇતિહાસ જાણતી હતી. વેત્રિણી અંગ, બંગ, કલિંગ, વત્સ, કાશી, કાશ્મીર વગેરે દરેક દેશના રાજવીઓ બતાવી તેમની પ્રશંસા કરતી જતી હતી, પણ દવદંતીને એ કોઈ રાજાને વરમાળ પહેરાવવાનું ગમ્યું નહિ. પણ નળરાજાને એણે જોયો કે તરત જ તેને ખૂબ હર્ષ થયો. નળ રાજા એને ગમી ગયો. એણે નળના કંઠમાં પોતાની વરમાળા પહેરાવી. ત્યાર પછી ભીમ રાજાએ રૂડી પેરે બંનેનાં લગ્ન કરાવ્યાં. લગ્ન પછી બંને વિદાય થયાં તે વખતે દવદંતીની માતાએ તેને સાસરિયામાં સારી રીતે રહેવા-વર્તવા માટે શિખામણ આપી.

કુંડિનપુરથી નળદવદંતી અયોધ્યા આવવા નીકળ્યાં. ત્યાં રસ્તામાં અડધી રાતે ભમરાઓનો ઝંકાર સંભળાયો. એથી તેમનું લશ્કર પણ થંભી ગયું. આસપાસ કશું જ દેખાતું નહોતું. કશી સમજણ પડતી નહોતી. એ વખતે દવદંતીએ પોતાના કપાળ પર હાથ ઘસ્યો. તરત તેના તિલકમાંથી સૂર્યસમો

તેજપુંજ પ્રગટ થયો. તેના પ્રકાશ વડે જોયું તો એક સાધુ મહારાજ કાઉસગ્ગ કરી રહ્યા હતા. કાઉસગ્ગમાં હતા તે વખતે કોઈ મદઝરતા હાથીએ તેમના શરીર સાથે માથું ઘસેલું. એથી શરીરે મદ ચોંટેલો. એ મદ પર અસંખ્ય ભમરા આવીને બેઠેલા, છતાં સાધુ કાઉસગ્ગમાંથી ચલિત થયા નહોતા. નળ અને દવદંતીએ મુક્તિપંથના એ સાધુને પ્રદક્ષિણા કરી વંદન કર્યાં. કાઉસગ્ગ પાળ્યા પછી સાધુએ તેમને ધર્મોપદેશ આપ્યો અને દવદંતીના ભાલના તિલકનું કારણ કહ્યું.

ત્યાંથી નળદવદંતી અયોધ્યા નગરીમાં આવી પહોંચ્યાં. ત્યાં તેમના સ્વાગત માટે જાત જાતની તૈયારીઓ થઈ રહી હતી. બંનેનો આનંદ અને ઉત્સાહથી સત્કાર કરવામાં આવ્યો અને વડીલોએ તેમને આશિષ આપી. (ખંડ પહેલો)

લગ્ન પછી નળ અને દવદંતી અનેક પ્રકારનાં સુખ ભોગવવા લાગ્યાં. નિષધ રાજાએ સમય જતાં, નળને રાજ્ય સોંપી, કૂબરને યુવરાજ બનાવી, દીક્ષા લીધી અને ખૂબ તપજપ કરી તે સ્વર્ગે પહોંચ્યા. નળના રાજ્યમાં પ્રજા સુખી થઈ, પણ એક કૂબર નળ પાસેથી રાજ્ય પડાવી લેવા માટે દ્વેષ અને મત્સર કરતો હતો.

એમાં એક દિવસ કૂબરે નળને પાસા રમવા માટે બોલાવ્યો. એમ કરતાં બંને ભાઈ જુગાર રમવા લાગ્યા. નળ વારંવાર હારવા લાગ્યો. એને અટકાવવા માટે દવદંતીએ કેટલીયે વિનંતી કરી, પણ નળે જુગાર રમવાનું બંધ કર્યું નહિ. છેવટે એ પોતાનું રાજ્ય હાર્યો અને દવદંતીને પણ હાર્યો. કૂબર રાજા થયો અને નળ અને દવદંતી વનવાસ માટે નીકળ્યાં. કૂબર દવદંતીને પણ પોતે જીત્યો હોવાથી અટકાવવા લાગ્યો. પણ લોકોએ એને સમજાવ્યો કે ‘ દવદંતી તારી ભાભી થાય છે એટલે મા જેવી ગણાય. વળી દવદંતી સતી છે, એટલે જીવતી તારા હાથમાં આવશે નહિ. માટે નળની સાથે એને પણ તું જવા દે.’ વનમાં જતાં નળે રસ્તામાં પાંચસો હાથ ઊંચો એક સ્તંભ ઉખેડીને પોતાની શક્તિની પ્રતીતિ કરી લીધી.

વનમાં નળ અને દવદંતીને માથે ઘણું દુઃખ પડ્યું. એક રાતે બંને સૂતાં હતાં. દવદંતી ભરનિદ્રામાં હતી. તે વખતે નળને થયું કે દવદંતી વનવાસમાં

પોતાને બંધનરૂપ થશે. જો એનો ત્યાગ કરવામાં આવે તો તે પોતાના પિતાને ત્યાં ચાલી જશે. દવદંતી જેવી સતીને તરછોડતાં નળને દુઃખ થાય છે. કિરપાણિકા વડે વસ્ત્ર છેદવા માટે એના ડાબા અને જમણા હાથ વચ્ચે વિવાદ થાય છે. વસ્ત્ર છેદ્યા પછી નળ પોતાના રુધિર વડે દવદંતીના વસ્ત્ર પર સંદેશો લખે છે અને ચાલ્યો જાય છે, પણ વળી દવદંતીની ચિંતાને લીધે પાછો આવે છે. આખી રાત દવદંતી પાસે રહીને પસાર કરે છે અને પ્રભાતે દવદંતી જાગે તે પહેલાં ચાલ્યો જાય છે. દવદંતીનો વિશ્વાસદ્રોહ કરવા માટે એ પોતાની જાતને ધિક્કારે છે :—

હા હા નલ દુષ્ટાતમા, કાં તું ભસમ ન હોઈ;
નિરપરાધ નિજ કામિની, અબલા તજઈ ન કોઈ.

રસ્તામાં એક સ્થળે નળે મનુષ્યની વાણી સાંભળી, 'હે નળ, મને આગમાંથી બચાવ!' નળે અવાજની દિશા તરફ જોયું તો એક સાપ એને કહી રહ્યો હતો. નળે એને આગમાંથી બચાવી બહાર મૂક્યો, ત્યારે સાપ નળને કરડ્યો. એથી નળનું શરીર કદરૂપું થઈ ગયું. નળે કહ્યું, 'મારા ઉપકારનું તું આ ફળ આપે છે?' આવા કડવા અનુભવથી નળને દીક્ષા લેવાનું મન થયું. ત્યાં એ સાપ સાપ મટીને દેવતા થયો અને એણે કહ્યું, "હું તો તારો પિતા નિષધ છું. અવધિ જ્ઞાનથી તારું કષ્ટ જાણી હું અહીં તુરત આવ્યો છું. તારું રૂપ મેં પોતે જ ફેરવ્યું છે. કૂબડો થવાથી તને કોઈ ઓળખી નહિ શકે. તારે હમણાં દીક્ષા લેવાની નથી, કારણ કે હજુ તારે ભોગાવલિ કર્મ ભોગવવાનાં છે. મને અવધિ જ્ઞાન છે. એ વડે વ્રત લેવાનો સમય હું તને જણાવીશ. સાથે વસ્ત્ર અને આભરણ રાખ. જ્યારે મૂળ રૂપ તારે પામવું હોય ત્યારે આ વસ્ત્ર અને આભરણ પહેરજે."

ત્યાંથી નળ સુંસમાપુર પહોંચ્યો. તે વખતે તેણે કોલાહલ સાંભળ્યો. એક મદઝરતો, મદોન્મત્ત બનેલો હાથી આલાન થંભ ઊખેડીને આમતેમ નાસતો હતો. તે ઘર, દુકાનો પાડતો હતો અને માણસોને કચડતો દોડતો હતો. કોઈ પણ માણસ તેને કાબૂમાં લાવી શકતો નહોતો. જે માણસ હાથીને વશ કરે તેને દધિપર્ણ રાજા તરફથી સારી બક્ષિસ આપવામાં આવશે એમ રાજપુરુષો કહેતા હતા. કૂબડો થયેલો નળ એ વખતે નગરમાં પ્રવેશતો હતો. એને જોઇ

લોકો કહેવા લાગ્યા, 'મરીશ, મરીશ, હે કૂબડા, દૂર ચાલ્યો જા'. પણ નળને તો ગજવિદ્યા આવડતી હતી. એણે થોડી વારમાં જ હાથીને વશ કરી દીધો. દધિપર્ણ રાજાએ એને કંઠમાં રત્નમાળા પહેરાવી, અને એને આદરમાન સાથે પોતાની પાસે રાખી લીધો. (ખંડ બીજો)

દધિપર્ણ રાજાએ કૂબડાને પોતાની પાસે બોલાવી બધી વાત પૂછી. કૂબડાએ કહ્યું, "હું અયોધ્યામાં રહું છું. મારું નામ હુંડિક છે. હું નળરાજાનો રસોઇયો છું. એમણે મને બધી વિદ્યા શિખવાડી છે. હું સૂર્યપાક રસવતી પણ જાણું છું. નળ અને મારા વિના એ વિદ્યા કોઈ જાણતું નથી. નળરાજા નાના ભાઈ કૂબર સાથે જુગાર રમતાં હારી ગયા. પછી દવદંતીની સાથે વનવાસ નીકળ્યા. અને હવે સાંભળ્યું છે કે તે વનમાં અવસાન પામ્યા છે. એટલે હું આ તરફ આવ્યો છું." નળના અવસાનના સમાચાર સાંભળી દધિપર્ણ રાજાને ખૂબ દુઃખ થયું.

હુંડિકે દધિપર્ણ રાજાને સૂર્યપાક રસવતી જમાડીને ખૂબ ખુશ કર્યા. દધિપર્ણે હુંડિકને પોતાની પાસે રાખી લીધો. એમ કરતાં કેટલાંક વર્ષ વીતી ગયાં. એક દિવસ કૂબડો હુંડિક સરોવરકિનારે એક વૃક્ષ નીચે ઉદાસ થઈને બેઠો હતો. ત્યાં એક બ્રાહ્મણ પથિક આવ્યો. એણે બે શ્લોક કહ્યા જેમાં દવદંતી જેવી નારીને સૂતી ત્યજવા માટે નળને સખત ઠપકો આપવામાં આવ્યો હતો. એ શ્લોક સાંભળી નળની આંખમાં આંસું આવ્યાં. એણે પથિકને પૂછ્યું, "તેં આ વાત ક્યાંથી સાંભળી?" પથિકે કહ્યું, "હું કુંડિનપુરથી આવું છું. ગામે ગામ મેં આ વાત સાંભળી છે." નળે કહ્યું, "આ વાત તો મેં પણ સાંભળી છે, પણ પછી આગળ જે સાંભળ્યું હોય તે કહે." પથિકે બધી વાત કહી.

નળ દવદંતીને સૂતી મૂકીને ચાલ્યો ગયો. તે વખતે દવદંતીને સ્વપ્નું આવ્યું કે પોતે આંબાના વૃક્ષ પર ચડી છે. પણ ત્યાં તો કોઈ હાથીએ વૃક્ષને પાડ્યું અને પોતે ભોંય પર પડી. આવું સ્વપ્ન આવતાં દવદંતી એકદમ ઝબકીને જાગી. જોયું તો પોતાનો પતિ પાસે નહોતો. આથી તે ખૂબ નિરાશ થઈ ગઈ. તે નળની શોધ કરવા લાગી, પણ નળ મળ્યો નહિ, એટલે તે ખૂબ રોવા અને વિલાપ કરવા લાગી. વિરહ અને વિયોગ માટે પોતાના કર્મને અને ભાગ્યને દોષ દેવા લાગી. વિલાપ કરતી દવદંતી આખો દિવસ વનમાં ભમતી રહી. સાંજ પડી અને ચન્દ્રોદય થયો. દવદંતીએ નળની ભાળ માટે ચન્દ્રને સંદેશો કહ્યો.

દવદંતીએ જ્યારે પોતાના વસ્ત્ર પર નળે લખેલા અક્ષર વાંચ્યા ત્યારે એને ખાતરી થઈ કે નળ પોતાનો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે. એટલે તે પોતાના પિયર ભણીના રસ્તે ચાલવા લાગી. માર્ગમાં વેપારીઓનો એક સાર્થ મળ્યો. દવદંતી તેની સાથે ચાલવા લાગી. એવામાં એ સાર્થ ઉપર ચોરોનું એક ધાડું આવી ચડયું. દવદંતીએ સિંહણની જેમ હુંકાર કરીને એ ચોરોને નસાડી મૂકયા. આથી સાર્થવાહે એનો ઉપકાર માન્યો. પોતાના ડેરામાં લઈ જઈ એને સ્નાનભોજન કરાવ્યાં અને કુલદેવીની જેમ એની ભક્તિ કરી.

એવામાં ત્રણ દિવસ ધોધમાર વરસાદ પડયો. દવદંતીને થયું કે હવે તો સાર્થને અહીં ઘણા દિવસ રોકાઈ જવું પડશે. એથી દવદંતી સાર્થ છોડીને છાની નીકળી. આગળ જતાં એક ભયંકર રાક્ષસ મળ્યો. દવદંતીને એ ખાવા જતો હતો. દવદંતીએ એને કહ્યું, “ જિન ધર્મના પ્રસાદથી મને મરણનો જરા પણ ભય નથી. પણ મારા જેવી સતીને ખાવાથી તું ભસ્મ થઈ જઈશ. ” રાક્ષસને પોતાની ભૂલ સમજાઈ. તુષ્ટ થઈને એણે દવદંતીને કહ્યું કે તારે જે કામ હોય તે મને કહે, હું તે કરી આપીશ. દવદંતીએ પૂછ્યું, “ મારા પિયુ ક્યારે મળશે ? ” અવધિજ્ઞાનના બળવડે તે રાક્ષસે કહ્યું, “ બાર વર્ષે. ” પછી એ રાક્ષસે કહ્યું, “ હું તને તારા પિતાને ઘેર પહોંચાડી જાઉં ? ” દવદંતીએ કહ્યું, “ મારા પતિનો મેળાપ કહી આપ્યો એ તમારો ઘણો ઉપકાર, પણ હું પારકા પુરુષ સાથે જતી નથી. માટે તમે તમારા રસ્તે જાઓ. ”

આમ, દવદંતીને માથે વનમાં ઘણી આપત્તિ પડી. ( ખંડ ત્રીજો )

પિયુના મિલનની વાત સાંભળ્યા પછી દમયંતી આકરા અભિગ્રહ ધારણ કરી, એક પર્વત પર ગુફામાં રહેવા લાગી. શાંતિનાથ ભગવાનની મૂર્તિ બનાવી નિત પૂજા કરવા લાગી. સાર્થવાહે દવદંતીને જોઈ નહિ, એટલે એને પગલે પગલે તપાસ કરતો એ ગુફા પાસે આવી પહોંચ્યો. દવદંતીની વાત સાંભળી પાસે રહેતા તાપસો પણ આવ્યા. એક વખત દવદંતીએ તાપસોને વર્ષાના જલપૂરમાંથી બચાવી લીધા. ત્યાર પછી બધા તાપસો ત્યાં રહેવા લાગ્યા અને સાર્થવાહે ત્યાં તાપસપુર નગર વસાવ્યું.

પર્વત પરના ગુફાવાસ દરમ્યાન એક દિવસ દવદંતીએ અને તાપસપુરના લોકોએ કૂબરના પુત્ર સિંહકેસરીને કેવળજ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થયું અને એ કેવી રીતે મોક્ષે ગયો તેનો પ્રસંગ નજરે નિહાળ્યો. એ સમયે દવદંતીને પણ દીક્ષા લેવાનું મન થયું, પરંતુ યશોભદ્ર ગુરુએ એને ના પડી. વળી ગુરુએ દવદંતીને એના આગળના ભવની વાત કરી એની વિયોગાવસ્થાનું કારણ પણ સમજાવ્યું.

એક દિવસ કોઈ એક પુરુષના કહેવાથી દવદંતી પોતાના પતિને શોધવા નીકળી. પરંતુ એને પતિ મળ્યો નહિ, અને પોતે વનમાં ભૂલી પડી. તાપસપુર પાછી ફરવા લાગી, પણ એ માર્ગ પણ જડયો નહિ. એવામાં એક રાક્ષસી એને ખાવા આવી. એથી દવદંતી ગભરાઈ ગઈ, પણ એના સતીત્વને લીધે રાક્ષસી એને કશું કરી શકી નહિ. વનમાં ભમતાં ભમતાં દવદંતીને ખૂબ તરસ લાગી, પણ ક્યાંય પાણી નહોતું. એટલે એણે એક સૂકી નદીમાં પગની પાની પછાડી અને એના ધર્મના પ્રતાપે નદી વહેવા લાગી. પાણી પી, તૃપ્ત થઈ, દવદંતી એક વડના ઝાડ નીચે બેઠી. ત્યાંથી ધનદેવ સાર્થવાહે એને અચલપુર પહોંચાડી. (ખંડ ચોથો)

અચલપુર નગરની બહાર એક વાવમાં સ્નાન કરી દવદંતી પોતાનાં વસ્ત્ર સૂકવતી હતી. ત્યાંની રાણીને આ વાતની ખબર પડતાં એણે દવદંતીને તેડાવી પોતાને ત્યાં રહેવાનું કહ્યું. રાણી ચન્દ્રજસા દવદંતીની માસી થતી હતી, પરંતુ એ વાતની બેમાંથી કોઈને ખબર નહોતી. દવદંતી એને ત્યાં રહેવા લાગી અને નળની ભાળ મેળવવાના આશયથી દાનશાલામાં દાન દેવા માટે બેસવા લાગી. એક દિવસ એણે દયાભાવથી પ્રેરાઈને પિંગળ નામના ચોરને બંધનમાંથી મુક્ત કરાવ્યો.

નળ અને દવદંતીની ભાળ કાઢવા માટે ભીમ રાજાએ મોકલેલો વિપ્ર હરિમિત્ર અચલપુર આવી પહોંચ્યો. એ દાનશાળામાં ખાવા ગયો ત્યાં એણે દવદંતીને જોઈ. એણે તરત રાજા તથા રાણીને વાત કરી. પોતે દવદંતીને ઓળખી ન શકયાં તે માટે રાજા અને રાણીએ દવદંતીની માફી માગી. હરિમિત્ર દવદંતીને

લઈ કુંડિનપુર આવ્યો. ઘણે વર્ષે દુઃખી પુત્રીનો મેળાપ થયો એથી ભીમરાજા અને રાણીને અત્યંત હર્ષ થયો. ત્યાર પછી ભીમરાજાએ નળની ભાળ કાઢવા માટે એક વિપ્રને મોકલ્યો. એ વિપ્રે દધિપર્ણ રાજાના સૂર્યપાક રસવતી જાણનાર રસોઇયાની વાત કરી. અશ્વવિદ્યા જાણનાર એ કૂબડો તે નળ જ છે એવી ખાતરી થતાં એને પોતાની પાસે બોલાવી વધારે ખાતરી કરવા માટે ભીમરાજાએ, દવદંતી બીજી વાર સ્વયંવર કરે છે એવી બનાવટી વાત કરી, ઓછો સમય આપી દધિપર્ણ રાજાની સાથે કૂબડો આવે એવી યુક્તિ કરી.

દવદંતીના સ્વયંવરમાં પહોંચવા માટે પૂરતો સમય ન હોવાથી ચિંતાતુર દેખાતા દધિપર્ણ રાજાને પોતાની અશ્વવિદ્યા વડે પહોંચાડવા કૂબડો તૈયાર થયો. રસ્તામાં દધિપર્ણ અને કૂબડાએ પોતાની અક્ષવિદ્યા અને અશ્વવિદ્યાની પરસ્પર આપલે કરી. સૂર્યોદય થતાં તેઓ કુંડિનપુર આવી પહોંચ્યા. પરંતુ કુંડિનપુરમાં સ્વયંવરનાં કંઈ ચિહ્ન ન જણાતાં દધિપર્ણને ખૂબ આશ્ચર્ય થયું. વસ્તુતઃ કૂબડાને બોલાવવા માટેની એ યુક્તિ હતી. દવદંતીએ કૂબડાની કસોટી કરી જોઈ અને એ નળ જ છે એવી એને ખાતરી થઈ. નળે દિવ્ય વસ્ત્ર ધારણ કરી પોતાનું અસલ સ્વરૂપ પાછું મેળવ્યું. ( ખંડ પાંચમો )

દધિપર્ણ રાજાએ નળને ઓળખતાં પોતાના અવિનય અને અપરાધ માટે માફી માગી. નળદવદંતીએ કેટલોક સમય ત્યાં રહી આનંદ કર્યો. ત્યાર પછી નળે અયોધ્યા આવી, કૂબર સાથે દ્યૂત રમી પોતાનું રાજ્ય પાછું મેળવી લીધું. નળના સત્કાર માટે અયોધ્યાના લોકોએ મહોત્સવ કર્યો.

કેટલોક સમય સુખ ભોગવી નળ અને દવદંતીએ સંયમ ધારણ કરી જિતસેન નામના આચાર્યના સદુપદેશથી દીક્ષા લીધી. પણ એક દિવસ દવદંતીને જોતાં નળના ચિત્તમાં કામવિકાર જાગ્રત થયો. એ વાત જાણી ગુરુએ એને ઘણો ઉપદેશ આપ્યો. તેમ છતાં નળે પોતાના ચિત્ત પર સંયમ ન મેળવ્યો એથી બીજા સાધુઓને પણ એ ન બગાડે એટલા માટે ગુરુએ એને ગચ્છ બહાર કાઢ્યો. એ વખતે નિષધ દેવતાએ નળ મુનિની પાસે આવી એને ઉપદેશ આપ્યો. પણ તેમ છતાં નળ વ્રત પાળી શકતો નહોતો. આથી એણે અનશન

કરી પોતાના દેહનો અંત આણ્યો. તે પછી નળ દેવલોકમાં ધનદ નામના દેવ તરીકે જન્મ્યો. નળ પ્રત્યે અનુરાગ ધરાવતી દવદંતીએ પણ અનશન કરી દેહત્યાગ કર્યો. એ પણ દેવલોકમાં જન્મી ધનદ દેવતાની પ્રિયા બની, ત્યાં બંને સુખ ભોગવવા લાગ્યાં.

નળ હજુ દેવલોકમાં ધનદ રહ્યો, પરંતુ દવદંતી ત્યાંથી પેઢાલપુરના રાજાની કુંવરી કનકવતી તરીકે જન્મી. કનકવતી યૌવનમાં આવતાં રાજાએ એના સ્વયંવરની તૈયારી કરી. હંસનું રૂપ ધારણ કરેલા એક વિદ્યાધરના દૂતકાર્યથી કનકવતીને વસુદેવ પ્રત્યે અનુરાગ થયો. કનકવતીના સ્વયંવરની વાત સાંભળતાં ધનદને તેમાં જવાનું મન થયું. એ માટે ધનદે વસુદેવને જ પોતાના દૂત તરીકે કનકવતી પાસે મોકલ્યો. પરંતુ કનકવતી તો વસુદેવને જ વરવા માટે મક્કમ હતી. એણે ધનદને કહેવડાવ્યું કે પૂર્વ ભવના સંબંધને લીધે મને હર્ષ તો થાય છે, પણ તને પરણવાની ઇચ્છા થતી નથી. અત્યારે તો તું પ્રતિમાની જેમ મારે માટે પૂજ્ય સ્થાને છે. વસુદેવે એ સમાચાર ધનદને કહ્યા.

આમ છતાં ધનદ કનકવતીને પરણવાની ઇચ્છાથી એના સ્વયંવરમાં આવ્યો અને પોતાની વીંટી પહેરાવી વસુદેવનું રૂપ બદલી પોતાના જેવું કરી નાખ્યું. પણ કનકવતીના કહેવાથી ધનદે વસુદેવ પાસેથી વીંટી માગી લીધી. વસુદેવનું મૂળ સ્વરૂપ પ્રગટ થયું. કનકવતી વસુદેવને વરી અને એની સાથે લગ્ન કરી દ્વારિકામાં અપાર સુખ ભોગવવા લાગી.

એક વખત નેમિનાથ ભગવાન બીજા સાધુઓ સાથે દ્વારિકા પધાર્યા. એમને વંદન કરવા માટે વસુદેવ પોતાની રાણીઓ સાથે ગયો. તે સમયે નેમિનાથે તેમને ગજસુકમાલના સંયમની અને એના મોક્ષે ગયાની વાત કરી. એ સાંભળી નેમિનાથના ઉપદેશથી વસુદેવની રાણી કનકવતીએ બીજી સ્ત્રીઓ સાથે સંયમવ્રત ધારણ કર્યું. ગૃહવાસમાં હોવા છતાં પોતાની પવિત્રતાને લીધે કનકવતીને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. ત્યાર પછી એણે દીક્ષા લીધી અને સાધ્વી થઈ, અનશન કરી એ મોક્ષસુખ પામી. ધનદ દેવ પણ ભવિષ્યમાં દેવલોકમાંથી મનુષ્ય લોકમાં જન્મી, ઉત્તમ અવતાર ધારણ કરી, દીક્ષા લઈ કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ સુખ પામશે. (ખંડ છઠ્ઠો)

# નલદવદંતી રાસ

## (સમાલોચના)

સં. ૧૬૭૩ માં, એટલે કે વિક્રમના સત્તરમા સૈકાના ઉત્તરાર્ધમાં કવિ સમયસુંદરે મારવાડમાં આવેલા મેડતા ગામમાં આ રાસની રચના કરી છે. લગભગ આ જ અરસામાં બીજા કવિઓએ પણ નલદવદંતી રાસની રચના કરી છે, જેમાં સં. ૧૬૬૪ માં મેઘરાજે, સં. ૧૬૬૫ માં નયસુંદરે અને સં. ૧૬૮૨ માં નારાયણે કરેલી રચનાઓ નોંધપાત્ર છે. આમાં સમયસુંદરની રચના પર એમના સમકાલીન કવિઓ મેઘરાજ કે નયસુંદરના રાસની પાત્રાલેખન, શૈલી, પ્રસંગો વગેરેની દૃષ્ટિએ મહત્ત્વની અસર પડી હોય એવું જણાતું નથી. સમયસુંદરની પૂર્વેના જૈન કવિઓમાં ઋષિવર્ધન, મહીરાજ, અજ્ઞાત કવિ અને ચંપ નામના એક કવિની નલદવદંતી વિષે કૃતિ મળે છે. પરંતુ આ કવિઓની કૃતિની અસર પણ સમયસુંદરના આ રાસ પર ખાસ પડી હોય એવું જણાતું નથી. જૈનેતર કવિઓની કૃતિઓમાં નાકરની અને પ્રેમાનંદની આ વિષેની કૃતિઓ આ રાસની લગભગ એક સૈકા આગળપાછળ લખાયેલી છે.

સમયસુંદરે પોતે આ રાસમાં કહ્યું છે તેમ, કથાવસ્તુ માટે પાંડવચરિત્ર અને નેમિચરિત્રનો આધાર લીધો છે.

> પાંડવનેમિચરિત્ર હો ને૦, એ અધિકાર તિહાંથી ઉધર્યઉ;
> ચંચલ કવિઅણ ચિત્ત હો ને૦. કવિયણ કેરી કિહાં કણિ ચાતુરી.

પાંડવચરિત્ર અને નેમિચરિત્રની નલકથા સાથે સમયસુંદરના રાસના કથાવસ્તુને સરખાવતાં સ્પષ્ટ દેખાઈ આવે છે કે સમયસુંદરે કથાવસ્તુમાં પોતાના કહી શકાય એવા કંઈ પણ ફેરફાર કર્યાં નથી. પાંડવચરિત્ર અને નેમિચરિત્રની નલકથા જૈન પરંપરાનુસારી કથા છે, એટલે સમયસુંદરનો રાસ જૈન પરંપરાની કથાને બરાબર વળગી રહે છે એમ કહી શકાય. વસ્તુતઃ એક નયસુંદરનો અપવાદ બાદ કરતાં, ઋષિવર્ધન, અજ્ઞાત કવિ, મહીરાજ, મેઘરાજ, વગેરે બધા જ જૈન કવિઓ નલદવદંતીની જૈન પરંપરાનુસારી કથાને જ વફાદાર રહે છે. અલબત્ત, વસ્તુની સંકલના, પાત્રાલેખન, શૈલી અને રજૂઆત વગેરેમાં દરેક કવિ પોતપોતાની પ્રતિભા પ્રમાણે શક્તિ દાખવે છે. સમયસુંદરની કૃતિમાં

વસ્તુસંકલનાની દૃષ્ટિએ એ નોંધવું જોઈએ કે પરંપરાનુસારી કથામાં અને અન્ય કેટલાક કવિઓની કૃતિમાં નળદવદંતીની કથા એમના આગળના મમ્મણ રાજા અને વીરમતીના ભવથી શરૂ થાય છે, જ્યારે સમયસુંદરે કથાની શરૂઆત નલદવદંતીના ભવથી જ શરૂ કરી છે, અને વચ્ચે યશોભદ્રસૂરિના પ્રસંગમાં આગળના ભવની કથા આપી છે. બીજી નોંધપાત્ર વસ્તુ એ છે કે અન્ય કવિઓએ નલદવદંતીના પછીના ભવની વાત અત્યંત સંક્ષેપમાં કહી છે, જ્યારે સમયસુંદરે એ ઘણી વિસ્તારથી કહી છે. સમયસુંદરે એ કથા કહેવામાં આ રાસનો લગભગ આખો છઠ્ઠો ખંડ રોક્યો છે. આથી જૈન પરંપરાની નલ-કથાથી અપરિચિત, પરંતુ લોકપ્રચલિત નળદમયંતીની કથાથી પરિચિત એવા વાચકવર્ગને તો આ રાસનો છઠ્ઠો ખંડ જાણે મૂળ કથાપ્રવાહથી છૂટો પડી જતો હોય એવું લાગવાનો પૂરો સંભવ છે. આમેય, નલદવદંતીનાં સુખ-દુઃખની કથામાં જેટલો રસ પડે છે, એટલો રસ વસુદેવ અને કનકવતીની કથામાં પડતો નથી. કવિએ કેટલાક રસિક પ્રસંગો યોજ્યા છે. તોપણ એ માટે કદાચ, આપણું માનસ આ કથા અમુક રીતે સાંભળવા ટેવાઈ ગયેલું હોય એ પણ કારણ હોય. કવિએ પાંચમા ખંડ પછી, નલદવદંતીના સ્વર્ગગમન પછી રાસ પૂરો કર્યો હોત ~~(અને કવિએ એ પ્રમાણે ન કર્યું, તો 'પ્રતિ ક'ના લહિયાએ તો એ પ્રમાણે કર્યું જ)~~ તો કથારસ એટલો જ જળવાઈ રહેત. (પણ કવિને કદાચ એવો તો લોભ લાગ્યો નહિ હોય ને, કે નલદવદંતીના સ્વર્ગગમન પછીની બે ઘટનાઓ મળે છે, તો પછી એમના મોક્ષગમન સુધીની કથા કેમ ન આપવી કે જેથી 'પછી શું થયું ?' એવો પ્રશ્ન પૂછવાનો કોઈને અવકાશ પણ ન રહે ?)

કદની દૃષ્ટિએ સમયસુંદરનો આ રાસ એમના પુરોગામી કવિઓ ઋષિવર્ધન કે અજ્ઞાત કવિના રાસની સરખામણીમાં મોટો છે, પણ નયસુંદરના 'નળદમયંતી રાસ' કરતાં ઘણો જ નાનો છે. સમયસુંદરે કથાવસ્તુનો યથોચિત વકાસ નિરૂપ્યો છે. તેમ છતાં, કેટલેક સ્થળે એમણે જેટલી કથારસની દરકાર કરી છે, એટલી કાવ્યરસની કરી હોય એમ લાગતું નથી. કેટલાક ભાવપૂર્ણ અને રસિક

પ્રસંગોની કવિત્વમય ખિલવણી માટે જ્યાં અવકાશ હતો ત્યાં કવિએ માત્ર ટૂંકી કથા આપી દેવામાં ઉતાવળ કરી નાખી છે એમ લાગે છે.

કવિએ રાસ માટે કથાવસ્તુ પરંપરાગત લીધું છે, પણ તેનું આલેખન પોતાની વિશિષ્ટ પ્રતિભા પ્રમાણે કર્યું છે, અને તેમ કરવામાં કેટલેક સ્થળે તેમણે અન્ય કવિઓ કરતાં વિશિષ્ટ શક્તિ દાખવી છે. આ રાસનાં બે મુખ્ય પાત્રો તે નળ અને દવદંતી. આ બે ઉપરાંત નિષધ રાજા, ભીમ રાજા, કૂબર, ઋતુપર્ણ રાજા, ચન્દ્રજસા રાણી, દધિપર્ણ રાજા, પિંગલ ચોર, ધનદ સાર્થવાહ, શ્રી વસંત, વસુદેવ, યશોભદ્ર ગુરુ, સિંહકેસરી કેવલી વગેરે ગૌણ પાત્રોનું પણ આલેખન કરી દરેક પાત્રને પોતપોતાના વ્યક્તિત્વ પ્રમાણે ઉપસાવવાનો કવિએ સારો પ્રયાસ કર્યો છે. એ પાત્રો પોતપોતાનાં સ્વભાવલક્ષણ વડે આપણી નજર સામે તરવરી રહે છે.

મુખ્ય બે પાત્રોને—નળ અને દવદંતીને—કવિએ ગૌરવપૂર્ણ આલેખ્યાં છે. એના આલેખનમાં કવિએ પરંપરાગત કલ્પનાઓ લીધી છે, અને પોતાની નવી કલ્પનાઓ પણ આપી છે. દવદંતીના શરીરનું સૌન્દર્ય વર્ણવવામાં અને નળના પરાક્રમનું મહત્ત્વ આલેખવામાં કવિએ કવિસહજ અતિશયોકિત પણ કરી છે, અને એમનાં સુખદુઃખના પ્રસંગો આપી વાસ્તવિક, સજીવ અને સુરેખ આલેખન પણ કર્યું છે.

દવદંતીના રૂપસૌન્દર્યનો પરિચય આપતાં કવિએ એક પછી એક મનોહર કલ્પનાઓ ખડી કરી છે. યૌવનમાં પ્રવેશતાં જેનું 'જોવન લહરે જાય' છે એવી 'ચંદ્રવદની, મૃગલોયણી' દવદંતી એટલી રૂપવંતી છે કે એની સરખામણીમાં અપ્સરા કે વિદ્યાધરીનું સૌન્દર્ય કશી વિસાતમાં નથી. દવદંતીનું દેહસૌન્દર્ય એટલું ઉત્તમ હતું કે ખુદ બ્રહ્મા પણ એને ઘડ્યા પછી એવું બીજું રૂપ ઘડવાની કલા ભૂલી ગયા. કવિ કહે છે :—

એક રૂપ ઉત્તમ ઘડયઉરે, વલિ બીજઉ ન ઘડાય;
વિગન્યાન માહરઉ વીસર્યઉ રે, વિહિ ચિંતાતુર થાય;
ગુણ ગણિવા ભણી સરસતી રે, હાથિ ગ્રહિ જપમાલ,
પાર અજી પામઈ નહિ રે, કેતઉ હી ગયઉ કાલ.

જે 'ચાલઈ ગજગતિ ગેલિ' અને જેને 'નિરષતાં નયણાં ઠરઈ' એવી દવદંતીને નિહાળતા અને એનાં ગુણગાન ગાતા ઇન્દ્ર અને બ્રહ્મા માટે કવિ કહે છેઃ—

સહસ લોચન સફલા કરઈ રે, દરસણ કરતઉ ઈંદ;
ચત્રુમુખ વેદ વિચઇ ભણઈ રે, દવદંતી ગુણ વૃંદ.

માટે જ એવી દવદંતી જેને સ્વયંવરમાં વરશે એ અતિશય ભાગ્યશાળી હશે એમ સ્વયંવરમાં પધારેલા રાજાઓને લાગે છે:—

જે લષમી સાક્ષાત છઈ, જિણનઈ વરિસ્યઈ આજ.
તિણ પુણ્યવંત ઈ જાણિજ્યો, લાધઉ ત્રિભુવન રાજ.

સ્વયંવરમાં દવદંતીને સ્વાભાવિક રીતે જ નળ પ્રત્યે પ્રેમ થાય છે. નળ સાથે અયોધ્યામાં આવી એ પોતાના દિવસો સુખમાં પસાર કરે છે. દ્યૂતમાં નળ હારી જતાં વનનાં જાય છે, તો દવદંતી તેની સાથે વનમાં જાય છે. નળ પોતાનો વનમાં ત્યાગ કરીને ચાલ્યો જાય છે, ત્યારે એ નળને ધિક્કારવા લાગતી નથી, પણ પોતાના જ દોષ જુએ છે અને પોતાનાં આ ભવનાં કે પૂર્વના ભવનાં કર્મનો વાંક જુએ છે.

વનમાં દવદંતીને કષ્ટ પડે છે, પણ પછી તો કવિ દવદંતીના શીલના પ્રભાવના એક પછી એક ચમત્કૃતિ ભરેલા પ્રસંગો વર્ણવતા જાય છે. એના પ્રભાવથી સાર્થવાહને લૂંટવા આવેલા ચોર નાસી જાય છે, પોતાને ખાવા આવેલો રાક્ષસ પ્રણામ કરવા લાગે છે, મેઘવૃષ્ટિ થંભી જતાં તાપસપુરના તાપસો વર્ષાના જલપૂરમાંથી બચી જાય છે, ખાવા આવેલી રાક્ષસી ચાલી જાય છે, તરસ લાગતાં, પગની પાની પછાડતાં સૂકી નદીમાં પાણીનાં પૂર ચડે છે, પિંગળ નામના ચોરનાં બંધન તૂટી જાય છે: આ બધા પ્રસંગો દ્વારા દવદંતીના શીલનું માહાત્મ્ય સમજાવવાનો કવિનો આશય છે એ ખરું, પરંતુ વારંવાર આવતા આવા ચમત્કારોને લીધે દવદંતીનાં દુઃખો પ્રત્યે વાચકને જોઈતી સહાનુભૂતિ થતી નથી, અને કરુણ રસ બરાબર જામતો નથી, કારણ કે વાચકને ખાતરી થઈ જાય છે કે આવાં તો ગમે તેટલાં દુઃખ દવદંતીને માથે આવે તોપણ તે પોતાના શીલના પ્રભાવે તેમાંથી સુરક્ષિત પાર નીકળવાની જ છે.

દવદંતીનો નળ પ્રત્યેનો પ્રેમ અમાપ છે. કૂબડો એ નળ જ છે એવી પ્રતીતિ થતાં એ કહે છે:—

પ્રીતમ અબ તુનઇ નહિ છોડું,
તુજસું જોર કરી પ્રીતિ જોડું.

નળ પ્રત્યેના અનુરાગને કારણે જ એ એની સાથે દીક્ષા લે છે, અને દેવલોકમાં નળ ધનદ થાય છે, તો દવદંતી એની પ્રિયતમા બને છે.

નિષધરાજાનો કુંવર નળ પહેલેથી જ તેજસ્વી અને પરાક્રમી છે. સ્વયંવરમાં એ આવે છે ત્યાં જ બીજા રાજાઓ એના તેજ આગળ ઝાંખા પડી જાય છે.

રવિ આગઈ તારા જેમ, નલ આગઈ બીજા તેમ;
કરતા દવદંતી આસ, નલ દેખી થયા નિરાસ.

× × ×

નલ નઇ સરિપઉ નિરૂપીયઉ, બીજા રામ સરૂપ.

એવા નળને જોતાં જ દવદંતીના હૃદયમાં હર્ષ અને પ્રેમ જન્મે છે:

દવદંતી નલ દેષતાં, હરષિત હુઈ તતકાલ;
નિજ નજરિ નલ લાગી રહી, મૃગલા પડયા મૃગજાલ.

દ્યૂત રમતાં નળ પોતાની તમામ રિદ્ધિ હારી જાય છે અને દવદંતી સાથે વનમાં નીકળે છે, ત્યારે એની સાથે અનેક લોકો, પરિજનો, દાસીઓ, શુકસારિકા વગેરે પણ આવવા તૈયાર થાય છે. નગર છોડતાં પહેલાં પાંચસો હાથ ઊંચો એક સ્તંભ ઉખેડીને નળ પોતાની શક્તિની ખાતરી કરી લે છે.

વનમાં દવદંતીનો ત્યાગ કરતાં નલને ઘણું દુઃખ થાય છે. પોતે દવદંતીને માટે બરાબર લાયક નીવડ્યો નહિ એમ જ એ માને છે. એ વખતે પોતાની અયોગ્યતા માટેના એના શબ્દો જુઓ:

કલ્પવૃક્ષ જાણિ આશ્રયઉરે, તઇ મુજનઇ ભરતાર;
એરંડીયઉ થઈ નીમડયઉરે, તું નઈ મુંકિસિ ડંડાકાર.
રતન અમૂલિક જાણિનઈ રે, ગાંઠિ બાંધ્યઉ તાણિ;
પણિહું પાથર નીમડયઉ રે, ભાવઇ જાણી મ જાણિ.

નીલિ પાચિલે પરષતાં રે, નીમડચણ જાઈ કાચ;
નિરગુણ નલ હું નીમડચણ રે, સુંદરી જાણી તું સાચ.
હંસઇ જાણ્યણ સર ભલણ રે, મુજ હોસ્યઇ ચિરકાલ;
પહિલઇ ચાંચ ચબૂકડઈ રે, થારઇ નીસરીણ સેવાલ.
ફિટ રે વિધાતા તું પાંતર્યણ રે, કાક હંસી સંગ કીધ;
અથવા અજુગતણ તું કરઈ રે, તઈ કેતકી નઈ અપવિત્ર દીધ.
સંવરામંડપ માંડિયણ રે, બઈઠા રાજવી કોડિ;
સહૂ તજીનઇ નલ તઈ વર્યણ રે, પણિ નલનઇ લાગી ખોડિ.

અંતે જ્યારે નળ દવદંતીનો ત્યાગ કરે છે ત્યારે પોતે ખોટું કાર્ય કરી રહ્યો છે એ માટે એને દુઃખ થાય છે અને એવું કરવા બદલ પોતાને એ ધિક્કારે છે.

હા, હા નલ દુષ્ટાતમા, કાં તુ ભસમ ન હોઈ;
નિરપરાધ નિજ કામિની, અબલા તજઈ ન કોઈ.

દધિપર્ણ રાજાને ત્યાં કૂબડાને વેશે રહી નળ પોતાના વિયોગના દિવસો પસાર કરે છે. બાર વર્ષે દવદંતીને એ ફરી મળે છે. દધિપર્ણ રાજા પાસેથી અક્ષવિદ્યા મળતાં, કૂબર પાસેથી એ પોતાનું રાજ્ય મેળવી લે છે. ઘણાં વર્ષો સુધી રાજ્ય કર્યાં પછી એ અને દવદંતી દીક્ષા લે છે, પણ સંયમવ્રત ધારણ કર્યા છતાં નળનું ચિત્ત દવદંતી પ્રત્યે આકર્ષાય છે. ગુરુનો ઉપદેશ કંઈ કામ લાગતો નથી. એ વખતે સ્વર્ગમાં રહેતા એના પિતા એને સમજાવે છે. નળ એ સમજે છે, છતાં આચરણમાં મૂકી શકતો નથી. અંતે અનશન કરી દેહત્યાગ કરવો એ જ એને ઉત્તમ માર્ગ લાગે છે અને તેમ કરતાં તે બીજા ભવમાં ધનદ નામનો દેવતા બને છે. દવદંતી પણ એની પ્રિયા બને છે. પરંતુ પછી જ્યારે દવદંતી ફરી કનકવતી તરીકે પૃથ્વી પર અવતરે છે ત્યારે પણ દેવ હોવા છતાં કનકવતી પ્રત્યે ધનદનું મન આકર્ષાય છે. નળનો દવદંતી પ્રત્યેનો અપાર પ્રેમ જ એનું કારણ છે.

નળ તેજસ્વી અને પરાક્રમી છે, છતાં અંતે તો માનવ છે એ કવિએ એના ચિત્તની વિહ્વલ અવસ્થા દ્વારા બતાવ્યું છે.

સમયસુંદરે આ રાસમાં કેટલાંક પ્રાચીન પ્રણાલિકા પ્રમાણેનાં વર્ણનો કર્યાં છે અને કેટલાંક ખરેખર કવિત્વમય, મનોહર વર્ણનો કરી અનુપમ શબ્દચિત્રો ખડાં કર્યાં છે. આર્યાવર્તના સાડી પચીસ દેશો, અયોધ્યા નગરી, અઢાર વર્ણ, સ્વયંવરમંડપ અને ત્યાં પધારેલા રાજવીઓ, વેત્રિણીએ જુદા જુદા દેશના રાજાઓનો આપેલો પરિચય, દવદંતીના પશ્ચાત્તાપમાં અતિચારનો વિચાર, ઇત્યાદિ પ્રસંગોના આલેખનમાં કવિએ ઘણુંખરું પ્રણાલિકાગત કવિકલ્પનાઓ આપી છે. બીજી બાજુ, એમણે કેટલાક પ્રસંગોને મનોરમ કલ્પનાવડે અસાધારણ ખૂબીથી ખીલવ્યા છે, અને આપણી નજર સમક્ષ રમતા કરી મૂક્યા છે. નળ અને કૂબર—બંને ભાઈઓ દિવસરાત જુગાર રમવામાં ખાવાપીવાનું પણ ભૂલી જાય છે અને નળ ઉત્તરોત્તર પોતાની રિદ્ધિ હારતો જાય છે એ પ્રસંગ એવી જ ઢાળમાં, બીજી પંક્તિના છેલ્લા ચરણને બેવડાવતાં જઈને રજૂ કર્યો છે.

નલદવદંતીના આનંદપ્રમોદના દિવસો કવએ થોડી પણ સચોટ પંક્તિઓમાં કેવી લાક્ષણિક રીતે વર્ણવ્યા છે !

કબહી રંગમઈ રૂસણો, કબહી કરઈ કામ કેલિ;
કબહી વજાડઈ વીણનઈ, કબહી રમઈ મન મેલિ.
વરસ ગિણઈ માસ સારિષઉ, માસ તે દિવસ સમાન;
દિવસ ઘડી સરિષઉ ગણઈ, ઘડી ગિણઈ ક્ષણમાંન.

નળ અને દવદંતી અયોધ્યાનો ત્યાગ કરી જાય છે તે વખતે પ્રજાજનો, પરિજનો, દાસીઓ અને શુકસારિકા સુદ્ધાં તેમને વળાવવા આવે છે એ પ્રસંગ કવિએ કરુણરસિક બનાવ્યો છે.

પતિ સાથે વનમાં નીકળેલી, ભમી ભમીને થાકેલી અને તરસી થયેલી દવદંતીનું આ તાદૃશ ચિત્ર જુઓ :—

દવદંતી તરસી થઇ, પગિ પગિ માંગઈ નીર;
નલ પાયઈ જલ આણિનઈ, છાંટઈ સયલ સરીર.
કિહાં મારગિ બઈસઈ સુવઈ, કિહાં વિસામઉ લેઈ;
સાસીણી ચાલઈ સતી, હાથ બેઉ કડિ દેઈ.

દવદંતીનો ત્યાગ કરતી વેળા, નળ વસ્ત્ર ચીરવાનો વિચાર કરે છે તે વખતે એવું પાપકર્મ ન કરવા માટે એના ડાબા અને જમણા હાથ વચ્ચે થયેલો સંવાદ કવિએ કેવી રસિકતાથી ખીલવ્યો છે :—

ચઉરી માંહે મઇં ચડી રે, જિણ પરણી બહુ પ્રેમ;
જિમણઉ કહઇ મુજ ચીરનઈ રે, છેદતાં આવઈ કેમ.
ડાવઉ જિમણાનઇં કહઈ રે, સાંભલિ મોરી મીત;
હથલેવઈ રસ તઇં લીયઉ રે, તે વાત આણી નું ચીત.
ભોજન જીમઈ તું ભલા રે, માથી વીનવઈ મુજ;
તું નાસઇ તીર નાંષતાં રે, હું આગઈ કરું ઝુજ્ઝ.
તું વીટઈ સિર પાઘડી રે, હું સમારિ કરું સૂલ;
હું ભારીષમઉ તોલતાં રે, તે વાત ગઇ તુજ ભૂલ.

અને દવદંતીનો ત્યાગ કરતી વેળાની નળની મનોદશાનો પ્રસંગ, જંગલમાં સાપ કરડતાં નળનો દેહ કદરૂપો બની જાય છે એ સમયનો પ્રસંગ, સુસમાપુરમાં હાથીને વશ કરી દધિપર્ણ રાજાને પ્રસન્ન કરવાનો પ્રસંગ, વનમાં એકલી પડેલી દવદંતીને ચન્દ્રને સંદેશો આપે છે એ પ્રસંગ, સિંહકેસરીને કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે એ પ્રસંગ, કૂબડો નળ અને હરિમિત્ર બ્રાહ્મણ એકબીજાને મળીને વાત કરે છે એ પ્રસંગ—આવા કેટકેટલા પ્રસંગો કવિએ બિનજરૂરી વિસ્તાર કર્યા વિના સચોટતાથી આલેખ્યા છે! ઓછા શબ્દોમાં સુરેખ અને તાદશ ચિત્ર ખડું કરી દેવાની કલા કવિને સહજ રીતે જ વરેલી છે. દવદંતીને ખાવા આવેલા રાક્ષસની ભયાનકતાનું ચિત્ર કવિએ માત્ર બે જ પંક્તિમાં કેવું આબેહૂબ દોર્યું છે :—

કાલરૂપ વિકરાલ, ભીમ ભયંકર,
મુંડ રુંડ માલા ધરઇ એ;
અગનિ તણી મુખ જ્વાલ, દાઢ કાતી જિસી,
યમ સરિખઉ પાઉ પાઉ કરઇ એ.

આ રાસમાં કવિએ કોઈ પણ એક રસનું પ્રધાનપણે આલેખન કર્યું નથી, પરંતુ પ્રસંગે પ્રસંગે શૃંગાર, કરુણ, અદ્ભુત અને શાંત રસની જમાવટ કરી છે.

અલબત્ત, ક્યાંક ક્યાંક સાંપ્રદાયિક પરંપરાને લીધે, ધર્મોપદેશને લીધે કે દવદંતીના શીલના ચમત્કારોને લીધે એ રસની જમાવટમાં થોડીક હાનિ પણ પહોંચી છે.

આ રાસમાં કવિએ સ્થળે સ્થળે ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, અર્થાન્તરન્યાસાદિ અર્થાલંકારો સ્વાભાવિકતાથી જ પ્રયોજ્યા છે, અને ત્યાં ત્યાં કવિના કલ્પનાવૈભવનાં આપણને દર્શન થાય છે. કવિએ પ્રયોજેલા અલંકારોમાંથી થોડાક જોઈએ:—

આઉલિ ફૂલે ફૂટર, પગે ન પૂજા હોઇ;
ચાંપા ફૂલ અમૂલ ગુણ, સિર ચાઢઇ સહુ કોઇ.

× × ×

વિદરભદેસ વખાણીયઇ રે, કુંડિનપુર ગુણ ખાણિ
રાયજી કુંડિનપુર ગુણ ખાણિ;
પૃથિવી રૂપિણી પદમિણી રે, કાનનઉ કુંડલ જાણિ
રાયજી કાનનઉ કુંડલ જાણિ.

× × ×

પૂતલી થાંભે સિણગારી, ગ્રહણે ગાંઠે કરી સારી;
જાણે અપછર જોવા આઇ, જોયંઇ નહી રહી લપટાઇ.

× × ×

ચિત જાતે નઇ આવતે, કુમરી દેખણ કાજ;
મારગ કીધઉ સાંકડઉ, વિસ્તરતે પણિ આજ.

× × ×

સારિણી વારિજયું સિંચતી, રાજવી વૃક્ષ ઉછાહ;
દવદંતી દૃષ્ટિ જાઇ પડી, નલતરુ થાંણા માહિ.

× × ×

હાથ મેલાવઇ હરખસું, પ્રગટિયઉ બહુ પરસેદ;
પ્રેમ રસ અમાતઉ ભીતરઇ, બાહિર નીસર્યઉ ભેદ.

× × ×

કેસર કેસમણિ સાપની રે રાય, કૃપણ તણઉ ધન જેમ;
જીવતાં હાથ પડઇ નહી રે રાય, સતીય પયોહર તેમ.

× × ×

કલ્પવૃક્ષ જાણિ આશ્રયઉ રે, તઇ મુજ નઇ ભરતાર;
એરંડીયઉ થઇ નીમટયઉ રે, તું નઇ મુંકિસિ ડંડાકાર.

× × ×

ધાઈ પિતા પાએ પડી, આજ આણંદા રે;
પામ્યઉ પરમાનંદ, આજ આણંદા રે.
હરષ આંસૂ પૃથિવી હુઇ, આજ આણંદા રે;
કાદમમય સુખકંદ, આજ આણંદા રે.

× × ×

મદ ઝરતા ગજ સજ કિયા, વાજતી ઘંટ નિનાદ;
સુંદર સીસ-સિંદૂરિયા, વીજલી ઘન સમવાદ.

કેટલેક સ્થળે કવિએ શ્લેષાદિ શબ્દાલંકારો પણ ચાતુર્યથી પ્રયોજ્યા છે. નીચેનાં ઉદાહરણોમાં રહેલો શબ્દશ્લેષ જુઓ:—

સતી ચરણ ફરસઇ કરી, પૃથિવિ હુઇ નિપાપ;
રજ રૂપઇ ઊચી ગઇ, એ એ સીલ પ્રતાપ.

× × ×

નલ નઉ સરૂપિઉ નિરપીયઉ, બીજા ડાભ સરૂપ.

મધ્યકાલમાં લખાયેલું ઘણુંખરું સાહિત્ય ધર્મના રંગથી મુક્ત રહ્યું નથી. કેટલીક વાર તો સાહિત્યનો માત્ર ધર્મોપદેશ આપવાના એક સાધન તરીકે પણ ઉપયોગ થયો છે. રાસના સ્વરૂપના શરૂઆતના વિકાસને અવલોકીએ તો, જૈન સાધુઓને હાથે લખાતો આ પ્રકાર ઘણુંખરું ધર્મોપદેશ આપવાના હેતુથી જ લખાતો. જૈન કવિઓની જેમ જૈનેતર કવિઓને હાથે પણ, મધ્યકાલમાં ઘણુંખરું ધર્મરંગી સાહિત્યનું જ સર્જન થયું છે. નરસિંહ હોય કે મીરાં, ભાલણ હોય કે ભીમ, અખો હોય કે પ્રેમાનંદ, સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ હોય કે

દયારામ, એમની કવિતામાં ધર્મની વાત આવ્યા વિના રહેવાની જ નહિ, કારણ કે તેઓ પ્રથમ ભક્ત છે અને પછી કવિ. તેઓ પોતાની કૃતિમાં કેટલીક વાર ધાર્મિક ક્રિયાઓ વર્ણવતા હોય છે, તો કેટલીક વાર પ્રભુભક્તિનો મહિમા સમજાવતા હોય છે; કેટલીક વાર ધર્મોપદેશ આપવા બેસી જતા હોય છે, તો કેટલીક વાર તત્ત્વજ્ઞાન સમજાવવા લાગતા હોય છે. આમ ધર્મમહિમા અને ધર્મોપદેશ એ મધ્યકાલની ઘણીખરી કવિતાનું એક સામાન્ય લક્ષણ બની ગયું હતું. આજે જ્યારે માત્ર ધર્મોપદેશ જ નહિ, કોઈ પણ પ્રકારના પ્રગટ ઉપદેશને કલાને હાનિ પહોંચાડતા એક તત્ત્વ તરીકે લેખીએ છીએ ત્યારે મધ્ય-કાલીન કવિતાનું એ લક્ષણ દોષયુક્ત લાગવાનો સંભવ છે. પરંતુ આપણે જો તે જમાનાનો, અને એની સામાજિક તથા ધાર્મિક પરિસ્થિતિનો વિચાર કરીએ તેમ જ સાહિત્યસર્જન પાછળ રહેલા કવિના પ્રયોજનનો વિચાર કરીએ તો આ દોષ લાગે છે એટલો ગંભીર નહિ લાગે. અને એમાં પણ દોષ જેટલો પરિસ્થિતિનો ગણીશું એટલો કવિનો નહિ ગણીએ. વળી ધર્મોપદેશ એ કોઈ પણ એક વ્યક્તિગત કવિની કવિતાનું લક્ષણ નહિ, પણ સમગ્ર મધ્યકાલીન કવિ-સમુદાયનું લક્ષણ છે. એટલે એને જો એક મર્યાદા ગણવી હોય તો તે કોઈ એક કવિની વ્યક્તિગત નહિ, પણ સમગ્ર કવિસમુદાયની મર્યાદા ગણવી જોઈએ. અલબત્ત, કાવ્યની મૂલવણીમાં આપણું લક્ષ કાવ્યતત્ત્વ તરફ જ હોવું જોઈએ એ તો દેખીતું જ છે.

સમયસુંદરે પોતાના આ રાસમાં ધાર્મિક વાતાવરણ ખડું કર્યું છે, વારંવાર ધર્મની વાત કરી છે, અને પ્રગટ ધર્મોપદેશ પણ આપ્યો છે. દરેક ખંડની શરૂઆત જ સમયસુંદરે ધર્મનાં ભિન્નભિન્ન અંગોમાંથી કોઈક અંગને પ્રણામ કરીને કરી છે. પ્રથમ ખંડના આરંભમાં વિહરમાન જિનેશ્વરો, કેવલીઓ, તીર્થંકરો, ગણધરો અને નવકારમંત્રને કવિ પ્રણામ કરે છે. એવી જ રીતે બીજા ખંડમાં પિસ્તાલીસ આગમોને, ત્રીજામાં જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યને, ચોથામાં અરિહંત, સિદ્ધ, સુસાધુ અને કેવલીભાષિત ધર્મ—એ ચાર શરણોને, પાંચમામાં શ્રુત વ્યવહારને અને છઠ્ઠામાં છ વ્રતના પાલનહાર સાધુને કવિ પ્રણામ કરે છે.

આ રાસમાં તેમજ અન્ય જૈન રાસાઓમાં નલ અને દવદંતીને જૈન પાત્રો તરીકે આલેખવામાં આવ્યાં છે, અને જૈન ધર્મ આચરતાં બતાવવામાં આવ્યાં છે. માત્ર નલ અને દવદંતી જ નહિ, રામાયણમહાભારતની જે જે કથાઓનું જૈનીકરણ થયું છે તે તે કથાનાં પાત્રોની બાબતમાં પણ એમ જ થયું છે. એટલે આ વાત સાહિત્યરસિક જૈનેતર વર્ગને પહેલાં જેટલી આશ્ચર્યભરી લાગતી હતી તેટલી આજે હવે લાગતી નથી.

આ રાસમાં જ્યાં જ્યાં સાધુઓના કાઉસગ્ગનો પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે ત્યાં ત્યાં, દવદંતીના પ્રશ્ચાત્તાપમાં જૈન ધર્મની પ્રણાલિકા પ્રમાણેના અતિચારની એ વાત કરે છે ત્યાં, કૂબડો નળ દધિપર્ણ રાજા પાસે સાતે વ્યસન પોતાના દેશમાં નિવારવા માટે ઢંઢેરો ફેરવવાની માગણી કરે છે ત્યાં, યશોભદ્ર ગુરુએ દવદંતીને આપેલા અને જિતસેન આચાર્યે નળને આપેલા ઉપદેશમાં તથા નેમિનાથે ગજસુકમાલનું દૃષ્ટાન્ત આપી વસુદેવ અને એની રાણીઓને આપેલા ઉપદેશમાં કવિની ધર્મોપદેશ આપવાની વૃત્તિ અપ્રગટ રહેતી નથી. એકંદરે કથારસ અને કાવ્યરસની સાથે સાથે જૈન ધર્મનો મહિમા બતાવવો અને જૈન તત્ત્વજ્ઞાનના કર્મવાદનું સદૃષ્ટાંત રહસ્ય સમજાવવું એ પણ કવિનો એક આશય છે.

સમયસુંદરના આ તેમ જ અન્ય રાસમાં ભાષાની સુકુમારતા અને લયનું માધુર્ય કાવ્યના બાહ્યાંગને વિશિષ્ટ રીતે ઓપ આપે છે. એમની પંક્તિઓનો પ્રવાહ સરળતાપૂર્વક સ્વાભાવિક રીતે જ વહ્યા કરે છે. પંક્તિને છેડે આવતા અંત્યાનુપ્રાસથી અને વચ્ચે વચ્ચે આવતા અનુપ્રાસાદિ અન્ય શબ્દાલંકારો વડે શોભતી કાવ્યપંક્તિઓ સુશ્લિષ્ટ અને સંવાદી બની રહે છે. સંગીત અને ઢાળનું વૈવિધ્ય એમના રાસની એક મોટામાં મોટી ગુણસંપત્તિ છે. સમયસુંદર સંગીતના અચ્છા જાણકાર હતા, એટલે એમના રાસમાં સંગીતનું વૈવિધ્યપૂર્ણ તત્ત્વ આવ્યા વિના રહે જ નહિ. તત્કાલીન લોકપ્રચલિત દેશીઓને અને ઢાળોને એમણે કેવી ખૂબીથી પોતાની કૃતિમાં ગૂંથી લીધાં છે એ તો રાસની એક પછી એક આવતી ઢાળનો રાગ કવિએ કઈ કઈ તત્કાલીન લોકપ્રિય દેશી પરથી પસંદ કર્યો છે એ જોવાથી સહેજે સમજાશે. એમણે પોતાની ઢાળો પ્રસંગોચિત, ભાવાનુકૂળ દેશીઓમાં લખી છે અને એમાં અવનવું વૈવિધ્ય

આણ્યું છે. દવદંતી ચન્દ્રને આર્દ્ર હૃદયે જે સંદેશો આપે છે એ પ્રસંગની સુમંદ, સુકોમલ લયવાળી દેશી પણ એમાં છે, અને નળ સુસમાપુર જતાં ગાંડા હાથીને વશ કરે છે એ પ્રસંગને તાદશ કરતા ચિત્રની ઝડપી લય, જોમ અને તાલવાળી દેશી પણ એમાં છે.

કવિએ આ રાસની આડત્રીસ ઢાળોમાં, એક ચોપાઈની ઢાળ બાદ કરતાં, એક ઢાળનો બીજી વાર ઉપયોગ કર્યો નથી, એટલું જ નહિ કેટલીક ઢાળો તો એક નહિ, પણ બે જુદા જુદા લય કે રાગમાં ગાઈ શકાય એવી રચી છે અને કેટલીકમાં તો એકસાથે બેનું સુભગ મિશ્રણ પણ કરેલું છે. આ રાસમાં એમણે મારુણી, કાનડઉ, ગુણડી, આસાઉરી, મલ્હાર, કેદારઉ, સિંધૂડઉ વગેરે રાગ-રાગિણીમાં કેટલીક ઢાળની રચના કરી છે. જોગનાની, જત્તિની, ચંદ્રાઉલાની, જકડીની, ભાવનની, મૃગાવતીની, હાંઝરની, ચઉપઈની, ભમરીલીની, નીંબઇયાની, એવી જુદી જુદી ઢાળોનાં નામો એમણે આપ્યાં છે એ પરથી લાગે છે કે એમના સમયમાં કેટલીક દેશીઓ એટલી બધી લોકપ્રિય અને પ્રચલિત થઈ ગઈ હશે કે જે ઠેર ઠેર ગવાતી હશે અને એની આખી પંક્તિથી નહિ, પણ એના એક મુખ્ય શબ્દથી જ વધારે જાણીતી થઈ ગઈ હશે. લાખા ફૂલાણીના ગીતની ઢાલ કે ભોજ રાજાના ગીતની ઢાળ જેવી કેટલીક ઢાળો ગીતના મુખ્ય પાત્રના નામથી જ પ્રચલિત થઈ હશે. 'સીલ સુરંગી ચૂનડી, પહિરઈ રાજુલ નારિ રે', 'કોઈ પરબત ધુંધલો રે લાલ', 'વાડી ફૂલી અતિ ભલી, મન ભમરા રે', 'પાછી નઈ વઉલાવે રાવણ જાનકી રે', 'ચતુર સનેહી મેરે લાલ', 'પ્રિયુ ચલે પરદેસ, સબઈ ગુણ લે ચલે', 'પ્રિયડા માનઉ રે હમ બોલ', 'વીર વખાણી રાણી ચેલણાજી', વગેરે સંખ્યાબંધ તત્કાલીન લોકપ્રિય દેશીઓને સમયસુંદરે આ રાસમાં ઉપયોગમાં લીધી છે. એમાંની કેટલીક દેશીઓ તો તેમણે પોતે જ એ નામની પ્રથમ પંક્તિવાળાં પોતાનાં ગીતો દ્વારા પ્રચલિત કરી દીધી હતી. આ તેમ જ અન્ય રાસોમાં અને સંખ્યાબંધ ગીતોમાં સમયસુંદરે આવી ઘણી સુકોમલ અને સુમધુર લય અને તાલમાં પ્રયોજેલી દેશીઓની ગુર્જર સાહિત્યને ભેટ આપી છે.

સમયસુંદરની આ કૃતિ ઈ. સ. ના સત્તરમા સૈકાના પૂર્વાર્ધમાં લખાયેલી છે, અને તેમાં તે સમયની ભાષાનું સ્વરૂપ જળવાઈ રહેલું આપણે જોઈ શકીએ

છીએ. સત્તરમા સૈકાની અને અર્વાચીન સમયની ભાષા વચ્ચે અલબત્ત, બહુ તફાવત રહ્યો નથી. લગભગ આ જ અરસામાં ભાષામાં કેટલાંક અર્વાચીન લક્ષણો જોઈ શકાય છે. તેમ છતાં એકંદરે આ રાસની ભાષા તદ્દન અર્વાચીન નહિ, પણ જૂની છે એવી છાપ તો પડે જ છે, કારણ કે કેટલાક શબ્દોમાં તેમ જ વિભક્તિઓ અને ક્રિયાપદોની બાબતમાં તેમાં હજુ પંદરમા, સોળમા સૈકાનાં સ્વરૂપો ટકી રહેલાં જોવા મળે છે. બીજી, ત્રીજી કે સાતમી વિભક્તિમાં આપણે છેડે 'એ' વાપરીએ છીએ ત્યાં તેમાં 'ઇ' કે 'અઇ' ટકી રહ્યો છે. તણઇ, કહઈ, પૂરઉ, તસુ, આવઇ, તાસ, દેશઉટઇ, સુહણઇ, કીયઉ, કેતાહિવ, પભણેઇ, સિલોક, સુહણઉ, માહરઉ, વાલિંભ, સંવરામંડપ વગેરે શબ્દોમાં તત્કાલીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ નિહાળી શકાય છે.

સમયસુંદરની જન્મભાષા મારવાડી હતી, એટલે એ ભાષાની છાંટ એમના આ રાસમાં સ્વાભાવિકતાથી જ આવી છે. જેમ કે વાતરઉ (વાતનું-વાતનો), સોનારા (સોનાના), ઇતરઇ (આટલે), તોરઈ (તારા), વડાં (મોટાં), લોગાઈ (સ્ત્રી), લાર-લારિ (સાથે અથવા પાછળ), સગાસણીજા, આરિમકારિમ, ઇત્યાદિ શબ્દોમાં એમની મારવાડી ભાષા વરતાઈ આવે છે. આ રાસની રચના પણ મારવાડમાં જ થઈ હતી. એટલે એના પર ભાષાની આ અસર પડવી અત્યંત સ્વાભાવિક છે. વળી સમયસુંદર ઘણા પ્રદેશોમાં વિચર્યા હતા અને અકબર બાદશાહ તથા અન્ય રાજ્યાધિકારીઓના સંપર્કમાં તેઓ આવ્યા હતા. એટલે ફારસી ભાષા પણ તેમણે સારી રીતે જાણી લીધી હતી. આ રાસમાં પણ એમણે ખિજમતિ, મુસ્તેદ, તખત, વગેરે ફારસી શબ્દો પ્રયોજેલા છે.

સમયસુંદરની ભાષા સરળ અને સ્વાભાવિક, સુકુમાર અને સુમધુર છે. શબ્દો પરનું એમનું પ્રભુત્વ અસાધારણ છે. ભાષાની ભિન્ન ભિન્ન ભંગિઓને, એમાં રહેલા માર્દવ અને લાલિત્યને તેઓ કુશળ કલાકારની અદાથી પ્રગટ કરી શકે છે.

આમ, વસ્તુ અને પાત્રાલેખન, રસ અને અલંકાર તથા ઢાળના વૈવિધ્ય અને ભાષાની ચારુતાની દૃષ્ટિએ આ રાસ આપણા મધ્યકાલીન સાહિત્યની એક ગણનાપાત્ર કૃતિ છે એમ નિઃસંશય કહી શકાશે.

//

# પ્રતિપરિચય

સમયસુંદરકૃત 'નલ-દવદંતી રાસ'ના સંપાદન માટે પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ પાસેથી પ્રથમ બે હસ્તપ્રતો મળી હતી, જે પરથી રાસની નકલ કરવાનું કાર્ય મેં કરી લીધું હતું. ત્યાર પછી સં. ૧૮૨૭ની હસ્તપ્રત મળી હતી અને રાસ જ્યારે છપાઈ રહ્યો હતો ત્યારે પૂ. મહારાજ સાહેબે રાજસ્થાનના એક ભાઈ પાસેથી બીજી ત્રણ હસ્તપ્રતો ખરીદી મને મેળવી આપી હતી. આમ, રાસની છ હસ્તપ્રતો ઉપયોગમાં લીધી છે, અને તેનો પરિચય નીચે આપ્યો છે.

**પ્રતિ અ**—આ હસ્તપ્રતનાં ૫૧ પત્ર છે. પાનાનું માપ ૧૦" × ૪.૫" છે. અંદરના લખાણનું માપ ૮.૨" × ૩.૬" છે. બંને બાજુ .૯" નો હાંસિયો છે. દરેક પત્રમાં પંદર પંક્તિ લખેલી છે. પત્ર ૪૭ થી ૫૦ માં દરેકમાં ૧૪ પંક્તિ લખેલી છે. દરેક પંક્તિમાં લગભગ ૭ થી ૧૦ શબ્દો લખ્યા છે. આખી હસ્તપ્રત એક જ હસ્તાક્ષરમાં લખાયેલી છે. લિપિ જૈન પદ્ધતિની દેવનાગરી છે. અક્ષર સ્પષ્ટ, મોટા અને છૂટા લખ્યા છે, જેથી લખાણ સુવાચ્ય બન્યું છે. પ્રતિને અંતે પુષ્પિકા આપી નથી. માત્ર ગ્રંથાગ્રં૦ શ્લોકસંખ્યા આપી છે, અને તે પણ ભૂલથી ખોટી આપી છે. પ્રતિમાં લખ્યાસાલ, સ્થળ કે લખનારનું નામ આપ્યું નથી, પરંતુ ભાષા, લિપિ અને કાગળ જોતાં તેમ જ અન્ય પ્રતિ સાથે સરખાવતાં આ પ્રતિ ઠીક ઠીક જૂની હોય એમ લાગે છે. એકંદરે શુદ્ધ અને સુવાચ્ય પ્રતિ હોવાથી સંપાદનમાં મુખ્ય આધાર આ પ્રતિનો લીધો છે.

આ પ્રતિને **પ્રતિ અ** તરીકે આપણે ઓળખીશું.

**પ્રતિ આ**—આ હસ્તપ્રતનાં ૩૫ પત્ર છે. પાનાનું માપ ૧૦" × ૪.૩" છે. અંદરના લખાણનું માપ ૮" × ૩.૪" છે. બંને બાજુ એક એક ઇંચનો હાંસિયો છે. દરેક પત્રમાં પંદર પંક્તિ લખેલી છે. અક્ષર મોટા છે, પણ લખાણ ખીચોખીચ અને સુઘટ્ટ છે. દરેક પંક્તિમાં લગભગ ૧૨ થી ૧૬ શબ્દો લખ્યા છે. આખી હસ્તપ્રત એક હસ્તાક્ષરમાં નહિ, પણ બહુ મળતા આવે એવા બે હસ્તાક્ષરમાં લખાયેલી છે. એકના અક્ષર મોટા અને જાડા છે, બીજાના સહેજ નાના અને પાતળા છે. લિપિ જૈન પદ્ધતિની દેવનાગરી છે. પત્ર ૨ થી ૧૦ સુધી લખાણની શાહી પત્રો ચોંટી જવાને લીધે સ્થળે સ્થળે ઉખડી ગયેલી છે. એથી

એ પત્રોનું લખાણ ઝાંખું અને આછું થઈ ગયું છે, જેથી સરળતાથી વાંચી શકાય એવું રહ્યું નથી. આ પ્રતિ સં. ૧૭૬૮માં લખાયેલી છે. પ્રતિના છેલ્લા પત્રમાં અંતે આપેલી પુષ્પિકા આ પ્રમાણે છે : 'સંવત ૧૭૬૮ વર્ષે શ્રાવણ માસે કૃષ્ણપક્ષે ષષ્ટી તિથૌ ભોમવારે શ્રી અકબરાવાદકોટે, લિખિતં પંડિત દયામૂર્ત્તિ મુનિના લઘુભ્રાતૃ ચિરંરાજસીકાદિયુતેન લિપીચક્રે.'

આ પ્રતિને પ્રતિ **આ** તરીકે આપણે ઓળખીશું.

**પ્રતિ ક્ષ**—આ હસ્તપ્રતનાં ૪૩ પત્ર છે. પાનાનું માપ ૧૦.૫" × ૪.૭" છે. અંદરના લખાણનું માપ કેટલાંક પત્રમાં ૮.૭" × ૩.૫" છે, તો કેટલાંકમાં ૮.૬" × ૩.૭" છે. ઉપર જમણી બાજુ ખૂણામાં લગભગ .૫" જેટલો ભાગ અને નીચે ૫.૫" અને ૬.૫" ની વચ્ચે પત્રની કિનારીનો લગભગ .૩" જેટલો ભાગ ઊધઈએ ખાધેલો છે, પરંતુ લખાણનો ભાગ સુરક્ષિત રહ્યો છે. દરેક પત્રમાં સામાન્ય રીતે તેર પંક્તિ લખેલી છે. પણ કોઈક કોઈકમાં ચૌદ કે પંદર પંક્તિ પણ લખેલી છે. દરેક પંક્તિમાં લગભગ ૯ થી ૧૨ શબ્દો લખેલા છે. આખી હસ્તપ્રત એક જ હસ્તાક્ષરમાં લખાયેલી છે, પણ પત્ર ૧૧, ૨૧, ૩૬ અને ૪૦ માં કેટલીક પંક્તિઓ બીજા હસ્તાક્ષરમાં લખાયેલી છે. લિપિ જૈન પદ્ધતિની દેવનાગરી છે. કાગળ સફેદ અને જાડા છે. એકંદરે લખાણ સ્વચ્છ અને સુવાચ્ય છે, પણ બહુ શુદ્ધ નથી. ભાષા પણ જૂની નહિ, પણ લખનારના સમયની હોય એવા કેટલાક ફેરફારો જોવા મળે છે. બીજી પ્રતિઓની સરખામણીમાં આ પ્રતિમાં ભાષાકીય ફેરફારો ધ્યાન ખેંચે છે. આ પ્રતિમાં ઢાલ કે દૂહાની કેટલીક કડીઓ આપવામાં આવી નથી. દરેક ખંડમાં દરેક ઢાલ કે દરેક દૂહાની ગાથાનો સંખ્યાંક જુદો જુદો ન આપતાં પહેલેથી સળંગ આપ્યો છે, અને એવો સંખ્યાંક આપવામાં પણ કેટલીક ભૂલો થયેલી છે. આ પ્રતિ સં. ૧૮૨૭ માં લખાયેલી છે. પ્રતિના છેલ્લા પત્રમાં અંતે આપેલી પુષ્પિકા આ પ્રમાણે છે : 'સકલ પંડિત સરોમણિ પં૦ શ્રી દીપવિજય ગ. શિ. પં. માણિકવિજયેન લિખિતં ગ્રંથાગ્રંથ ૯૫૯ ગાથા શ્લોક ૧૦૦ શ્રી શાંતિનાથ પ્રસાદાત શ્રી વીરમગામ મધ્યે સંવત ૧૮૨૭ વર્ષે મહા સુદિ ૫ રવૌ.'

આ પ્રતિને પ્રતિ **ક્ષ** તરીકે આપણે ઓળખીશું.

**પ્રતિ ई**—આ હસ્તપ્રતનાં ૩૮ પત્ર છે. પાનાનું માપ ૯.૫" × ૪" છે. અંદરના લખાણનું માપ ૭.૫" × ૨.૭" છે. બંને બાજુ એક એક ઇંચનો હાંસિયો છે. લખાણ સ્વચ્છ, શુદ્ધ અને સુઘટ્ટ છે. દરેક પાનામાં તેર પંક્તિ લખેલી છે, અને દરેક પંક્તિમાં લગભગ ૧૨ થી ૧૬ શબ્દો લખેલા છે. અક્ષર નાના તથા મરોડદાર છે. આખી પ્રતિ આરંભથી અંત સુધી એક જ હસ્તાક્ષરમાં લખાયેલી છે. અક્ષરનું ધોરણ છેવટ સુધી એકસરખું રહ્યું છે. લિપિ જૈન પદ્ધતિની દેવનાગરી છે. ભાષાનું સ્વરૂપ જૂનું જ છે, તોપણ ક્વચિત્ ક્વચિત્ સમય પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો છે. આ પ્રતિ સંવત ૧૮૩૫માં લખાયેલી છે. પ્રતિના અંતિમ પત્રમાં આપેલી પુષ્પિકા આ પ્રમાણે છે. 'સંવત ૧૮૩૫ વર્ષે ફાલ્ગુનિ વદિ પંચિમ્યાં તિથૌ ભૃગુ:'

આ **પ્રતિ ई** તરીકે આપણે ઓળખીશું.

**પ્રતિ उ**—આ હસ્તપ્રતનાં ૨૭ પત્ર છે. પાનાનું માપ ૧૦.૨" × ૪" છે. અંદરના લખાણનું માપ કેટલાંક પત્રમાં ૮.૫" × ૩.૨" છે, તો કેટલાંકમાં ૮.૪" × ૩.૫" છે. દરેક પાનાની પંક્તિની સંખ્યા એકસરખી નથી. પહેલા પત્રમાં ચૌદ પંક્તિ લખેલી છે, પછીનાં પત્રોમાં સામાન્ય રીતે ૧૬, ૧૭ કે ૧૮ પંક્તિ લખેલી છે. અન્ય પ્રતિની સરખામણીમાં આ પ્રતિના અક્ષર નાના છે, અને લખાણ ખીચોખીચ છે. દરેક પંક્તિમાં લગભગ ૧૫ થી ૧૯ શબ્દો લખેલા છે. આખી હસ્તપ્રત એક જ હસ્તાક્ષરમાં લખાયેલી છે. એની લિપિ જૈન પદ્ધતિની દેવનાગરી છે. આ પ્રતિ સં. ૧૭૩૦ માં લખાયેલી છે. પ્રતિના અંતિમ પત્રમાં આપેલી પુષ્પિકા આ પ્રમાણે છે: 'સંવત ૧૭૩૦ વર્ષે શ્રી સિંધાદેશે શ્રી ફત્તેપુર નર મધ્યે માહમાસે કૃષ્ણપક્ષે...વારે વાચનાચાર્ય શ્રી વિજયમંદિર ગણિમણિનાં શિષ્ય...પ્રવર શ્રી સૌભાગ્યમેરુગણિનાંતેવાસી શ્રી હર્ષગણિનાં પત્રી લલેખિ:।'

આ પ્રતિને **પ્રતિ उ** તરીકે આપણે ઓળખીશું.

**પ્રતિ ऊ**—આ હસ્તપ્રતનાં ૧૬ પત્ર છે. અન્ય પ્રતિઓની સરખામણીમાં આનું કદ મોટું છે. પાનાનું માપ ૧૦.૩" × ૪.૫" છે. અંદરના લખાણનું માપ ૯.૩" × ૩.૮" છે. દરેક પત્રમાં પંક્તિની સંખ્યા એકસરખી નથી. ઘણાંખરાં

પત્રમાં ૨૦ પંક્તિ લખેલી છે, પણ કેટલાંકમાં ૧૬, ૧૭ કે ૧૮ પંક્તિ લખેલી છે. આ હસ્તપ્રતમાં વારાફરતી એક પત્ર પીળા રંગનું અને એક પત્ર લીલા રંગનું છે. ઢાલ, દૂહા કે ખંડની સમાપ્તિ સૂચવતા શબ્દો લાલ રંગથી લખેલા છે. પંક્તિનાં અલ્પવિરામસૂચક કે વિરામસૂચક દંડ લાલ રંગથી કરેલા છે, પણ તે દરેક પત્રમાં નહિ. પત્ર ૧૩, ૧૪ અને ૧૫ ના રંગનો ક્રમ જાળવ્યો નથી. ૧૨ મું પત્ર લીલા રંગનું છે. એ પછી ૧૩ મું પત્ર પીળાને બદલે લીલા રંગનું છે. તેવી જ રીતે ૧૪ મું અને ૧૫ મું બંને પત્રો પીળા રંગનાં છે. આખી હસ્તપ્રત એક જ હસ્તાક્ષરમાં લખાયેલી છે, પરંતુ અક્ષરનું ધોરણ છેવટ સુધી એકસરખું રહ્યું નથી. અક્ષર કોઈક પત્રમાં નાના તો કોઈકમાં મોટા થઈ ગયા છે. લિપિ જૈન પદ્ધતિની દેવનાગરી છે.

આ પ્રતિમાં ફક્ત નલ–દવદંતીની કથા આપી છે. છઠ્ઠા ખંડમાં જ્યાંથી વસુદેવ અને કનકવતીની કથા શરૂ થાય છે તે ભાગ છોડી દીધો છે. છઠ્ઠા ખંડની ત્રીજી ઢાલ અને દૂહાની પાંચ કડી આપી છે, અને એ પછી રચનાસ્થળ અને રચનાસમયની કવિની પંક્તિ આપી રાસ પૂરો કર્યો છે. આ પ્રતિમાં ઘણી કડીઓ આપી નથી. તો કેટલીક વધારાની આપી છે, જે અન્ય પ્રતિઓમાં નથી. ક્યાંક ક્યાંક ઢાલનો, દૂહાનો કે કડીનો સંખ્યાંક ખોટો લખેલો છે. એક સ્થળે ઢાલને બદલે દૂહા લખ્યું છે, અને એક સ્થળે ખંડ પૂરો થયો એમ પણ લખ્યું નથી. આ પ્રતિની લખ્યાસાલ આપી નથી. અંતિમ પુષ્પિકા આ પ્રમાણે છે: 'ઇતિશ્રી નલદવદંતી ચઉપઈ અજાશ્રી મિરગાંજી પઠનારિથું ઉજેણી મધ્યે લીષત.'

આ પ્રતિને **પ્રતિ ऊ** તરીકે આપણે ઓળખીશું.

આ છયે હસ્તપ્રતો પૂ. મુનિશ્રી પુણ્યવિજયજીના પોતાના સંગ્રહની છે.

# પાઠાંતરો

આ રાસના સંપાદન માટે જે હસ્તપ્રતનો આધાર મેં લીધો છે તે અને બીજી પાંચ હસ્તપ્રતોનાં મહત્ત્વનાં પાઠાંતરો આ સાથે આપ્યાં છે. પાઠાંતરોમાં જ્યાં સ્વરના હ્રસ્વ કે દીર્ઘમાં ફેર હોય (જેમ કે ભલણિ–ભલણ; કરઉ–કરઊ), જ્યાં જૂના શબ્દનું અર્વાચીન સ્વરૂપ આપવામાં આવ્યું હોય (જેમ કે બીજઉ–બીજો, કરઈ–કરે, સંજમ–સંયમ, સઉના–સહુના), જ્યાં શબ્દવિપર્યય હોય અને એથી અર્થમાં જરા પણ ફેર ન પડતો હોય (જેમ કે 'કોડિ દોય' ને બદલે 'દોય કોડી') તેવાં પાઠાંતરો આપ્યાં નથી. રાસમાં દરેક ઢાલના આરંભમાં આપેલી લોકપ્રચલિત દેશીઓ બધી પ્રતિઓમાં એકસરખી નથી. કેટલીકમાં એકને બદલે બે દેશીઓ આપેલી છે, તો કેટલીકમાં જ્યાં બે આપવી જોઈએ ત્યાં બેને બદલે એક આપેલી છે. તેવી જ રીતે દરેક ખંડને અંતે કોઈકમાં ખંડના બધા પ્રસંગોનો ઉલ્લેખ કરી ઢાલ, દૂહા અને ગાથાની સંખ્યા ગણાવવામાં આવી છે, તો કોઈકમાં એ કશું ન લખતાં ખંડ પૂરો થયો એટલું જ માત્ર જણાવવામાં આવ્યું છે. પાઠાંતરોમાં આ દેશીઓનો અને ખંડસમાપ્તિની પંક્તિઓનો સમાવેશ કર્યો નથી. કેટલીક પ્રતિમાં લહિયાની ભૂલને લીધે ઢાલ કે દૂહાનો સંખ્યાંક ખોટો લખાયો છે, તેનો પણ પાઠાંતરમાં સમાવેશ કર્યો નથી. જે પ્રતિમાં જે કડી આપી નથી ત્યાં તે કડી 'આપી નથી' એમ નોંધ્યું છે, અને અન્યત્ર માત્ર નાની આડી લીટી મૂકી છે. જ્યાં કડી વધારે આપી છે ત્યાં તે નોંધ્યું છે, અને ફૂટનોટમાં તે કડી આપી છે.

મહત્ત્વનાં

ખંડ

| પૃષ્ઠ | ઢાલ અથવા દૂહા | કડી | પ્રતિ अ | પ્રતિ आ |
|---|---|---|---|---|
| ૧ | — | — | ऍर्द० श्रीजिनाय नमः | ऍर्द० |
| ૧ | દૂ. | ૩ | જિણચંદ | જિણચંદ |
| ૧ | દૂ. | ૩ | ચઉદ સહસ | ચઉદહ સય |
| ૧ | દૂ. | ૭ | નિરમલ સીલ | નિરમલ સીલ |
| ૨ | દૂ. | ૮ | બીજી બ્રહ્મચરિ | બીજી બ્રહ્મચરિ |
| ૨ | દૂ. | ૯ | અમૂલ | અમૂલ |
| ૨ | ઢા. ૧ | ૧ | સહસ માંમલઉ | સહસ માંમલઉ |
| ૨ | ,, | ૪ | ઠામ | નામ |
| ૨ | ,, | ૬ | તિલઉ | તિલઉ |
| ૩ | ,, | ૧૪ | સૂધાયતી | સૂધાયતી |
| ૪ | ,, | ૨૧ | લાવણ્િ લક્ષણ | લાવણ્િ લક્ષણ |
| ૪ | ઢા. ૨ | ૧ | પરદેશ હૂતી | પરદેસ હુંતી |
| ૬ | ,, | ૧૩ | તેડચા | તેડાયા |
| ૬ | દૂ. | ૩ | પઈસારઊ | પઈસારઉ |
| ૭ | ઢા. ૩ | ૨ | સકલાતિકથી પઉસુહાવઈ | સકલાતિકથી પઉસુહાવઈ |
| ૭ | ,, | ૧–૨ | — | — |
| ૭ | ,, | ૨ | વિચ્છિત્તિ | વિચ્છિત્તિ |
| ૮ | ,, | ૧૪ | ભાજણરાસું સછઈ તાંહ | ભાજણસું સછઈ તાંહ |
| ૧૦ | ઢા. ૪ | ૫ | કલ્યઉ | કલ્યઉ |
| ૧૦ | ,, | ૭ | — | — |
| ૧૦ | ,, | ૮ | પાલઈ સદા | આયાં ભણી |

## પાઠાંતરો

### પહેલો

| પ્રતિ इ | પ્રતિ ई | પ્રતિ उ | પ્રતિ ऊ |
|---|---|---|---|
| एर्द० श्रीगणेशाय नमः | एर्द०श्रीगणेशाय नमः | एर्द० | र्द० |
| જિનચંદ | જિણંદ | જિણચંદ | જિણચંદ |
| ચઉદહ સેં | ચવદહ સય | ચઉદહ સઈ | ચઉદઈ સઈ |
| નિરમલ શીયલ | નિરમલ સીલ | નિરમલ સીલ | નીરમલ સીલ |
| બીજી નારિ | બીજી બાયર | બીજી બઈયરિ | બીજી નારી |
| અમૂલ | અનંત | અમૂલ | અમુલ |
| તણો આમલો | તણો માંમલો | સહસ માંમલઉ | તણઉ માંમલઉ |
| ઠાંમ | નામ | નામ | નામ |
| તિલો | તિલઉ | ભલઉ | તિલઉ |
| સુધાજતી | સૂધાજતી | સૂધાજતી | સુધાજતી |
| લાવન્ય લક્ષ્મી | લાંબણિ લક્ષાણુ | લાંવણિ લક્ષણ | લાવણિ લષણુ |
| પરદેશ હુંતિ | પરદેસ હુંતી | પરદેસ હુંતી | પરદેસીથી |
| તેડાયા | તેડાયા | તેડાયા | તેડાવ્યા |
| પેંસારો | પઈસારો | પઈસારઉ | પઈસારઉ |
| સુકલાતકથી પોસોહાવે | સુકલાતિકથી પોસુહાવઈ | સકલાતકથી ફઉસુહાવઈ | સકલાતકથી પસુહાવઈ |
| (પહેલી કડીની બીજી પંક્તિ અને બીજીની પહેલી અડધી પંક્તિ આપી નથી.) | — | — | — |
| વિચિત્ર | વિચ્છિત્તિ | વિચ્છિત્તિ | વિચ્છિત |
| ભાંજરાસ્યૂં સાહી છેં તાહ | ભાજણરાસું સછે તાંહ | ભાજરઉસું સછઈ તાંહ | ભાજણરાસું સછઈ તાંહ |
| ધણી | કહ્યો | કહ્યઉ | કહ્યું |
| (આપી નથી) | — | — | — |
| સંપદા | પાલઈ સદા | પાલઈ સદા | પાલઈ સદા |

| પૃષ્ઠ | ઢાલ અથવા દૂહા | કડી | પ્રતિ અ | પ્રતિ આ |
| --- | --- | --- | --- | --- |
| ૧૨ | ,, | ૨૩ | — | — |
| ૧૨ | ,, | ૨૮ | આણુંદ પૂર | આણુંદ પૂર |
| ૧૪ | ઢા. ૫ | ૪ | પાસે | પાએ |
| ૧૬ | ઢા. ૬ | ૪ | — | — |
| ૧૬ | ,, | ૬ | કરતઉ | ઝરતઉ |
| ૧૭ | ,, | ૧૯ | જંગમ | જંગમ તીરથ |
| ૧૭ | દૂ. | ૨ | મંત્રીસર સિકદાર | મંત્રીસર સિકદાર |
| ૧૮ | ઢા. ૭ | ૮ | — | — |

ખંડ

| પૃષ્ઠ | ઢાલ અથવા દૂહા | કડી | પ્રતિ અ | પ્રતિ આ |
| --- | --- | --- | --- | --- |
| ૧૯ | દૂ. | ૬ | — | — |
| ૧૯ | ,, | ૭ | હીયાલી | હીયાલી |
| ૨૦ | ,, | ૧૪ | — | — |
| ૨૦ | ઢા. ૧ | ૧ | રામતિ રમાં | રામતિ રમાં |
| ૨૧ | ,, | ૩ | — | — |
| ૨૨ | ,, | ૬ | લાહા | લાહા |
| ૨૨ | ,, | ૮ | પાપરથી | પાપરધી |
| ૨૨ | ,, | ૯ | વારાવિયઉ | વારાવિયઉ |
| ૨૩ | ,, | ૧૧ | કાંપ | કામ |
| ૨૫ | ઢા. ૨ | ૯ | રસબડઈ | રસવડઈ |
| ૨૫ | ,, | ૧૩ | આથિ | આથિ |
| ૨૬ | ,, | ૧૮ | — | — |

| પ્રતિ ઇ | પ્રતિ ઈ | પ્રતિ ઉ | પ્રત ઊ |
|---|---|---|---|
| — | — | — | ( આપી નથી ) |
| પરમાણુંદ | આણુંદ પૂર | આણુંદ પૂર | આણંદ પૂર |
| પાએ | પાએ | પાએ | પાએ |
| ( આપી નથી ) | — | — | — |
| કરતો | ઝરતો | કરતઉ | ઝરતઉ |
| જંગમ તિરથ | જંગમ તીરથ | જંગમ તીરથ | જંગમ તિરથ |
| મંત્રીશ્વર શિરદાર | મંત્રીસર સિકાદારં | મંત્રીસર સિકદાર | મંત્રીસર સિકદાર |
| ( આપી નથી ) | — | — | ( આપી નથી ) |

**બીજો**

| પ્રતિ ઇ | પ્રતિ ઈ | પ્રતિ ઉ | પ્રત ઊ |
|---|---|---|---|
| — | — | — | ( આપી નથી ) |
| હરીયાલી | હીયાલી | હીયાલી | હિયાલ્રી |
| — | — | — | ( આપી નથી ) |
| રાંમતિ રમીયેં | રામતિ રમાં | રામતિ રમાં | રામતિ રમાં |
| — | — | — | (આ કડી પછી બે પંક્તિ વધારે આપી છે.) *૧ |
| લાજા | લાહા | લ્રાહા | લાહા |
| પાપરુંધિ | પાપરધી | પાપરધી | પાપરિધિ |
| કહિવરાવીયું | વારાવિયો | વારાવિયઉ | ષરાવિયઉ |
| કોમ | કાંમ | કાંમ | કાંમ |
| રડવડે | આરડે | રડવડઈ | રસબડઈ |
| અવકીદ્ધ | સાથિ | આષિ | આથ |
| — | — | — | ( આપી નથી) |

---

*૧ કુબરિ સિધઉ પાસીઉ, માહા વિદ્યા સિધજો;
પાસા દિધા તિણિ ભલા, તેહથી હાર ન હોઈ. ॥ ૨૦ ॥

| પૃષ્ઠ | ઢાલ અથવા દૂહા | કડી | પ્રતિ અ | પ્રતિ આ |
|---|---|---|---|---|
| ૨૬ | ઢા. ૨ | ૨૦ | — | — |
| ૨૭ | દૂ. | ૫ | — | — |
| ૨૭ | ,, | ૧૦ | સાસીણી | (અક્ષર ખવાઈ ગયા છે.) |
| ૨૮ | ઢા. ૩ | ૪ | — | — |
| ૨૮ | ,, | ૭ | કંકેલિ | કંકેલિ |
| ૨૮ | ,, | ૮ | — | — |
| ૨૯ | ઢા. ૪ | ૧-૨ | — | — |
| ૩૦ | ,, | ૪ | પાથર | પાથર |
| ૩૦ | ,, | ૫ | — | — |
| ૩૦ | ,, | ૬, ૮, ૧૦, ૧૨. | — | — |
| ૩૧ | ,, | ૧૫ | ભીત | ભીત |
| ૩૨ | દૂ. | ૪ | — | — |
| ૩૩ | ,, | ૧૧ | — | — |
| ૩૩ | ,, | ૧૫ | પાસઈ રહું | પાંસઈ રહું |
| ૩૩ | ,, | ૧૬ | — | — |
| ૩૪ | ઢા. ૫ | ૨ | વીયણ | વીટ્યઉ |
| ૩૫ | ,, | ૪ | વાત નિરીહની | વાત નિરીહની |
| ૩૫ | ,, | ૭ | નીમીયણ | નીમીયઉ |
| ૩૬ | ,, | ૮ | — | — |
| ૩૭ | ,, | ૧૪ | ચણિથી | પાંચમી |

| प्रति इ | प्रति ई | प्रति उ | प्रति ऊ |
|---|---|---|---|
| — | (આપી નથી) | (આપી નથી) | — |
| — | — | — | (આપી નથી) |
| સાસેં ભરી | સાસીણી | સાસીણી | સસનેહી |
| (આપી નથી) | — | — | — |
| કિસલય | કંકેલિ | કંકેલિ | કંકેલિ |
| (આપી નથી) | — | — | — |
| — | — | — | (આપી નથી) |
| પથર | પાથર | પાથર | પાથર |
| (આપી નથી) | — | — | — |
| — | — | — | (આપી નથી) |
| વાત | મીત | મીત | મંત |
| — | — | — | (આ કડી પછી બે કડી વધારે આપી છે.)*૨ |
| — | — | — | (આપી નથી) |
| છપી રહ્યો | પાસઈ રહું | પાસઈ રહું | પાસ રહું |
| — | — | — | (આપી નથી) |
| વિટચો | વીંટચો | વીટચઉ | વીટઉ |
| વાત નિરીહની | વાત નિરીહની | વાત નિરીહની | કરમાં નઈ હણી |
| નમિયો | નીમીયઈ | નમિયઉ | નિમીયઉ |
| — | (છેલ્લી બે પંક્તિ આપી નથી) | — | — |
| પાંચમી | પાંચમી | પાંચમી | પાંચમી |

*૨ નલ નરેસર ઇમ કહઈ, સાંભલિ હે ગુણંખાણિ;
હું પરદેસઈ જાઉ છું, કારણ ભણિસુ જાણ. ॥ ૫ ॥
તમ તિ જાણુઈ નેહ ગયઉ, દુરિ વસંતઈ વાસ;
બીહું નેણે અંતર પડઉ, પીણ જીવઉ મ્હારઈ પાસ. ॥ ૬ ॥

ખંડ

| પૃષ્ઠ | ઢાલ અથવા દૂહા | કડી | પ્રતિ અ | પ્રતિ આ |
|---|---|---|---|---|
| ૩૯ | ઢા. ૧ | ૮ | — | — |
| ૩૯ | ,, | ૯ | નલ નિરવાણુ | નલ નિરવાણુ |
| ૪૨ | ઢા. ૨ | ૧૩ | — | — |
| ૪૩ | ,, | ૧૪ | — | — |
| ૪૪ | ઢા. ૩ | ૧૧ | સઉકિ | સઉકિ |
| ૪૫ | ,, | ૧૬ | — | — |
| ૪૫ | ,, | ૧૭ | — | — |
| ૪૫ | ,, | ૧૯ | તાલઉ પડકુંચિ | તાલઉ પડકૂચિ |
| ૪૭ | ઢા. ૪ | ૫ | — | — |
| ૪૮ | ,, | ૭ | — | — |
| ૪૯ | ઢા. ૫ | ૬ | લોક લાગૂ ઘણા | લોક લાગૂ ઘણા |
| ૫૨ | ,, | ૧૭ | કાતી | કાતી |
| ૫૨ | ,, | ૧૮ | એ ચાપડી એ | એક ચાપડી એ |
| ૫૨ | ,, | ૧૯ | પરિ | પર |
| ૫૩ | ,, | ૨૫ | — | — |

ખંડ

| પૃષ્ઠ | ઢાલ અથવા દૂહા | કડી | પ્રતિ અ | પ્રતિ આ |
|---|---|---|---|---|
| ૫૪ | ઢા. ૧ | ૫ | — | — |
| ૫૪ | ,, | ૬ | — | — |
| ૫૫ | ઢા. ૨ | ૩–૪ | — | — |
| ૫૫ | ,, | ૭ | — | — |
| ૫૬ | ,, | ૯ થી ૧૩ | — | — |

**ત્રીજો**

| પ્રતિ इ | પ્રતિ ई | પ્રતિ उ | પ્રતિ ऊ |
|---|---|---|---|
| — | — | — | (આ કડી પછી એક કડી વધારે આપી છે.) * ૩ |
| નલ નિરવાંણ | નલ નિરવાંણ | નલ નિરવાણ | નલકી વાત |
| (છેલ્લી બે પંક્તિ નથી) | — | — | — |
| (પહેલી બે પંક્તિ નથી) | — | — | — |
| સોકિકિં | સોક | સઉકિ | સઉકિ |
| — | — | — | (આપી નથી) |
| — | — | (આપી નથી) | — |
| યંત્ર ઉઘાડી કુંચી | તાલો પડકૂચિ | તાલઉ પંડકુંચિ | તાલા પડકૂચિ |
| — | — | — | (આપી નથી) |
| — | — | — | (આપી નથી) |
| લોક લાગુ ઘણું | લોક લાગૂ ઘણા | લોક લાગૂ ઘણા | લોકના ગૂંથણા |
| કરવત | કાતી | કાતી | કાતી |
| એકાઘડીએ | એક ચાપડી એ | એક ચાપડી એ | ચાપડીએ |
| પર | પર | પર | પરિ |
| (આપી નથી) | — | — | — |

**ચોથો**

| | | | |
|---|---|---|---|
| — | — | — | (બીજી પંક્તિ નથી) |
| (બીજી પંક્તિ નથી) | (બીજી પંક્તિ નથી) | — | (આપી નથી) |
| — | — | — | (આપી નથી) |
| — | — | — | (આપી નથી) |
| — | — | — | (આપી નથી) |

* ૩ રૂપ કરૂપ કિસુ કરઈ માંનીજઈ ગુણ જોઈ રે

આઉલ કેરા ફૂલડા સીર નવી ચાઢઈ કોઈ રે ॥ ૯ ॥

| પૃષ્ઠ | ઢાલ અથવા દૂહા | કડી | પ્રતિ અ | પ્રતિ આ |
|---|---|---|---|---|
| ૫૮ | ઢા. ૩ | ૮ | — | — |
| ૫૯ | ,, | ૧૮ | — | — |
| ૫૯ | ,, | ૨૪ | — | — |
| ૬૧ | ઢા. ૪ | ૪ | — | — |
| ૬૨ | ,, | ૧૫ | — | — |
| ૬૨ | ,, | ૧૬ | — | — |
| ૬૨ | ઢા. ૫ | ૩ | પેડિ | વેડિ |
| ૬૪ | ,, | ૧૬ | — | — |
| ૬૪ | દૂ. | ૨ | — | — |
| ૬૪ | ઢા. ૬ | ૨ | — | — |
| ૬૪ | ,, | ૩ | — | — |
| ૬૫ | ,, | ૫ થી ૧૬ | — | — |

ખંડ

| પૃષ્ઠ | ઢાલ અથવા દૂહા | કડી | પ્રતિ અ | પ્રતિ આ |
|---|---|---|---|---|
| ૭૧ | દૂ. | ૧૦ | સાઈએ | સાઈએ |
| ૭૧ | ઢા. ૧ | ૩ | — | — |
| ૭૧ | ,, | ૪ | — | — |
| ૭૪ | દૂ. | ૩ | જીમીયણ | જીમીયણ |
| ૭૪ | ,, | ૫ | — | — |
| ૭૬ | ઢા. ૨ | ૧૪ | માસી માસમ હોઈ | માસી માસમ હોઈ |
| ૭૯ | ઢા. ૩ | ૮ | — | — |
| ૮૦ | ,, | ૯ | જગદીસ | જગદીસ |
| ૮૧ | ,, | ૧૭ | કંતિ | કંતિ |
| ૮૩ | ,, | ૨૭ | — | — |
| ૮૫ | દૂ. | ૧૦ | કા નહી વાત | કા નહી વાત |

| પ્રતિ इ | પ્રતિ ई | પ્રતિ उ | પ્રતિ ऊ |
| --- | --- | --- | --- |
| — | — | — | (આપી નથી) |
| — | — | — | (આપી નથી) |
| — | — | — | (આપી નથી) |
| — | — | (બીજી પંક્તિ નથી) | — |
| — | — | — | (બીજી પંક્તિ નથી) |
| — | — | — | (પહેલી પંક્તિ નથી) |
| વેઢિ | વેઢિ | વેઢિ | વેઢિ |
| — | — | — | (આપી નથી) |
| — | — | — | (આપી નથી) |
| — | — | (છેલ્લી બે પંક્તિ નથી) | — |
| — | — | (પહેલી બે પંક્તિ નથી) | — |
| — | — | — | (આપી નથી) |

## પાંચમો

| | | | |
| --- | --- | --- | --- |
| સામ્હે | સાઇએ | સાઇએ | સાયાં |
| — | — | — | (આપી નથી) |
| (૧૪ મી કડી પછી ફરીથી આપી છે.) | — | — | — |
| જિમીયાં | ચાલિયો | જીમિયઉ | જીમીયઉ |
| — | (આપી નથી) | — | — |
| માસી માસમ હોઈ | માસી સગપણ હોઈ | માસી સગપણ હોઈ | માસી માસમ હોઈ |
| — | — | — | (આપી નથી) |
| વીતરાગ | જગદીસ | જગદીસ | અરિહંત |
| કાંતિ | કંતિ | કંતિ | કાંતિ |
| — | (આપી નથી) | — | — |
| કા નહી વાત | કા નહી વાત | કા નહી વાત | ન લહી વાત |

| પૃષ્ઠ | ઢાલ અથવા દૂહા | કડી | પ્રતિ અ | પ્રતિ આ |
|---|---|---|---|---|
| ૮૫ | દૂ. | ૧૧ | — | — |
| ૮૫ | ઢા. ૪ | ૨ | — | — |
| ૮૫ | ,, | ૩ | — | — |
| ૮૬ | ,, | ૮ | થઈયાયત | થઈયાયત |
| ૮૬ | ,, | ૧૧ | — | — |
| ૮૬ | ,, | ૧૬ | — | — |
| ૮૭ | ,, | ૧૭ | દડદડ સહુ | દડદડ સહુ |
| ૮૭ | ,, | ૧૮ | તુરંગ હૃદય | તુરંગ હૃદય |
| ૮૭ | ,, | ૧૮ | ગણનાં | ગણના |
| ૮૭ | દૂ. | ૩ | — | — |
| ૮૮ | દૂ. | ૮ | — | — |
| ૮૮ | દૂ. | ૧૩ | ભાવઈ ખંજહઉ | ભાવઈ ખંજહઉ |
| ૮૯ | ઢા. ૫ | ૫ | — | — |
| ૯૦ | ઢા. ૫ | ૮ | — | — |
| ૯૧ | ,, | ૨૪ | — | — |
| ૯૧ | ,, | ૨૫ થી ૨૬ | — | — |
| ૯૧ | ,, | ૨૭ | — | — |

* ૪ દિન થોડા હિવ હું કરું, વહિલઉ નાવઉ કેણિં;
વાટઉ હું માંદઉ પડઉ, મઉડયઉ આવઉ તેણ ॥ ૧૨ ॥
કૂબડઉ કહઈ નર કિમ કરઉ, કેહઉ છઈ તુજ દુષ;
રાય કહઈ તુજનઈ કહ્યાં, સ્યું ઉપજસઈ સુષ ॥ ૧૩ ॥
દૂષ કહિયઈ તિણ આગલઈ, જે દુષ ફેડણ હાર;
જાતાં આગલિ ભાષતાં, લઘૂતા લહઈ અપાર ॥ ૧૪ ॥

| પ્રતિ इ | પ્રતિ ई | પ્રતિ उ | પ્રતિ ऊ |
| --- | --- | --- | --- |
| — | — | — | (આ કડી પછી પાંચ કડી વધારે આપી છે)*૪ |
| (આપી નથી) | — | — | — |
| (અધૂરી આપી છે) | — | — | — |
| થઈયાયત | થઈયાયત | ષઈયાયત | યથાજથ |
| — | — | — | (બીજી પંક્તિ આપી નથી) |
| — | — | — | (બીજી પંક્તિ આપી નથી) |
| ડંડે સહૂએ | દડદડ સહુ | દડદડ સહુ | દડદડ સહુ |
| તુરંગ રીદય | તુરંગ હ્રદય | તુરંગ હ્રદય | તુરંગ હ્રુય |
| ગણીત | ગણુની | ગણુનાં | ગણુની |
| (આપી નથી) | — | — | — |
| (આપી નથી) | — | — | — |
| ભાવી જોગેં | ભાવે ખંજહો | ભાવઈ ખંજુજઉ | ભાવઈ ષંજહઉ |
| (આપી નથી) | — | — | — |
| — | — | — | (આ કડી પછી પાંચ કડી વધારે આપી છે)*૫ |
| (આપી નથી) | — | — | — |
| (આપી નથી) | — | — | (આપી નથી) |
| — | (આપી નથી) | — | — |

---

કૂબડઉ કહઈ રાજન કહઉ, ઈવિડઉ શું વિસ્તાર
વલતઉ દધિવરણ બોલીયઉ, સાંભલિ હુંડક વિચારિ ॥૧૫॥
વનમઈ નલરાજા મુયઉ, ભામા છઈ નવ વેસ
તે માટઈ સઈવર નવઉ, માંડયઉ ભીમ નરેસ ॥૧૬॥

ખંડ

| પૃષ્ઠ | ઢાલ અથવા દૂહા | કડી | પ્રતિ અ | પ્રતિ આ |
|---|---|---|---|---|
| ૯૪ | ઢા. ૧ | ૪ | સંસાર | સંસાર |
| ૯૪ | ,, | ૭ | ઝત્તિ | ઝત્તિ |
| ૯૫ | ,, | ૧૩ | થરહરઈ | ધરહરઈ |
| ૯૫ | દૂ. | ૧ | નલ રાજા જણુ મોકલ્યઉ | નલ આગમન સુણી કરી |
| ૯૬ | ,, | ૮ | — | — |
| ૧૦૧ | ઢા. ૩ | ૭ | — | — |
| ૧૦૧ | દૂ. | ૪ | સાત પેત વિત વાવરઈ | સાત પેત્ર વિત વાવરઈ |

---

*૫ હસિ હુંડક વલતો ઇમ ભાસઇ,
લાજ નાવઇણુ કિયઇ હાસઈ ॥ ૯ ॥

કલા સુલષણ વિદ્યા મારી
સૂરિજ પાક રસોઈ સારી ॥ ૧૦ ॥

દેવી કાંમ નઈ ભૂલા તેરા
જગમઈ કલાવંત છઈ વહુતેરા ॥ ૧૧ ॥

નલ થાતાં માહરઉ સું જાવઈ
જઉ તુમ્હ ચઈ મન એમ સુહાવઈ ॥ ૧૨ ॥

છઠ્ઠો

| પ્રતિ इ | પતિ ई | પ્રતિ उ | પ્રતિ ऊ |
|---|---|---|---|
| સંસાર | સંસાર | સંસાર | અવતાર |
| ઝત્ત | ઝત્તિ | ઝત્તિ | કંતિ |
| ધરહરે | ધરહરઈ | ધરહરઈ | ધરહરઈ |
| નલ આગમન | નલ આગમન | નલ આગમન | નલ આગંમ |
| સુણિ કરી | સુણી કરી | સુણી કરી | સુણી કરી |
| -- | -- | -- | ( આ કડી પછી બે કડી વધારે આપી છે ) *૬ |
| -- | -- | -- | ( આપી નથી ) |
| સાત ષેત્ર વિત વાવરે | સાત ષેત વિત્ત વાવરઈ | સાત ક્ષેત્ર વિત વાવરઈ | ધન સહુ વઇહિઇચી કરી |

'તઉ હું નલ થયઉ છં આજ
ઘઉ દવદંતી સારું કાજ ॥ ૧૩ ॥

*૬ ઉતિમ અતઈ હઈ પરાભમઈ, ન હુવઈ કડવઉ કોઈ;
જંત્રઈ પીલી સેલડી; મીઠઉ રસ દઈ તોઈ ॥ ૯ ॥

સુંદરિ સુકલાણાં તણઉ, કિમઈ ન વિહડઈ વંસ;
લે કાજલ કાલઉ કરઈ, તઉ હંસ સુહસો હંસ ॥ ૧૦ ॥

| પૃષ્ઠ | ઢાલ અથવા દૂહા | કડી | પ્રતિ અ | પ્રતિ આ |
|---|---|---|---|---|
| ૧૦૨ | દૂ. | ૫ | — | — |
| ૧૦૩ | ઢા. ૪ | ૫ | નરકાંત | નરકાંત |
| ૧૦૪ | ,, | ૧૩ | ટોલી | ટોલી |
| ૧૧૪ | ઢા. ૭ | ૧૮ | ગાન | ગાન |
| ૧૧૪ | ,, | ૧૮ | મલ નઈ | મલ નઇં |
| ૧૧૮ | ઢા. ૮ | ૧૪ | બહુતેરી | બહુતરિ |
| ૧૨૨ | ઢા. ૧૦ | ૧ થી ૩ | — | — |

| प्रति इ | प्रति ई | प्रति उ | प्रति ऊ |
|---|---|---|---|
| — | — | — | (આ કડી પછી રચનાસ્થળ અને સાલની છેલ્લી પંક્તિ આપી રાસ પૂરો કર્યો છે.) |
| અનંત | નરકાંત | (આપ નથી) | |
| કોઈ | ટોલી | ટોલી | |
| ગાન | ગાત | ગાન | |
| મલિન | મલ નઈ | મલ નઈ | |
| બહૂહારી. | બહુતેરી | બહુતેરી | |
| (દસમી આખી ઢાલ આપી નથી) | — | — | |

# નલદવદંતી રાસની હસ્તપ્રતો

**સમયસુંદરના** નલ–દવદંતી રાસની ભિન્ન ભિન્ન સમયની જે પ્રાચીન હસ્તપ્રતો જૈન ગ્રંથભંડારોમાં મળી આવી છે તેની માહિતી નીચે આપવામાં આવી છે. સં ૧૬૭૨ થી સં. ૧૮૯૬ સુધીનાં લગભગ સવા બસો વર્ષના ગાળામાં અને એ પછીનાં પણ ઘણાં વર્ષો સુધીમાં આ રાસની જે નકલો થઈ છે તેનો, એ નકલો ગુજરાત, રાજસ્થાન, ઉત્તર હિંદુસ્તાન, કચ્છ અને પંજાબનાં જે જે સ્થળોમાં થઈ છે તેનો, અને નકલ થયા પછી પણ જ્યાં જ્યાંના ભંડારોમાં એની હસ્તપ્રતો ગઈ છે તેનો વિચાર કરતાં સહેજે આ રાસની લોકપ્રિયતાનો ખ્યાલ આવી શકશે. સમયસુંદરે આ રાસની રચના સં. ૧૬૭૩ ના વસંત માસમાં મેડતામાં કરી હતી. પરંતુ એ સમયની મેડતાની હસ્તપ્રત મળતી હોવાનું જાણ્યું નથી. વળી, સમયસુંદરે કેટલીયે કૃતિઓની રચના કર્યા પછી, પોતાના જ હસ્તાક્ષરમાં એની કાળજીપૂર્વક તૈયાર કરેલી હસ્તપ્રતો મળી આવે છે. એ મુજબ નલ–દવદંતી રાસની હસ્તપ્રત એમણે પોતાના હસ્તાક્ષરમાં તૈયાર કરી હશે કે નહિ, અને જો તૈયાર કરી હોય તો તે ક્યાં હશે એની કંઈ પણ માહિતી હજુ મળી નથી. આ રાસની તેમ જ સમયસુંદરની અન્ય કેટલીક કૃતિઓની હસ્તપ્રતો રાજસ્થાનનાં ઘણાં કુટુંબોમાંથી મળી આવી છે, અને હજુ પણ ક્યારેક ક્યારેક મળી આવે છે. સંભવ છે કે નલ–દવદંતી રાસની રચનાસમયની હસ્તપ્રત પણ કદાચ મળી આવે. અત્યારે તો જે હસ્તપ્રત આપણને જૂનામાં જૂની મળી આવે તે આ રાસની રચના પછીનાં આઠ વર્ષે સં. ૧૬૮૧ માં લખાયેલી છે.

નીચે આપેલી હસ્તપ્રતોની યાદીમાં જ્યાં જ્યાં હસ્તપ્રતની લખ્યાસાલ, સ્થળ, લખનાર તેમ જ કોના પઠનાર્થે હસ્તપ્રત લખવામાં આવી છે તેની, રાસને અંતે આપેલી પુષ્પિકામાંથી જે જે માહિતી મળી છે તે આપી છે અને એ હસ્તપ્રત કયા ભંડારમાં છે તે પણ બતાવ્યું છે. જ્યાં લખ્યાસાલ કે અન્ય કંઈ માહિતી હસ્તપ્રતમાં આપવામાં નથી આવી ત્યાં માત્ર તે કયા ભંડારમાં છે તે જ બતાવ્યું છે. આ માહિતી સ્વ. મોહનલાલ દલીચંદ દેસાઈના ગ્રંથ 'જૈન

ગુર્જર કવિઓ 'ને આધારે તેમ જ અન્ય કેટલાક ગ્રંથભંડારના સૂચિપત્રના આધારે આપવામાં આવી છે.*

૧. સંવત ૧૬૮૧ ફા. સુદિ ૧ અણહિલ્લપુર પત્તને બૃહત્‌ખરતર ગચ્છે જિનરાજસૂરિ રાજ્યે આચાર્ય કીર્તિરત્નસૂરી શાખાયાં શિ૦ લાવણ્યસીલોપાધ્યાય શિ૦ વા૦ પુણ્યધીર ગણિ શિ૦ વા૦ જ્ઞાનકીર્તિ ગણિ શિ૦ વા૦ ગુણપ્રમોદગણિ શિ૦ વા૦ સમયકીર્તિ ગણિ શિ૦ પં૦ વિનયકલ્લોલ ગણિ પં૦ હર્ષકલ્લોલ ગણિ શિ૦ પં૦ ચંદ્રકીર્તિગણિ શિ૦ પં ખેમરાજ મુની સપરિવારેણ—જૈનાનંદ પુસ્તકાલય, ગોપીપુરામાં શ્રી સાગરાનંદસૂરિ મહારાજનો ભંડાર, સુરત.

૨. સંવત ૧૬૮૬ ચૈ. સુ. ૧૧ સોમે શ્રી પુટભેદને પૂર્ણિમા પક્ષે ભીમપલ્લી ભ૦ લક્ષ્મીચંદ્ર સૂરિ તત્‌ પ્રથમ શિ. ગણિ વીરવિમલ શ્રી પૂજ્ય પ્રથમ વાચક વાચનાચાર્ય શ્રી લબ્ધિવિજય તત્‌ શિ. સૌભાગ્યવિજય લિખિત —પાલણપુરનો જૈન જ્ઞાનભંડાર.

૩. સંવત ૧૬૯૧ લિખિત—શ્રી મહિમાભક્તિ જૈન જ્ઞાનભંડાર, ખરતર ગચ્છના ઉપાશ્રયમાં, બિકાનેર.

૪. સંવત ૧૬૯૪ કાસદરા ચઉમાસે નંદીવર્દ્ધન માસ ૧૦ દિને વાર સોમે શ્રી ઠાકુરજી શ્રી મહિયાજી લખાવિતં—ડહેલાના અપાસરાનો ભંડાર, અમદાવાદ.

૫. સંવત ૧૭૦૦ પોષ વ. ૫ સોમે કનકનિધાન લિખિત તેરસ માંડી ૮ દિનમાં—શ્રી જિનચારિત્રસૂરિ જૈન જ્ઞાનભંડાર, બિકાનેર (અથવા જયપુર).

૬. સંવત ૧૭૦૦ માઘ વ. ૫ બુધે શ્રી ઉદયપુર મધ્યે લિખિત પં. જયાનંદ ગણિ શિ. મુનિ દેવાનંદેન સ્વવાચનકૃતે—ચોધાનો જૈન જ્ઞાનભંડાર.

---

*જુઓ 'જૈન ગુર્જર કવિઓ' ભાગ ત્રીજાનો ખંડ પહેલો, પૃ. ૮૫૫. આ પુસ્તમાં કેટલાક જૈન જ્ઞાન ભંડારોનાં ટૂંકાં નામ આપ્યાં છે, જેની પૂર્ણ માહિતી પુસ્તમાંથી ન મળતાં પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી પાસેથી મળી છે.

૨૬. સંવત ૧૮૪૪ વર્ષે ફાગુણ સુદી ૩ વાર સોમવાસરે—શ્રી અનંતનાજીના માંડવીમાં આવેલા દેરાસરનો જ્ઞાનભંડાર, મુંબઈ.

૨૭. ઉપર પ્રમાણે બીજી હસ્તપ્રત એજ ભંડારમાં.

૨૮. સં. ૧૮૪૬ માગસર સુદિ ૧૧, સાચોર મધ્યે જગરૂપ લિખિતં—શ્રી. દાનસાગરજીનો ભંડાર, બિકાનેર.

૨૯. સંવત ૧૮૫૨ કારતક વદ ૧૩ સોમે—શ્રી દાનસાગરજીનો ભંડાર, બિકાનેર.

૩૦. સંવત ૧૮૬૪ ના કાર્તિક વદ ૫ ગુરૌ પૂજ્ય શ્રી. માલજી તત્ શિ. પાંડવ તન્મધ્યે લિપિકૃતં શિ. શ્રી. શિવજી માલજી ચેલા ઝવેરચંદ મોતીચંદ પઠનાર્થે શ્રી ભુજનગરે રાહો શ્રી રાજ્યધણ રાજ્યે—યતિ શ્રી નાનચંદજીના શિષ્ય હસ્તકનો શ્રી પૂજ્યના અપાસરામાંનો ભંડાર, રાજકોટ.

૩૧. સંવત ૧૮૯૬ માગસર વદ ૬—ઔ૦

૩૨. પંડિત ઉરખદ લિપિકૃતં મુલઆણ મધ્યે—સ્વ. શ્રી. વિજયધર્મસૂરિનો ભંડાર, બેલનગંજ, આગ્રા.

૩૩. ઇતિ ઋષિ માંડણની પ્રતિ છઇ—શ્રી. મોહનલાલજી સેન્ટ્રલ લાઇબ્રેરી, મુંબઈ.

૩૪. ઇતિ શ્રી નલદવદંતી ચઉપઈ અજાશ્રી મિરગાંજી પઠનારિથું ઉજેણી મધ્યે લીષતં—મુનિશ્રી પુણ્યવિજયજી પાસેની હસ્તપ્રત, અમદાવાદ.

૩૫. લાડૂલી મધ્યે લિખિતં—અભય જૈન પુસ્તકાલય, બિકાનેર.

૩૬. ઉપર પ્રમાણે બીજી હસ્તપ્રત એ જ ભંડારમાં.

૩૭. વા. જયનિધાન ગણિના લિખિતં—અભય જૈન પુસ્તકાલય, બિકાનેર.

૩૮. લીંબડીના જૈન જ્ઞાનભંડારની હસ્તપ્રત.

૩૯. મુનિશ્રી પુણ્યવિજયજી પાસેની હસ્તપ્રત, અમદાવાદ.

૪૦. ડેહલાના અપાસરાના ભંડારની હસ્તપ્રત, અમદાવાદ.

૪૧. ડેહલાના અપાસરાના ભંડારની બીજી હસ્તપ્રત, અમદાવાદ.

૪૨. જયપુરના ભંડારની હસ્તપ્રત.

૪૩. શેઠ હાલાભાઈ મગનલાલના ભંડારની હસ્તપ્રત, પાટણ.

૪૪. વડા ચૌટા, સુરતના જૈન જ્ઞાનભંડારની હસ્તપ્રત

૪૫. રોયલ એશિયાટિક સોસાયટી, મુંબઈ પાસેની હસ્તપ્રત.

૭. સંવત ૧૭૧૬ શ્રાવણ કૃષ્ણપક્ષે એકાદશી બુધવારે મરુદ્ધર દેસ મધ્યમંડન બિલાડા મહાનગરે પં. દાનવિજય ગણિ લખિત મુનિ ચન્દ્રવિજય વાચનાર્થં—શેઠ હાલાભાઈ મગનલાલનો જૈન જ્ઞાનભંડાર, પાટણ.

૮. સંવત ૧૯૨૬ રવિ ચતુર્થી દિને લિખિત પં. અમરવિજય ગણિ શિ. મુનિ કેસરવિજયેન—વિજયનેમિસૂરિશ્વરજી જૈન જ્ઞાનભંડાર. આ ભંડારના કેટલાક ગ્રંથો અમદાવાદમાં, કેટલાક ખંભાતમાં અને કેટલાક કદંબગિરિમાં છે.

૯. સંવત ૧૭૩૦ વર્ષે શ્રી સિંધાદેશે શ્રી ફત્તેપુરનરમધ્યે માહ માસે કૃષ્ણ પક્ષે...વારે વાચનાચાર્ય શ્રી વિજયમંદિર ગણિમણિના શિષ્ય પ્રવરશ્રી સૌભાગ્યમેરુ ગણીનાંતેવાસી શ્રી હર્ષ ગણીનાંપત્રી લલેખિ—મુનિશ્રી પુણ્યવિજયજી પાસેની પ્રત, અમદાવાદ.

૧૦. સંવત ૧૭૫૭ નભ શુકલપક્ષે ૫ તિથૌ ભોમવારે લિખિતં ગ્રામ સપર-હેટક મધ્યે—પદ્મસાગર ભંડાર, જૈનશાળા, અમદાવાદ.

૧૧. સંવત ૧૯૬૬ વર્ષે કાર્તિક માસે કૃષ્ણપક્ષે ૩ સોમે લિખિત પૂજ્ય. શ્રી રાઘવજી પૂજ્ય શ્રી. નાગજી શિ. પૂજ્ય શ્રી આસકર્ણજી શિષ્ય મુ. રાયચંદ આત્માર્થે લિખિતં સેરીસા ગ્રામે.—શેઠ હાલાભાઈ મગનલાલનો ભંડાર, પાટણ.

૧૨. સંવત ૧૭૬૬ વર્ષે કાતિ માસે કૃષ્ણપક્ષે તિથિ દસમી દિને ભોમવાસરે લિપિકૃતે પંડિત શ્રી ૫ શ્રી કિર્તીકુશલ ગણિ શિષ્ય ગણિ જિતકુશલ વાચનાલયં—મુનિશ્રી નીતિવિજય પાસેની પ્રત; દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર સંસ્થા પાસે, સુરત.

૧૩. સંવત ૧૭૬૮ વર્ષે શ્રાવણ માસે કૃષ્ણપક્ષે ષષ્ઠ તિથૌ ભોમવારે શ્રી. અકબરાબાદ કોટે. લિખિતં પંડિત દયામૂર્ત્ત મુનિના લઘુભાતૃ ચિરંરાજ—સીકાદિયુતેન લિપિચક્રે શ્રીરસ્તુ; કલ્યાણમસ્તુ—મુનિશ્રી પુણ્યવિજયજી પાસેની પ્રત, અમદાવાદ.

૧૪. સંવત ૧૭૭૦ માઘ સુ. દશમ્યા લિપિકૃતે. પંડિત રામવિજય ગણિના —શ્રી. મોહનલાલજી જૈન જ્ઞાનભંડાર, સુરત.

૧૫. સંવત ૧૭૭૧ આસો વદ ૧૨ લિખિતં નરસિંહદાસજી, મેહાજલજી વાચનાર્થે —શ્રી જયમુનિનો ભંડાર. આ ભંડાર અત્યારે ખાસ વ્યવસ્થિત રૂપે નથી.

૧૬. સંવત ૧૭૮૬ આસુ કૃષ્ણ ૧૩ વાગપ્તિવારે દીપોચ્છવે સંભર ગ્રામ મધ્યે પં. કાંતિવિજય ગણિ શિ. નાયક વિજયેન લિખિતં શિષ્યપ્રમોદાર્થે —ઈડરનો જૈન જ્ઞાનભંડાર.

૧૭. સંવત ૧૭૮૭ હરદેસર મધ્યે લિખિતં—જિન ચારિત્રસૂરિ જૈન જ્ઞાન ભંડાર, બિકાનેર.

૧૮. ઉપર પ્રમાણે બીજી હસ્તપ્રત એજ ભંડારમાં.

૧૯. સંવત ૧૭૮૮ વસંત ઋતૌ ફાલ્ગુન સિત ષષ્ઠી રવિવારે સાગરચન્દ્ર સૂરિ શાખાયાં વાચનાચાર્ય દેવધીરજી ગણિ શિ. પં. હર્ષહેમ શિ. ચતુરહર્ષ લિખિતં બાઈ રેષાજી શિષ્યણી જગસા તત્ શિષ્યણી બાઈ દીપા વાચનાર્થં, વિક્રમપુર-નગરે—વિજયનેમિસૂરીશ્વરજી જૈન જ્ઞાનભંડાર, અમદાવાદ, ખંભાત, કદંબગિરિ.

૨૦. સંવત ૧૭૯૮ ચૈત્ર સુદ ૮ બિકાનેર મધ્યે પં. નયવિજય શિ. સુખરત્ન શિ. પં. દેવવર્દ્ધન લિખિતં—શ્રી જયમુનિજીનો ભંડાર.

૨૧. સંવત ૧૮૦૪ શાકે ૧૬૬૯ શ્રાવણ વદ ૧૦ સોમ લિખિતં ભીમવિજય ચંપાવતી નગરે.—જયપુરનો જૈન જ્ઞાનભંડાર

૨૨. સંવત ૧૮૨૭ વર્ષે મહા સૂદિ ૫ રવૌ સકલ પંડિત સરોમણિ પં. શ્રી. દીપવિજય ગણિ શિ. પં. માંણિકવિજયેન લિખિતં શ્રી શાન્તિનાથ પ્રસાદાત્ શ્રી વીરમગામ મધ્યે—મુનિશ્રી પુણ્યવિજયજી પાસેની હસ્તપ્રત અમદાવાદ.

૨૩. સંવત ૧૮૩૦ શુભં ભવતુ. લિખિતં કાસોરિયા ગ્રામે રૂપારેલીકે પડિગણે: રાણાશ્રી હમિરસીંગજી રાજ્યે તત્ ઉ...રાઠોડવંશે ઠાકુરાં શ્રી સિવસીંઘજી તત્ કુંવર શ્રી અનોપસિંઘ તત્ કુંવર દેવી સિંઘેન સૂખં ભૂયાત્ પુસ્તિકા લેખીતા શ્રી તપાગચ્છે રૂચિશાષાયાં પંડિત રત્નાકર સકલ પંડિતોત્તમ શ્રી ૧૦૮ શ્રી સુરપાલરૂચિજી તત્ શિષ્ય પંડિત પ્રધાન સૂજાણરૂચિજી તત્ શિષ્ય કનકરૂચિં લપિકૃતં સ્વપઠન હેત્વર્થં સંવત ૧૮૩૦ વર્ષે શાકે ૧૬૯૫ પ્રવર્તમાને માસોત્તમ ચૈત્ર વદી ૫ બુધવાસરે દ્વિતીય પ્રહરે સસુખેન તિષ્ઠતિ સર્વમંગલં—શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનો જ્ઞાનભંડાર, પાલીતાણા.

૨૪. સંવત ૧૮૩૫ વર્ષે ફાલ્ગુનિ વદિ પંચિમ્યાં તિથૌ ભૃગુ—મુનિશ્રી પુણ્ય-વિજયજી પાસેની હસ્તપ્રત, અમદાવાદ.

૨૫. સંવત ૧૮૪૨ આસાઢ વદ ૮ બુધ નડુલાઈ મધ્યે લિખિતં પં. અમી-વિજય શિષ્ય પં. રામવિજય.—જૈનાનંદ પુસ્તકાલય. સુરત.

૨૬. સંવત ૧૮૪૪ વર્ષે ફાગુણ સુદી ૩ વાર સોમવાસરે—શ્રી અનંતનાજીના માંડવીમાં આવેલા દેરાસરનો જ્ઞાનભંડાર, મુંબઈ.
૨૭. ઉપર પ્રમાણે બીજી હસ્તપ્રત એજ ભંડારમાં.
૨૮. સં. ૧૮૪૬ માગસર સુદિ ૧૧, સાચોર મધ્યે જગરૂપ લિખિતં—શ્રી. દાનસાગરજીનો ભંડાર, બિકાનેર.
૨૯. સંવત ૧૮૫૨ કારતક વદ ૧૩ સોમે—શ્રી દાનસાગરજીનો ભંડાર, બિકાનેર.
૩૦. સંવત ૧૮૬૪ ના કાર્તિક વદ ૫ ગુરૌ પૂજ્ય શ્રી. માલજી તત્ શિ. પાંડવ તન્મધ્યે લિપિકૃતં શિ. શ્રી. શિવજી માલજી ચેલા ઝવેરચંદ મોતીચંદ પઠનાર્થે શ્રી ભુજનગરે રાહો શ્રી રાજ્યધણ રાજ્યે-યતિ શ્રી નાનચંદજીના શિષ્ય હસ્તકનો શ્રી પૂજ્યના અપાસરામાંનો ભંડાર, રાજકોટ.
૩૧. સંવત ૧૮૯૬ માગસર વદ ૬—બી૦
૩૨. પંડિત ઉરબદ લિપિકૃતં મુલઆણ મધ્યે—સ્વ. શ્રી. વિજયધર્મસૂરિનો ભંડાર, બેલનગંજ, આગ્રા.
૩૩. ઇતિ ઋષિ માંડણની પ્રતિ છઇ—શ્રી. મોહનલાલજી સેન્ટ્રલ લાઇબ્રેરી, મુંબઈ.
૩૪. ઇતિ શ્રી નલદવદંતી ચઉપઈ અર્જાશ્રી મિરગાંજી પઠનારિથું ઉજેણી મધ્યે લીષતં—મુનિશ્રી પુણ્યવિજયજી પાસેની હસ્તપ્રત, અમદાવાદ.
૩૫. લાડૂલી મધ્યે લિખિતં— અભય જૈન પુસ્તકાલય, બિકાનેર.
૩૬. ઉપર પ્રમાણે બીજી હસ્તપ્રત એ જ ભંડારમાં.
૩૭. વા. જયનિધાન ગણિના લિખિતં—અભય જૈન પુસ્તકાલય, બિકાનેર.
૩૮. લીંબડીના જૈન જ્ઞાનભંડારની હસ્તપ્રત.
૩૯. મુનિશ્રી પુણ્યવિજયજી પાસેની હસ્તપ્રત, અમદાવાદ.
૪૦. ડેહલાના અપાસરાના ભંડારની હસ્તપ્રત, અમદાવાદ.
૪૧. ડેહલાના અપાસરાના ભંડારની બીજી હસ્તપ્રત, અમદાવાદ.
૪૨. જયપુરના ભંડારની હસ્તપ્રત.
૪૩. શેઠ હાલાભાઈ મગનલાલના ભંડારની હસ્તપ્રત, પાટણ.
૪૪. વડા ચૌટા, સુરતના જૈન જ્ઞાનભંડારની હસ્તપ્રત
૪૫. રોયલ એશિયાટિક સોસાયટી, મુંબઈ પાસેની હસ્તપ્રત.

સમયસુંદરકૃત

# નલ-દવદંતી-રાસ

## પ્રથમ ખંડ

**ऍदं० ॥ श्री जिनाय नमः॥**

### દૂહા

સીમંધર સામી પ્રમુખ, વિહરમાણ જિણ વીસ
અઢી દીપમઇ આજ છઇ, જયવંતા જગદીસ ॥ ૧ ॥

કોડિ દોય વલિ કેવલી, સહસ કોડિ દો સાધ
સંપ્રતિ સંયમ પાલતા, ગુણમણિ સમુદ્ર અગાધ ॥ ૨ ॥

આદિનાથ જિણ આદિ દે, ચઉવીસે જિણચંદ
ચઉદ સહસ બાવન ચતુર, સહુ ગણધર સુખકંદ ॥ ૩ ॥

જિણ ચઉવીસ તણા જતી, લિખ્યા અઠાવીસ લાષ
અડતાલીસ સહસ અધિક, સૂત્ર સિદ્ધાંતે સાષ ॥ ૪ ॥

ગણધર પહિલા ગુંથિયા, પૂરવ ચઉદ પ્રધાન
તેહનઉ સાર નઉકાર તે, ધરઇ સહૂ કો ધ્યાન ॥ ૫ ॥

એ સહૂનઇ પ્રણમી કરી, પ્રણમું સદગુરુ પાય
સમરું સરસતિ સામિણી, પામું જેમ પસાય ॥ ૬ ॥

નલદવદંતી નારિના, સરસ ઘણું સંબંધ
છે ખંડે કહિસ્યું છતા, નિરમલ સીલ સુગંધ ॥ ૭ ॥

દવદંતી મોટી સતી, નામ થકી નિસ્તાર
બીજી બઇયરિ આપડી, કાંઇ સિરજી કરતાર ॥ ૮ ॥

આઉલિ ફૂલે ફૂટર, પગે ન પૂજા હોઈ
ચાંપા ફૂલ અમૂલ ગુણ, સિર ચાઢઇ સહુ કોય ॥ ૯ ॥

જીભ પવિત્ર કરિવા ભણી, કહિસ્યું સતીચરિત્ર
ભવિક તુમ્હે પણિ સાંભલઉ, કરઉ કાંન પવિત્ર ॥૧૦॥

## ઢાલ પહિલી

[ ચઉપઈની ]

જંબૂ દ્વીપએ જોયણ લાખ, જુંગતિ સહિત સિદ્ધાંતે સાખ
ભરતક્ષેત્ર તિહાં સોહઇ ભલઉ, દેસ બત્રીસ સહસ માંમલઉ ॥ ૧ ॥

સાઢા પચવીસ આરીજ દેસ, તેહની વાત કહું લવલેસ
મગધ દેશ રાજગૃહપુરી, અંગ દેસ ચંપાગુણ ભરી ॥ ૨ ॥

બંગદેસ નગરી તામલી, દેસ કલિંગ કંચણપુર વલિ
કાસી દેસ વાણારસી ગામ, સાકેત દેસ અયોધ્યા ઠામ ॥ ૩ ॥

કુરુજનપદ ગજપુર અભિરામ, કુસાવર્ત સોરીપુર ઠામ
કંપિલા નગરી પંચાલ, અહિછત્તા જંગલ સુવિસાલ ॥ ૪ ॥

દ્વારિકા સોરઠ દેસ મઝાર, વિદેહ દેસમઇ મિથિલા સાર
વત્થ દેસ કોસંબી કહી, નંદિપુરી સંડિલ્લઈ સહી ॥ ૫ ॥

મલય દેસ ભાદ્દલપુર ભલઉ, વયરાટ દેસ મથપુર તિલઉ
અછ દેસ વરણા સોભતી, દેસ દસારણ મૃતકાવતી ॥ ૬ ॥

સુક્તિવતી પુરે વેદિસુનીર, વીતભઉ પાટણ સિંધુ સોવીર
મથૂરા નગરી નઇ સૂરસેણ, પાવા ભંગી દેસ છઇ જેણ ॥ ૭ ॥

વત્તદેસ નઇ નગરી માસ, દેસ કુણાલ સાવત્થી તાસ
કોડી વરસ લાટ પરસિદ્ધ, સેતંબિકા નગરી કેયધ ॥ ૮ ॥

એ આરિજ સાઢા પંચવીસ, જનમઇ તીર્થંકર ચઉવીસ
ચક્રવર્તિ બેઉ હરિરામ, ત્રેસઠિ સિલાકા પુરુષનઉ ઠામ ॥ ૯ ॥

આરિજ નગર અયોધ્યા પુરી, ઇન્દ્રપુરી જાણે અવતરી
ગઢમઢ મંદિર પોલિ બાજાર, સોહઇ નગરી સકલ પ્રકાર ॥૧૦॥

ચઉરાસી ચઉહટા અતિ ચંગ, સાત ભૂમિ આવાસ ઉત્તંગ
હિંચઇ સ્ત્રી હિંડોલા ષાંટ, પહિરણ ચીર પટંબર પાટ ॥૧૧॥

કોટી ધજ લખેસરી લોક, વસઇ તિહાં ઘરિ સયલા થોક
મહાજન લોક ઘણું તિહાં સુખી, ચોર જાર ચુગલ તે દુઃખી ॥૧૨॥

પુણ્ય કાજ દેહરા પોસાલ, શ્રાવક જીવદયા પ્રતિપાલ
સાહ મંડાવઇ સત્રૂકાર, દીનહીન નઊ કરઇ ઉદ્ધાર ॥૧૩॥

સાધ સાધવી સૂધાયતી, જેહનઇ પાપ ન લાગઇ રતી
આપઈ ધરમ તણઉ ઉપદેસ, ભાંજઇ ભવ ભય કોડિ કલેસ ॥૧૪॥

બ્રાહ્મણ ક્ષત્રિય વેશ્ય નઇ સૂદ્ર, વરણ ચ્યાર વસઇ અક્ષૂદ્ર
આપ આપણી ધ્રમ કરણી કરઇ, પરનઇ પીડા કરતાં ડરઇ ॥૧૫॥

કંદોઈ, કાઠી, કુંભાર, માલી, મરદનિયા સૂતાર
ભઈ સાયત તંબોલી સાર, નવમઉ નારૂ કહ્યઊ કંઠાર ॥૧૬॥

ગાંછા છિપા નઇ સોનાર, ઘાંચી મોચી વસઇ અપાર
વરણ ચ્યાર નવ નારૂ સાર, કારૂ પાંચ એ વરણ અઢાર ॥૧૭॥

એહવી ઉત્તમ નગરી જાણ, બાર જોયણ તેહનઉ પરિમાણ
રાજા નિષધ કરઇ તિહાં રાજ, સારઇ સહુના વંછિત કાજ ॥૧૮॥

આણ દાણ આગન્યા પ્રચંડ, અદ્‌ભુત તેજ પ્રતાપ અખંડ
કબજિ કિયા વઇરી રાજાન, બકરી જિમ ઝાલી હુઇ કાનિ ॥૧૯॥
તેજ પ્રતાપ સબલ આકઉર, નહિ કો વાંક કિસી વાતરઉ
ન્યાઇ તપાસ કરઇ આંપસુખી,પ્રજાલોક સહુ કો તિણ સુખી ॥૨૦॥
લાવણિ લક્ષણ લીલાભરી, ઇંદ્રાણીં જાણે અવતરી
પટરાણી લાવણિ સુંદરી, સીતા સરિષી સીલઇ કરી ॥૨૧॥
સાસરિયાં નઇં માનઇ ઘણું, એ લક્ષણ ઉત્તમ વહુ તણુઉ
દઉલતિ હાંથિ મહાદાતાર, ભગતિ સંતોષઇ નિજ ભરતાર ॥૨૨॥
તિણ જાયા છે પુત્ર રતન્ન, કીજઇ તેહના કોડી જતન્ન
ઇક નલ બીજઉ કુબર નામ, રૂપવંત ગુણમણિ અભિરામ ॥૨૩॥
રાજકુંમર અતિ રલીયામણા, સહજઇ સુંદર સોહામણા
નલભદ્ર કો ઉત્તમ સુંસનેહ, કુબર કૂડ કપટ નઉ ગેહ ॥૨૪॥
નલદવદંતીની ચઉપઈ, પહિલી ઢાલ પૂરી થઈ
સમયસુંદર કહઇ સુણિજ્યો સહૂ,બીજી વાત છઇ આગળ બહૂ ॥૨૫॥

**સર્વગાથા ૩૫**

## ઢાલ બીજી

[ જોગનારી ]

જોગનાનઈ કહિજ્યો રે આદેશ–એહની ઢાલ

ઇણ અવસરી એક આવિયઉ રે, પરદેશ હૂતી દૂત
રાયજી પરદેશ હૂતી દૂત
બેકર જોડી વિનવઇ રે, વાત કહઇ અદ્‌ભુત
રાયજી વાત કહઈ અદ્‌ભુત ॥ ૧ ॥

પંથીડઉ બોલઈ અમૃત વાણી,
પંથીડઉ પંડિત ચતુર સુજાણ ॥ આંકણી ॥

વિદરભદેસ વખાણીયઈ રે, કુંડિનપુર ગુણ ષાણિ
રાયજી કુંડિનપુર ગુણ ષાણી
પૃથિવી રૂપિણી પદમિણીરે, કાનનઉ કુંડલ જાણિ
રાયજી કાનનઉ કુંડલ જાણિ ॥ ૨ ॥
રાજ કરઇ તિહાં રાજીઉ રે, નામઇ ભીમ નરેશ-રાયજી૦
વઈરી વનવાસી થયા રે, ભઇ કિયા ભગવા વેસ-રાયજી૦ ॥ ૩ ॥
રાજકુંયરિ અતિ રૂયડી રે, સકલ કલા અભિરામ-રાયજી૦
સેત ગજદીઠઉ સુહણઈ રે, દવદંતી તિણ નામ-રાયજી૦ ॥ ૪ ॥
એહવી નહિ કાંઈ અપછરા રે, નહિ વિદ્યાધરી કાઇ-રાયજી૦
વય થઈ વરસ અઢારની રે, જોવન લહરે જાય-રાયજી૦ ॥ ૫ ॥
એક રૂપ ઉત્તમ ઘડયઉ રે, વલિ બીજઉ ન ઘડાય-રાયજી૦
વિગન્યાન માહરઉ વીસર્યઉ રે, વિહિ ચિંતાતુર થાય-રાયજી૦ ॥ ૬ ॥
ગુણ ગણિવા ભણી સરસતી રે, હાથિ ગ્રહી જપમાલ-રાયજી૦
પાર અજી પામઇ નહી રે, કેતઉ હી ગયઉ કાલ-રાયજી૦ ॥ ૭ ॥
સહસ લોચન સફલા કરઇ રે, દરસણ કરતઉ ઇંદિ-રાયજી૦
ચત્રુમુખ વેદ વિચઇ ભણઇ રે, દવદંતી ગુણ વૃંદ-રાયજી૦ ॥ ૮ ॥
નિરષંતાં નયણાં ઠરઇ રે, ચાલઇ ગજગતિ ગેલિ-રાયજી૦
ચંદ્રવદની મૃગલોયણી રે, સાચી મોહણ વેલિ-રાયજી૦ ॥ ૯ ॥
દેવતઉ અરિહંત દેવતા રે, ગુરુગુણ ગિરુયા સાધ-રાયજી૦
ધર્મતઉ કેવલ ભાષીયઉ રે, લઘુવય સમકિત લાધ-રાયજી૦ ॥૧૦॥

ભાવી તીર્થંકર ભલઉ રે, સાંતિનાથ સુખકાર-રાયજી૦
દીધી પ્રતિમા દેવતા રે, તે પૂજઇ ત્રિણ વાર-રાયજી૦ ॥૧૧॥
ભર જોવન આવી ભલી રે, સુંદર જસ સોભાગ-રાયજી૦
જે એહનઇ પરણી જસઇ રે, તેહનઉ સબલઉ ભાગ-રાયજી૦ ॥૧૨॥
સંવરા મંડપ માંડિયઉ રે, મુકયા સગલઇ દૂત-રાયજી૦
વડવડા રાંણા રાજીયા રે, તેડયા રજપૂત-રાયજી૦ ॥૧૩॥
મુજનઇ મુંકયઉ તુમ્હાં ભણી રે, કુંયરા તેડણ કાજિ-રાયજી૦
નલ કૂંયરસું પધારિયઇ રે, અવસર મોટઉ આજ-રાયજી૦ ॥૧૪॥
નિષધરાય હરષિત હુયઉં રે, જોગના કેરી ઢાલ-રાયજી૦
સમયસુંદર કહઇ સાંભલઉ રે, બીજી ઢાલ રસાલ-રાયજી૦ ॥૧૫॥

સર્વગાથા ૫૦

દૂહા

નિષધ નરેસર ચાલીયઉ, માન્યઉ દૂત વચન્ન
ચતુરંગ સેના પરિવર્યઉ, સાથઇ પુત્ર રતન્ન ॥ ૧ ॥
ચાલ્યઉ રાજા ચુંપસું, ઉતકટ અપણઇ પ્રાણિ
પ્રજાલોક નઇ પીડવઇ, તે જમ મારણ જાણિ ॥ ૨ ॥
આયઉ રાય ઉતાવલઉ, કુંડનપુરનઇ પાસિ
પઇસારઉ પરગટ કીયઉ, ભીમ ભલી પરિતાસિ ॥ ૩ ॥
રાય ઉતારઉ આપીયઉ, ક્રીડા કાનનિમાંહિ
અંબ કદંબક કેલિહર, સુંદર સીતલ છાંહિ ॥ ૪ ॥
બીજા પણિ આયા તિહાં, ઠામ ઠામના ભૂપ
નલ નડ સરિષઉ નિરખીયઉ, બીજા ડાભ સરૂપ ॥ ૫ ॥

સર્વગાથા ૫૫

## ઢાલ ત્રીજી

[ જતિરી ]

આણંદસું રાજા આવઇ, સંબરા મંડપ મંડાવઇ
સરિષી ધરતી સમરાવઇ, નિરમલ નીરસું છંટાવઇ ॥ ૧ ॥

જાજિમ જરબાપ વિછાવઇ સકલાતિકથી પણિસુહાવઇ
પાટંબર પણિ પથરાવઇ, ફૂલ પગર વિચ્ચિછત્તિ વણાવઇ ॥ ૨ ॥

વીંટાવી ચિહુંદિસિ વાડી, દરસાઉ ભાંતિ દિષાડિ
ચીતર્યા ફૂટરા ચિત્રામ, નારી કુંજર અભિરામ ॥ ૩ ॥

તિહાં તાણ્યાં ઊંચાં તંબૂ, કસબી જરબાપ કદંબૂ
નીલક સુખમલ નવરંગ, ચિહુંદિસિ ચંદુયા ચંગ ॥ ૪ ॥

મનોહર મોતીયાંરી જાલી, પ્રોઈ વિચિમઇ પરત્રાલિ
ઝબઝબ ઝબઝબ કંઇ ઝાબા, બાલક માંગઇ દે બાબા ॥ ૫ ॥

લટકણ સોનારા લટકઇ, ગુણ પાંમ્યા તે ભણી ગટકઇ
મોતીયાંરી ઝામર ઝોલ, ઝાબક ઝુંબ કરમ ઝોલ ॥ ૬ ॥

લાંબી લહકઇ ફૂલમાલ, પરિમલ મહકઇ સુવિસાલ
ઊપરિ ઊંચી ધજ સોહઇ, સુર કિન્નર નાસ ન મોહઇ ॥ ૭ ॥

કૃષ્ણાગર અગર કપૂર, સેલારસ ચીડનઉ ચૂર
ધૂપધાંણ ગંધ સુવાસ, ઊછલઈ પરિમલ આગાસ ॥ ૮ ॥

પૂતલી થાંભે સિણગારી, ગ્રહણે ગાંઠે કરિ સારી
જાણે અપછર જોવા આઈ, જાયઇ નહી રહી લપટાઈ ॥ ૯ ॥

સિંહાસન મંડપ માંહે, અતિ ઊંચા માંડચા ઉછાહે
પરવાલી કનકમય પાયા, વિચિ લાલ દુલીચા વિછાયા ॥૧૦॥

ભાવી તીર્થંકર ભલઉ રે, સાંતિનાથ સુખકાર-રાયજી૦
દીધી પ્રતિમા દેવતા રે, તે પૂજઇ ત્રિણ વાર-રાયજી૦ ॥૧૧॥
ભર જોવન આવી ભલી રે, સુંદર જસ સોભાગ-રાયજી૦
જે એહનઇ પરણી જસઇ રે, તેહનઉ સબલઉ ભાગ-રાયજી૦ ॥૧૨॥
સંવરા મંડપ માંડિયઉ રે, મુકયા સગલઇ દૂત-રાયજી૦
વડવડા રાંણા રાજીયા રે, તેડયા રજપૂત-રાયજી૦ ॥૧૩॥
સુજનઇ મુંકયઉ તુમ્હાં ભણી રે, કુંયરા તેડણ કાજિ-રાયજી૦
નલ કૂબરસું પધારિયઇ રે, અવસર મોટઉ આજ-રાયજી૦ ॥૧૪॥
નિષધરાય હરષિત હુયઉ રે, જોગના કેરી ઢાલ-રાયજી૦
સમયસુંદર કહઇ સાંભલઉ રે, બીજી ઢાલ રસાલ-રાયજી૦ ॥૧૫॥

સર્વગાથા ૫૦

## દૂહા

નિષધ નરેસર ચાલીયઉ, માન્યઉ દૂત વચન્ન
ચતુરંગ સેના પરિવર્યઉ, સાથઇ પુત્ર રતન્ન ॥ ૧ ॥
ચાલ્યઉ રાજા ચુંપસું, ઉતકટ અપણઇ પ્રાણિ
પ્રજાલોક નઇ પીડવઇ, તે જમ મારણ જાણિ ॥ ૨ ॥
આયઉ રાય ઉતાવલઉ, કુંડનપુરનઇ પાસિ
પઇસારઉ પરગટ કીયઉ, ભીમ ભલી પરિતાસિ ॥ ૩ ॥
રાય ઉતારઉ આપીયઉ, ક્રીડા કાનનિમાંહિ
અંબ કદંબક કેલિહર, સુંદર સીતલ છાંહિ ॥ ૪ ॥
બીજા પણિ આયા તિહાં, ઠામ ઠામના ભૂપ
નલ નઢ સરિષઉ નિરષીયઉ, બીજા ડાભ સરૂપ ॥ ૫ ॥

સર્વગાથા ૫૫

## ઢાલ ત્રીજી

[ જત્તિરી ]

આણંદસું રાજા આવઇ, સંબરા મંડપ મંડાવઇ
સરિખી ધરતી સમરાવઇ, નિરમલ નીરસું છંટાવઇ ॥ ૧ ॥

જાજિમ જરબાપ વિછાવઇ સકલાતિકથી પણિસુહાવઇ
પાટંબર પણિ પથરાવઇ, ફૂલ પગર વિચ્છિત્તિ વણાવઇ ॥ ૨ ॥

વીંટાવી ચિહુંદિસિ વાડી, દરસાઉ ભાંતિ દિષાડિ
ચીતર્યાં ફૂટરા ચિત્રામ, નારી કુંજર અભિરામ ॥ ૩ ॥

તિહાં તાણ્યાં ઊંચાં તંબૂ, કસબી જરબાપ કદંબૂ
નીલક સુખમલ નવરંગ, ચિહુંદિસિ ચંદ્રુયા ચંગ ॥ ૪ ॥

મનોહર મોતીયાંરી જાલી, પ્રોઈ વિચિમઇ પરવાલિ
ઝબઝબ ઝબઝબ કંઇ ઝાબા, બાલક માંગઇ દે બાબા ॥ ૫ ॥

લટકણ સોનારા લટકઇ, ગુણ પાંચ્યા તે ભણી ગટકઇ
મોતીયાંરી ઝામર ઝોલ, ઝાબક ઝુંબ કરમ ઝોલ ॥ ૬ ॥

લાંબી લહકઇ ફૂલમાલ, પરિમલ મહકઇ સુવિસાલ
ઊપરિ ઊંચી ધજ સોહઇ, સુર કિન્નર નામ ન મોહઇ ॥ ૭ ॥

કૃષ્ણાગર અગર કપૂર, સેલારસ ચીડનઉ ચૂર
ધૂપધાંણ ગંધ સુવાસ, ઊછલઈ પરિમલ આગાસ ॥ ૮ ॥

પૂતલી થાંભે સિણગારી, ગ્રહણે ગાંઠે કરિ સારી
જાણે અપછર જોવા આઈ, જાયઇ નહી રહી લપટાઈ ॥ ૯ ॥

સિંહાસન મંડપ માંહે, અતિ ઊંચા માંડચા ઉછાહે
પરવાલી કનકમય પાયા, વિચિ લાલ દુલીચા વિછાયા ॥૧૦॥

મણિ માણિક મોતી જડિયા, ઘણું ષાંતિ સંઘાતિ ઘડિયા
તિહાં બઇઠા રાજકુમાર, સજી સુંદર સોલ શ્રૃંગાર ॥૧૧॥
સ્નાન મજ્જન કીધા પવિત્ર, વાગા પહિર્યા સુવિચિત્ર
ચોવા ચંપેલ લગાયા, મનગમતા વેસ વણાયા ॥૧૨॥
સિરિ મેઘાડંબર છત્ર, ચામર વીંઝઇ વિચિત્ર
વરતિલક વિરાજિત ભાલ, કાંને કુંડલ સુવિસાલ ॥૧૩॥
મનોહર ઉરિ મોતીહાર, બાહે બિહું બહિરષા સાર
વીર વલય વિભૂષિત બાહ, ભાજણરાસું સછઇ તાંહ ॥૧૪॥
સોનારા સાંકલ હાથે, પાહર્યા પેસદત્રી સાથે
કંદોરા કડિ સોનાર, સાંકલા પગરા અતિ સાર ॥૧૫॥
રાજાન દીસઇ કલ્પવૃક્ષ, અથવા જાણે ઇંદ્ર પ્રત્યક્ષ
આજ રઇ કાલિ નવ રોજ જાણિ, પાસી જઇ પુણ્ય પ્રમાણિ ॥૧૬॥
બઇઠઉ તિહાં નિષધ નરિંદ, જાણે કરિ પૂનિમ ચંદ
બઇઠા પુત્ર બેઉં પાસે, રવિ ઊગ્યા જાણિ આગાસે ॥૧૭॥
રવિ આગઇ તારા જેમ, નલ આગઇ બીજા તેમ
કરતા દવદંતી આસ, નલ દેષી થયા નિરાસ ॥૧૮॥
કેતાહિવ કીજઇ વષાણ, નલ સમઉ નહિ કો રાયરાણ
સમય સુંદર ઇણિપરિ ભાષઇ, ત્રીજી ઢાલ ઇતરઇ રાષઇ ॥૧૯॥

**સર્વગાથા ૭૪**

## દૂહા

હિવ દવદંતી કુંયરી, સજિ કરી સોલ શ્રૃંગાર
આવી સંવરા મંડપઇ; પૂઠઇ બહું પરિવારિ ॥૧॥

જે જાણે વંસાવલી, તે સ્ત્રી લીધી સાથિ
માણ માણિક મોતી જડી, કનક છડી છઇ હાથિ ॥ ૨ ॥

નયણે રાજા નિરષતી, કુમરી અતિ સુકમાલ
ગજગતિ ચાલી મલપતી, હાથે લે વરમાલ ॥ ૩ ॥

ચિત સઉના ષાંચી લીયા, લોહ ચંપક પાષાણ
પણિ દવદંતી ચિત્તમઇં, ષાંચઇ તે પ્રરમાણ ॥ ૪ ॥

ચિત જાતે નઇ આવતે, કુમરી દેષણ કાજ
મારગ કીધઉ સાંકડઉ, વિસ્તરતે પણિ આજ ॥ ૫ ॥

કામ કીયઉ રતિ કારણઇ, લષમી કાજિ સુરારિ
ઈસર પારબતી નિમિત્ત, કીધઉ ઇણ કરતાર ॥ ૬ ॥

પણિ દવદંતી સારિષઉ, કહઉ કુણ કીયઉ કુમાર
સિંહાસન બઇઠા થકા, રાજા કરઇ વિચાર ॥ ૭ ॥

જે લષમી સાક્ષાત છઇ, જિણ નઇ વરિસ્યઇ આજ
તિણ પુણ્યવંત ઇ જાણિજ્યો, લાધઉ ત્રિભુવન રાજ ॥ ૮ ॥

**સર્વગાથા ૮૨**

## ઢાલ ચઉથી

ગિરધર આવઇ ગઊઇણરી ઢાલ

અથવા

મેરી બહિની કહિ કાઈ અચરિજ વાત, એ ચઉથા ખંડની ઢાલ

વેત્રાણી આગઇથી કહઇ, વંસાવલી, રિદ્ધિ, રૂપ
રાજકુંયરિ ઘુંઘટઊ ટમઇ, સાંભલઇ દેષઇ સરૂપ ॥ ૧ ॥

રાજકુંયરિ
વરિબાઈ ભલઉ ભરતાર,
મન ગમતઉ સુખકાર રાજ૦
વષત લિખ્યઉ જે કરતાર રાજ૦ ॥આંકણી॥

એ અંગદેસ તણઉ ધણી, ત્રિહુખંડ કીરતિ ચંગ
જસુ રૂપ જીતઉ લાજતઉ, થયઉ કંદર્પ અનંગ રાજ૦ ॥૨॥

એ મગધ દેસનઉ રાજીયઉ, જસુ પ્રબલ તેજ પ્રતાપ
રિપુ નાસી ગયા રન્નમઇં, ચાડઇ નાહ કદે ચાપ. રાજ૦ ॥૩॥

એ બંગ દેસનઉ છત્રપતી, અરિ નારિ કાજલ ચોર
જસુ રૂપ રંજી કામિની, નિતદિન કરઈ છઈ નિહોર રાજ૦ ॥૪॥

એ કલિંગ દેસ તણઉ કહ્યઉ, રાજા રણાંગણ સૂર
જગમાંહ જસ જેહનઉ ઘણઉ, રૂપનું દેષિ હજૂર રાજ૦ ॥૫॥

એ દેષિ દક્ષણ દેસનઉ, રાજા અનોપમ રૂપ
ગજ વાજિ મણિ માણિક તણી, ભેટિ કરઇ જસુ ભૂપ રાજ૦ ॥૬॥

એ કુંમર દેસ કંબોજનઉ, જિણિ દેસિ અશ્વ રતન્ન
લાષે પણિ લાભઇ નહી, વેગઇ પવન કે મન્ન રાજ૦ ॥૭॥

એ હુંણ દેસ હુકમ કરઇ, ન્યાય નીતિ પાલઇ રાજ
સરણાગત પાલઈં સદા, કરઇ ઉત્તમ પર કાજ રાજ૦ ॥૮॥

એ વચ્છ દેસ તણઉ ધણી, જિહાં સષર સુંદર સાલિ
ભોજન સજાઈ અતિભલી, રૂપ તું નયણ નિહાલ રાજ૦ ॥૯॥

એ છયલ છબીલઉ રાજવી, કાસમીર દેસનઉ જાણિ
જિણિ દેસ કેસર નીપજઇ, રતન કંબલની ષાણિ રાજ૦ ॥૧૦॥

એ દેસ કાસીનઉ ધણી, જિહાં વહઇ ગંગાનીર
સ્નાન કરંતા પ્રહસમઇ, નિરમલ થાયઇ સરીર રાજ૦ ॥૧૧॥

એ મલયાચલનઉ મહિપતી, જિણિ પિસુ ન લગાયા પાય
બાવના ચંદન તિહાં બહૂ, તપતિ છ માસી જાય રાજ૦ ॥૧૨॥

એ સૂર દેસ તણઉ ધણી, જિહાં વહઇ યમૂના પૂર
રાજરિદ્ધિ પાર ન પામીયઇ, તેજ પ્રતાંપ પડૂર રાજ૦ ॥૧૩॥

એ પુણ્યવંત પ્રસંસીયઇ, પંચાલ દેસનઉ રાય
દાન સાલ મંડાવઇ દેસમઇ, પુણ્ય ભંડાર ભરાય રાજ૦ ॥૧૪॥

ઇમ લાટ નઇ કરણાટના, બઇઠા નરિંદ અનેક
જે મન માનઇ તાહરઇ, વરિ તેહનઇ સુવિવેક રાજ૦ ॥૧૫॥

ઇમ જે જે દિષાડયઉ રાજવી, તે મન ન માન્યઉ કોય
ચાલવણી લોચન તણી, ભેદ જણાયઉ સોય રાજ૦ ॥૧૬॥

અનુક્રમઇ કુમરી ચાલતાં, દીવી તણી પરિ થાય
પૂઠિ અંધારઉ આગલઇ, અજુયાલઉ થાતઉ જાય રાજ૦ ॥૧૭॥

સુણિ કુંયરિ વલિ કહઇ, વેત્રિણી એ નિષધ નામ નરિંદ
બિહું પાસિ બઇઠા પુત્ર બે, નલકૂબર રવિચંદ રાજ૦ ॥૧૮॥

કંદર્પ દેવઇ આપણા, જાણી રૂપ કીધા દોય
ઈસર દેવનઈ જીપિવા, તું રૂડી પરિ જોય રાજ૦ ॥૧૯॥

સોભાગી મહિમાનિલા, દીસતા દેવકુમાર
નલકૂબર સરિષઉ નિરષતાં, નહી કો એણિ સંસાર રાજ૦ ॥૨૦॥

દવદંતી નલ દેષતાં, હરષિત હુઈ તતકાલ
નિજ નજરિ નલ લાગી રહી, મૃગલા પડયા મૃગજાલ રાજ૦ ॥૨૧॥

સારિણી વારિજયું સિંચતી, રાજવી વૃક્ષ ઉછાહ
દવદંતી દષ્ટિ જાઈ પડી, નલતરુ થાંણા માહિ રાજ૦ ॥૨૨॥

દવદંતી ઇમ ચિંતવઇ, કંદર્પ દેવતા એહ
વિરહણી હત્યા પાતકી, જસુ કિમ સુંદર દેહ રાજ૦ ॥૨૩॥

દવદંતી મન માનિયઉ, નલરાયસું હરષેણ
વરમાલા કંઠઇ ઠવી, સુરગિરિ તારાંની શ્રેણિ રાજ૦ ॥૨૪॥

નવ વસ્યઉ બીજે દેષિનઇ, રણ માંડિયઉ અભિમાન
નલબલ પ્રઝૂંઝી આંપણુઉ, પ્રહત કીયારા જાંન રાજ૦ ॥૨૫॥

હિવ ભીમ રાજા માંડિયઉ, વીવાહ સબલ વિત્થિન્નિ
જાનીનઇ માની મિલ્યા, ભોજન ભગતિ જુગત્તિ રાજ૦ ॥૨૬॥

વરકન્યા બઇસારિયા, અતિ ચતુર ચઉરી માંહિ
આરિમ કારિમ સહુ કીયા, બિહું મનિ અધિક ઉછાહ રાજ૦ ॥૨૭॥

ગીત ગાંન મંગલ ગાઇયા, વાઇયા મંગલ તૂર
સગાસણીજા સહુ મિલ્યા, પ્રગટ્યઉ આણંદ પૂર રાજ૦ ॥૨૮॥

હાથ મેલાવઇ હરષસું, પ્રગટિયઉ બહુ પરસેદ
પ્રેમ રસ અમાતઉ ભીતરઇ, બાહિર નીસર્યઉ ભેદ રાજ૦ ॥૨૯॥

જિમણુઉ હાથ બેઉ દીયઉ, એ બંધ કીધઉ દોય
ચંદ સૂરિજ બઈ સાષીયા, કદિ વિહડઈ નહી કોય રાજ૦ ॥૩૦॥

હાથ સુંકાવણ હાથિયા, ઘોડા ઘણા અસવાર
દાઇજઉ દીધઉ અતિઘણુઉ, દ્રવ્યતણા ભંડાર રાજ૦ ॥૩૧॥

બિહું તણા છેહડા બાંધિયા, જાણે બંધ કીયઉ એહ
હું થારઇ તું માહરઇ, જીવ એક જુજૂઈ દેહ રાજ૦ ॥૩૨॥

ચઉથઉ મંગલ વરતીયઉ, કન્યા ફિરી વર કેડિ
વરપૂઠિ પરઠી કામિની, વસતી હઊભાવઇ વેડિ રાજ૦ ॥૩૩॥

ચઉથી ઢાલ પૂરી થઈ, સહુ તણા પૂગા કોડ
સમયસુંદર કહઇ સહુ કહઇ, અવચલ એહની જોડિ રાજ૦ ॥૩૪॥

**સર્વગાથા ૧૧૬**

## દૂહા

ભીમ નરિંદ ભલી પરઇ, સંતોષ્યા સહુ લોક
દવદંતી નઇ ચાલતા, દીધા સગલા થોક ॥ ૧ ॥
સંપ્રેડણ સાથઇ ચલ્યઉ, ભીમ નરિંદ ભૂપાલ
વીછડતાં માવીત્રથી, રોઈ અબલા બાલ ॥ ૨ ॥
રોતી સહુ રોવરાવીયા, સજન કુટુંબ પરિવાર
કુણ જાણઇ મિલયઇ કદે, દૈવ તણા વ્યવહાર ॥ ૩ ॥

**સર્વગાથા ૧૧૯**

## ઢાલ પાંચમી

અપણે સઉદાગર કુંહું ચલણુ ન દેસ્યું-એહની ઢાલ

[ રાગ કેદારઉ ]

માબહિની મિલી સખિયણ ટોલી
સીષ દેયઇ બાઈ મત થાયે ભોલી ॥ ૧ ॥
વિનય કરેજે બાઈ વિનય કરેજે
આપણાં સાસરિયાં માહિ સોભ ધરેજે-વિનય૦ ॥ આંકણી ॥
પ્રિઉ પહિલી ઉઠજે પરભાતે
દેવગુરુનામ ગ્રહણ સંઘાતે-વિનય૦ ॥ ૨ ॥
સાંતિનાથ પૂજે નિતમેવા
સદગુરુની બાઈ કરિજે સેવા-વિનય૦ ॥ ૩ ॥

સાસૂ જેઠાણી નંદલ પાસે તું પડિજે
સાચાઊં જૂઠઊ કિણુ સેતી મત લડિજે-વિનય૦ ॥ ૪ ॥

સગલી સુહાસણિયાંરી આસીસ લેજે
વડાં માણસનઇ કામ વતું મત દેજે-વિનય૦ ॥ ૫ ॥

જીવજતન દયાધરમ દીપાવે
હિંસા કરઈ તેહનઇ ઘણું સમજાવે-વિનય૦ ॥ ૬ ॥

પ્રિયુ પહિલી ભોજન મત કરિજે
ઉત્તમ કુલ આચાર આદરિજે-વિનય૦ ॥ ૭ ॥

મીંઠી બોલે બાઈ અમૃત વાણી
ઘણું સંતોષે અપણી જેઠાણી દેરાણી-વિનય૦ ॥ ૮ ॥

વડાં માણસ આયાં ઊઠિ ઊભી થાજે
જાતાં આઘેરી સંપ્રેડણ જાજે-વિનય૦ ॥ ૯ ॥

દઉલતિ હાથ કરે બાઈ દેતી
સંગતિ કરિજે બાઈ ઉત્તમ સેતી-વિનય૦ ॥૧૦॥

કષ્ટ પડચાં ભરતાર મ મૂંકે
કુલ આચાર થકી મત ચૂકે-વિનય૦ ॥૧૧॥

સીષ દેઈ મિલિ સહુ કો વલિયા
નલ દવદંતી આઘા ચલિયા-વિનય૦ ॥ ૧૨ ॥

પાંચમી ઢાલ કુલીન વહૂની
સમયસુંદર કહઇ એ સીષ સહૂની-વિનય૦ ॥ ૧૩ ॥

**સર્વગાથા ૧૩૨**

## દૂહા

ભલી પરિં ભરતારસું, બઈઠી વહિલિ મઝારિ
પગિ પગિ પ્રેમવચન કરી, સંતોષી નલ નારિ ॥ ૧ ॥
ઘણી ભૂમિ સંપ્રેડિનઈ, પાછઉ આયઉ ભીમ
ચાલ્યઉ કટકઉ ઉતાવલઉ, આવી અટવી સીમ ॥ ૨ ॥
મારગમાંહે આવતાં, આધી રાતિ મઝારિ
નલદવદંતી સાંભલ્યા, ભમરાંરા ઝંકાર ॥ ૩ ॥
અચરિજ નલનઈ ઊપનઉ, લસકર થંભ્યઉ તેથિ
દેષ્યઉ કચું દીસઇ નહી, ભમરા ગુંજઈ જેથિ ॥ ૪ ॥
દવદંતી પ્રિયુ પૂછીયઉ, કહઉ એ કુણ વિચાર
વૃક્ષ સુગંધ કિસઉ ઈહાં, ભમરા ગુંજઇ સાર ॥ ૫ ॥
નલ કહઇ નિરતિ પડઈ નહી, ઘોર ઘપટ અંધાર
કુણ જાણઇ ઇહાં છઇ કિસું, ઊભાં રહ્યાં લિગાર ॥ ૬ ॥
દવદંતી હાથ ફેરીયઉ, ભાલ ઉપરિ અવિલંબ
તેજપુંજ પ્રગટ્યઉ તિહાં, જાણે સૂરિજ બિંબ ॥ ૭ ॥
ઉજુયાલઉ સગલઇ હુયઉ, દીઠઉ સાધ નિગ્રંથ
એકાંતઇ કાઉસગ રહ્યઉ, સાધઈ મુગતિનઉ પંથ ॥ ૮ ॥

**સર્વગાથા ૧૪૦**

## ઢાલ છઠ્ઠી

સીલ સુરંગી ચૂનડી, પહિરઈ રાજુલ નારિ રે—એહની ઢાલ
અથવા
સહિએ સેવઉ ગોરિલઉ—એહની ઢાલ

નલદવદંતી આવિયા, સાધુ સમિપિ સુકોડ રે
દેઈ ત્રિણ્હ પ્રદક્ષણા, વાંદઇ બે કર જોડી રે ॥ ૧ ॥

બલિહારી તોરઇ નાંમનઇ, તું મોટઉ સાધુ મહંત રે
મુગતિ પંથનઇ સાધતઉ, કરઇ કાઉસગ એકંત રે બલિ૦ ॥ ૨ ॥
કટક સહૂ એકઠઉ થયઉ, દેષઇ સાધની દેહ રે
ધન ધન તું સહુ કો કહઇ, તોરી ઉત્તમ કરણી એહ રે બલિ૦ ॥ ૩ ॥
અસાર સંસાર જાંણી કરી, લીધઉ સંયમ ભાર રે
ઉતકૃષ્ટી કિરિયા કરઇ, રહઇ અટવી ડંડાકાર રે બાલ૦ ॥ ૪ ॥
કરમ છેદન કાઉસગ કરઇ, તપજપ ઉગ્ર વિહાર રે
દેહ તણી મમતા તજી, નિરમમ નિરહંકાર રે બલિ૦ ॥ ૫ ॥
મદ કરતઉ ગજ આવિયઉ ષાજિષણું ઇણ રુંષ રે
વાર વાર માથઉ ઘસઇં, પણિ મુનિવર નાણઇ દુર કરે બલિ૦ ॥ ૬ ॥
મેરુ અડિગ મુનિવર રહ્યઉ, ડોલ્યઉ નહી ય લગાર રે
મદ લપટાણઉ ડીલસું, પણિ સાધજી ન કરઇ સાર રે બલિ૦ ॥ ૭ ॥
મંદ સુગંધ અતિ વાસના, સહુ વન રહ્યઉ મહકાઇ રે
ભોગી ભમરા આવીયા, મુનિ તનુસું રહ્યા લપટાઇ રે બલિ૦ ॥ ૮ ॥
એ વિરતાંત કહ્યઉ નલઇ, આપણી બુદ્ધિ વિચાર રે
પરસંસા સહુ કો કરઈ, એ મોટઉ અણગાર રે બલિ૦ ॥ ૯ ॥
કરજોડી રાજા કહઈ, વીનતી એ અવધારિ રે
ધરમ સુણાવી તું સાધજી, અમ્હનઈ દુત્તર તારી રે બલિ૦ ॥૧૦॥
મુનિવર કાઉસગ પારિનઈ, બઇઠઉ ભૂમિ પ્રદેસ રે
અનિત્ય દિષાડયઉ આઉષઉ, દીધઉ ધ્રમ ઉપદેસ રે બલિ૦ ॥૧૧॥
નલરાજા પૂછઇ કહઉ, તિલક હુયઉ એ કેમ રે
પૂરવ પુણ્ય કીયા કિસા, તપજપ કિરિયા નેમ રે બલિ૦ ॥૧૨॥

અવધિ ન્યાની મુનિ ઉપદિસઇ, સુણિ રાજન વિરતંત રે
દવદંતી પહિલી હુંતી, નૃપની સ્ત્રી ધ્રમવંત રે રાજ૦ ॥૧૩॥
તીર્થંકરનઉ તપ કીયંઉ, ઉજમણઉ કીયઉ એહ રે
જિન ચઉવીસી નઇ ચાડિયા, રતન તિલક સુસનેહ રે રાજ૦ ॥૧૪॥
ભાલ તિલક હુયઉ ઇણ ભવઇ, આગલઇ ભવિ પણ સુખ રે
ઇમ જાણિનઇ ધ્રમ કરઉ, જિમ દેષઇ નહિ દુખ રે રાજ૦ ॥૧૫॥
વ્રત પચખાણ ક્રીયા ઘણાં, લાભ થયઉ ભરપૂર રે
નલદવદંતી નિષધ તણઉ, પ્રગટયઉ પુણ્ય અંકુર રે રાજ૦ ॥૧૬॥
કર જોડી સહુ કો કહઇ, ધનધન તુજ અવતાર રે
ધન માતા જિણ ઉરિ ધર્યઉ, તું સુગતિ તણઉ દાતાર રે રાજ૦ ॥૧૭॥
આજ જનમ સફલઉ થયઉ, આજ હુંયા નિઃપાપ રે
દરસણ દીઠઉ તાહરઉ, ધરમ સુણાયઉ આપ રે રાજ૦ ॥૧૮॥
તું જંગમ ભેટિયઉ, પૂરવ પુણ્ય પ્રમાણ રે
સાધુ વાંદી સહુ કો ચલ્યઉ, ગૃધૂંધૂં વાજઇ નીસાણ રે રાજ૦ ॥૧૯॥
છઠ્ઠી ઢાલ પૂરી થઈ, કીયા સાધનાં ગુણગ્રામ રે
સમયસુંદર કહઇ માહરઉ, સાધુનઇ નિત પરણામ રે રાજ૦ ॥૨૦॥

**સર્વગાથા ૧૬૦**

## દૂહા

ચાલ્યઉ નલ વલિ ચુંપસું, પહુતઉ નગરિ પાસિ
દવદંતીનઇ દિષાડતઉ, વનવાડી આવાસ ॥ ૧ ॥
આગઇ વધાઉ આવીયઉ, હરખ્યા સહુ નરનારિ
સબલ પઇસારઉ સજકરઇ, મંત્રી સરસિક દાર ॥ ૨ ॥

**સર્વગાથા ૧૬૨**

## ઢાલ સાતમી

લાપા ફૂલાણીરા ગીતની

કરઉ તિહાં કોટવાલ, કચરઉ બુહરાવી ગલિ આછી કરી
નિરમલ નીર છંટાવી, ફૂલ વિષેર્યા ગલિએ બહુ પરી ॥ ૧ ॥
બાંધ્યાં તોરણ બારિ, ઘરિ ઘરિ ગૂડી ઊંચી ઊછલઇ
સિણગાર્યા સવિ હાટ, પોલે આરીસા સૂરિજ ઝલહલઇ ॥ ૨ ॥
સોવન જડિત પલાણ, ઝુલમતિ ચાલઈ આગઇ હીસતા
મદઝરતા માતંગ, સીસ સિંદૂર્યા પરબત દીસતા ॥ ૩ ॥
વાજઇ વાજિત્ર તૂર, ભેરી નફેરી ભુંગલ ભરહરઇ
પુરુષાં હાથિ પ્રધાન, નવરંગ નેજા તાજી હરફરઇ ॥ ૪ ॥
સિર ધરી પૂરણ કુંભ, પદમની આવઇ સામ્હી મલપતી
ગાયઇ સોહલઉ ગીત, મોતી વધાવઇ સૂહવ મુલકતી ॥ ૫ ॥
નલ દવદંતી નારિ, જોડી વિધાત્રા સરિષી નિરમઈ
આપઇ સહુ આસીસ, અવિચલ જોડી હૂઇ જો નિરભઈ ॥ ૬ ॥
આયઉ નલ આવાસિ, માતપિતાની પૂગી મનરલી
સીલ તણઇ સુપસાય, આણંદ લીલ આસા ફલી ॥ ૭ ॥
શ્રી ખરતર ગછરાય, શ્રી જિણચંદ સુરીસરૂ
યુગપ્રધાન કહિવાયા, શ્રી જિનસિંઘ સૂરિ સુખકરૂ ॥ ૮ ॥
સકલચંદ તસુ સીસ, સમય સુંદર કહઇ ચિર જયઉ
સાતમી ઢાલ રસાલ, પહિલઉ ખંડ પૂરઉ થયઉ ॥ ૯ ॥

**સર્વગાથા ૧૭૧**

ઇતિ શ્રી નલદવદંતી સંબંધે સ્વયંવરામંડપવીવાહવર્ણનો નામ પ્રથમ ખંડ સમાપ્તઃ ॥ ૧ ॥

## ખંડ બીજો

### દૂહા

અંગ ઇગ્યાર કહ્યાં ઇહાં, બાર ઉપાંગ ઉદાર
છ છેદ ગ્રંથ છાના નહી, મૂલ સૂત્ર વલિ ચ્યાર ॥ ૧ ॥

દસે પઇન્ના દીપતા, નંદી અનુયોગ દાર
પઇંતાલીસ આગમ નમી, કહું બીજઉ ખંડ સાર ॥ ૨ ॥

નલદવદંતી નારિસું, સુષ ભોગવઇ અભંગ
નાના વિધ ક્રીડા રમઇ, આણી મન ઉછરંગ ॥ ૩ ॥

કબહી જલક્રીડા કરઇ, કબહી રમઇ ચઉગાંન
કબહી વિલસઇ વાગમઇં, કબહી સુણઇ ગીત ગાંન ॥ ૪ ॥

કબહી નારી પ્રેમસું, ખેલઇ પાસા સાર
કબહી પૂછઇ અતિ કઠિન, સાસ્ત્ર તણા સુવિચાર ॥ ૫ ॥

કબહી રંગમઇ રૂસણો, કબહી કરઇ કામ કેલિ
કબહી વજાડઇ વીણનઇં, કબહી રમઇ મન મેલિ ॥ ૬ ॥

કબહી ચઉબોલા કહઇ, દૂહા ગૂઢા છંદ
હીયાલી હુંસઇ કહઇ, અહનિસિ કરઇ આણંદ ॥ ૭ ॥

કુણ દેવ, કુણ ગુરુ ભલઉ, કુણ ભલઉ કહઉ ધર્મ
નરનારી બેઉ નિપુણ, પૂછઇ માહિલઉ મર્મ ॥ ૮ ॥

ઇમ વિનોદ કરતાં થકાં, નલદવદંતી નારિ
કાલ ગમાવઇ સુખમઇ, સફલ કરઇ અવતાર ॥ ૯ ॥

વરસ ગિણઇ માસ સારિખઉ, માસ તે દિવસ સમાન
દિવસ ઘડી સરિખઉ ગણઇ, ઘડી ગિણઇ ક્ષણમાંન ॥૧૦॥

નિષધરાય અવસરિ નિપુણ, નલનઇ દીધઉ રાજ
કૂબર જુવરાજા કીયઉ, આંપ કરઇ ધર્મ કાજ ॥૧૧॥
દીક્ષા લે રૂડી પરિ, પાલી પંચાચાર
તપજપ કરી અતિ આકરા, પહુતઉ સરગ મઝાર ॥૧૨॥
નલરાજા થાપ્યઉ નવઉ, પાલઇ રાજ અષંડ
પુણ્ય પ્રમાણઇ ભોગવઇ, ભરત તણા ત્રિણ ષંડ ॥૧૩॥
નામ કદંબ નરેસરૂ, તેજ પ્રતાપ પ્રચંડ
નલ આજ્ઞા નવિ માનતઉ, ભાંજયઉ તેવુ જ દંડ ॥૧૪॥
પ્રજા લોક આસીસ દ્યઈ, અમ્હે સુષી થયા આજ
પણિ કૂબર મથર વહઇ, લેવા વાંછઇ રાજ ॥૧૫॥

## ઢાલ પહિલી

(ચંદ્રાઉલારી)

કૂબર કૂડ કપટ ભર્યઉ રે, વાંછઇ આપનઇ રાજો
નલરાજા પ્રતિ ઇમ ભણઇ રે, રામ તિરમાં કાંઈ આજો
રામતિરમાં કાંઈ આજ રે ભાઈ
સારી પાસાંરી લીધી સજાઈ
બઇસિવા કાજિ જાજિમ વિછાઈ
લોક આયા દેષિ વાનઇ ધાઈ ॥૧॥
જી રાજેસરજી રે, આંપે રમસ્યાં પાસા સારિ
બાંધવ બે જણા રે, આંપે પામસ્યાં પરમાણંદ
એ ષેલ સુહામણા રે........ ॥ આંકણી ॥
બેઉ ભાઈ રામતિરમઇ રે, નાંષઈ પાસા જોરો
સારી સારઇ આંપણી રે, દાના ષતાં કરઇ સોરો

દાના ષતાં કરઇ સોર રે મોટઊ
નલ ભદ્ર કનઇ કૂબર ષોટઊ
તુરત એ રામતિ આવિસ્યઈ ત્રોટઊ
રાંજ લેઈ નઇ દેસ્યઇ લંગોટઊ ॥૨॥ જી રાજે૦

વ્યસન પડયા બેઊં જણા રે, રાતિ નઇ દિવસ રમંતિ
ભોજન વિધિ ભૂલી ગઈ રે, નયને નીંદ ગમંતિ
નયને નીંદ ગમંતિ રે હોડા
ઊડવઈ ઊંટ નઇ હાથી ઘોડા
જવહર જડિત કુંડલના જોડા
બાંહના બહરષા કનક ગંઠોડા ॥૩॥ જી રાજે૦

નલ ડાહઊપણિ સ્યું કરઇ રે, હારઇ વારો વારો
પાસઊ ન પડઇ પાધરઊ રે, દુસમણ જેમ વિચારો
દુસમણ જેમ વિચારો રે પાસઊ
માંગ્યઊ ન પડઈ દેષઊ તમાસઊ
એક હાણિ નઇ બીજઊ હાસઊ
હાસઊ કરતાં થયઊ વિષાસઊ ॥૪॥ જી રાજે૦

નલરાજા રમતઇ થકઇ રે, અનુક્રમિ હારિ રિદ્ધો
અંધારઇ પષિ ચંદ્ર મારે, જીમ એ વાત પ્રસિદ્ધો
જિમ એ વાત પ્રસિદ્ધો રે જૂટઇ
ષિણ ષિણ લષમી સગલી ષૂટઇ
અતિ તાણી જઇ તેતઊ ત્રૂટઈ
જેહની પાતલી તેહની ફૂટઇ ॥૫॥ જી રાજે૦

કૂબર આંણંદ અતિ ઘણુઊં રે, પ્રજા લોક કરઇ દુઃખો
અંધારી રાતિ સહુ દુઃષી રે, ઘૂયડ પામઇ સુખો

ધૂયડ પામઇ સુખો રે હોહા
લોક કહઇ કહઉ કીજઇ કાહા
નલ ઉઠાડઉ ઝાલી બાહા
રાજ ગમાડયઇ કો નહિ લાહા ॥૬॥ જી રાજે૦

દવદંતી વાત સાંભલી રે, આવી પ્રિયુનઈ પાસો
બે કર જોડી વિનવઇ રે, એક સુણઉ અરદાસો
એક સુણઉ અરદાસ અમ્હારી
ઊઠિ ઊભા થાયઉ વ્યસન નિવારી
ઘરની રિદ્ધિ ઘણેરી હારી
બાલિ રામતિએ પાસા સારી ॥૭॥ જી રાજે૦

ઘૂત, માંસ, વેશ્યા, સુરા રે, પાપરથી પરદારો
ચોરી, વ્યસન સાતે બુરા રે, દુરગતિના દાતારો
દુરગતિના દાતારો રે સાતે
ઘર જાયઇ ઇણ વ્યસનની વાતે
ભીષ માંગી જઇ દિવસે જાતે
પિંડ ભરીયઇ પાપ રે ઘાતે ॥૮॥ જી રાજે૦

મુંહતા પાસિ વારા વિયઉ રે, કાં તું હારઇ રાજો
રાજ વિના સહુ સ્વારથી રે, છોડી જાસ્યઇ આજો
છોડી જાસ્યઇ આજો રે કંતા
એ વાતની મુજ સબલી ચિંતા
વ્યસન સેવ્યા તે ગયા તદંતા
વડાવડેરા એમ કહંતા ॥૯॥ જી રાજે૦

કહ્યઉ ન માનઇ કેહનઉ રે, કહઉ હિવ કીજઇ કેમો
અંકુસ વસિ આવઇ નહી રે, મદઝરતઉ ગજ જેમો

મદઝરતઉ ગજ જેમો રે સદાઈ
ષપ ષી જિનઇ સહુ રહી લોગાઈ
ઉપજઇ નહી યહ કી કતિ કાઈ
દવદંતી પાછી વલી આઈ ॥૧૦॥ જી રાજે૦
નલ અંતેઉર હારીયઉ રે, હારી દવદંતી નારો
ગ્રહસમઈ ચન્દ્રમા કૌમુદી રે, જિમ તારાં પરિવારો
જિમ તારાં પરિવારો રે હાર્યઉ
નલ રાજા પણિ ન રહ્યઉ વાર્યઉ
નલ નૃપનઉ અધિકાર ઉતાર્યઉ
કૂબર આંપણઉ કાંષ સમાર્યઉ ॥૧૧॥ જી રાજે૦
ઢાલ પહિલી બીજા ખંડની રે, વ્યસન મ સેવજયો કોયો
સમયસુંદર કહઇ જિમ તુમ્હે રે, સુખી થાસ્યઉ સહુ કોયો
સુખી થાસ્યઉ સહુ કોયો રે ધરમઇ
વાત લાગી છઈ સગલી કરમઇ
મરણ તઉ આજ કે કાલ્હે પરમઇ
સમયસુંદર કહઇ રાહજયો સરમઇ ॥૧૨॥ જી રાજે૦

**સર્વગાથા ૨૭**

## દૂહા

હિય કૂબર રાજા થયઉ, પ્રગટયઉ આણંદ પૂર
નિસનેહઉ નલનઇ કહઇ, દેસ છાંડિ જા દૂર ॥ ૧ ॥
પિતા રાજ તુજ આપીયઉ, દૈવઇ લીધઉ સોઇ
મુજનઇ રાજ પાસઇ દીયઉ, દોસ નહી મુજ કોઇ ॥ ૨ ॥
તુરત આવી બઇઠઉ તષત, ચામર છત્ર ધરંતિ
ષલક લોક આગઇ ષડા ષિજમતિ ખૂબ કરંતિ ॥ ૩ ॥

**સર્વગાથા ૩૦**

## ઢાલ બીજી

મારૂરાય નરવર તેડઉ રે સાહિબા—એહની ઢાલ

[ રાગ મારુણી ]

નલ નગરીથી નીસર્યઉ રે રાય, છોડી રિદ્ધિ આવાસ
દવદંતી સાથિ ચાલી રે રાય, તનુ છાયા જિમ તાસ ॥ ૧ ॥
વાલ્હેસર રાય,
તુમ્હ વિણ ઘડી રે છ માસ
પ્રજાલોક આક્રંદ કરઇ રે રાય,
કુણ પૂરસ્યઈ અમ્હ આસ
રંગીલારાય,
વ્હાલેસર રાય,
તુમ્હ વિણ ઘડી રે છ માસ ॥આંકણી॥

કૂબર આડઉ આવિયઉ રે રાય, બોલઇ આકરા બોલ
દવદંતી જાવા નદ્યું રે રાય, મહુલ હુસઇ એ અમોલ
—વાલ્હે૦ ॥ ૨ ॥

કૂબરનઇ સહુ કો કહઇ રે રાય, મ કરિ તું મોટઉ અન્યાય
ભઉજાઈ માતા સમી રે રાય, કિમ એ કુકરમ થાય
—વાલ્હે૦ ॥ ૩ ॥

જલ વિણ મછલી ક્યું રહઈ રે રાય, ચતુર તું ચિત્ત વિચાર
દવદંતી ન રહઈ કિમઇ રે રાય, પ્રિયુ વિણ એક લિગાર
—વાલ્હે૦ ॥ ૪ ॥

કેસર કેસમણિ સાપની રે રાય, કૃપણ તણઉ ધન જેમ
જીવતાં હાથ પડઇ નહી રે રાય, સતીય પયોહર તેમ
—વાલ્હે૦ ॥ ૫ ॥

ઇમ લોકે સમજાવીયઉ રે રાય, કૂબર કુદરતી રાય
રથ બઇસારી રે દવદંતી રે રાય, પ્રણમઇ ભઉજાઈ પાય
—વાલ્હે૦ ॥ ૬ ॥

નલ તે રથ પાછઉ દીયઉ રે રાય, જિમ સઉ તેમ પંચાસ
તિણ ખંડની રિદ્ધિ જઉ તજી રે રાય, રથની કેહી આસ
—વાલ્હે૦ ॥ ૭ ॥

પાલી નારિ આગઇ કરી રે રાય, નીસર્યઉ નલ વનવાસ
સંપ્રેડણ સાથી ચલ્યા રે રાય, ષલક લોગાઈ ષવાસ
—વાલ્હે૦ ॥ ૮ ॥

રોયઇ પીટઇ રસબડઇ રે રાય, પરિજન કરઇ રે પુકાર
હા હા દેવ તઈ સ્યું કીયઉ રે રાય, સ્યું કીયઉ તઇ કરતાર
—વાલ્હે૦ ॥ ૯ ॥

નલ સરિષઉ જગિ કો નહિ રે રાય, પરજાનઉ પ્રતિપાલ
ન્યાયવંત નિરલોભીયઉ રે રાય, હિત વચ્છલ કિરપાલ
—વાલ્હે૦ ॥૧૦॥

દાસી રોયઈ રસબડઇ રે રાય, અમ્હે કિમ નાવું લાર
તરુ ભાગઉ માલઉ પડયઉ રે રાય, અમ્હનઇ કુણ આધાર
—વાલ્હે૦ ॥૧૧॥

ક્રીડા મૃગ સુક સારિકા રે રાય, ગૃહ પારાપત મોર
સંપ્રેડણ આયા તિહાં રે રાય, દુખિયા કરઈ અતિ સોર
—વાલ્હે૦ ॥૧૨॥

કૂબર જઉ મૂંકઇ કિમઇ રે રાય, તઉ અમ્હે આવું સાથિ
અમ્હે પશુપંષી પરવસૂ રે રાય, તુમ્હે જીવન તુમ્હે આથિ
—વાલ્હે૦ ॥૧૩॥

ધિગ ધિગ દેવ છઈ તુજનઇ રે રાય, નલનઇ અવથા દીધ
અથવા સહજ એ તાહરઉ રે રાય, ચંદ્ર કલંકી કીધ
—વાલ્હે૦ ॥૧૪॥

જઉ ત્રેવડિ હુંતી તાહરઇ રે રાય, રાજ ઉદ્દાલી લેસિ
ભરત ત્રિખંડ તણઉ ધણી રે રાય, કીધઉ કાંય નરેસ
—વાલ્હે૦ ॥૧૫॥

પ્રિય પૂઠઈ જાતિ થકી રે રાય, દવદંતી કહઈ એમ
અનુમતિ દ્યઉ પસુપંષિયા રે રાય, જાતાં પગ વહઇ જેમ
—વાલ્હે૦ ॥૧૬॥

નગર લોક પસુપંષિયા રે રાય, સહુસું કીધી સીષ
રોતી સહુ રોવાવિયા રે રાય, દુષ દીયઉ આંપ સરીષ
—વાલ્હે૦ ॥૧૭॥

સતીય સરાપથી બીહતઉ રે રાય, ફૂરસતઉ નહી કરસૂર
ભૂંહ ઉપરિ પાલી ચલી રે રાય, અલવાણી અતિ દૂર
—વાલ્હે૦ ॥૧૮॥

વઉલાવી પાછા વલ્યા રે રાય, નરનારી સુસનેહ
પણિ ધરતી ભારણ હુઈ રે રાય, નયણે વરસઇ મેહ
—વાલ્હે૦ ॥૧૯॥

આપ આપણે ઘરે સહુ ગયા રે રાય, ચિટપટિ ચિત્ત ન જાત
વીસારી પાણ ન વીસરઇ રે રાય, નલદવદંતી વાત
—વાલ્હે૦ ॥૨૦॥

ઢાલ બીજી બીજા ખંડની રે રાય, મારુણી રાગ બંધાણ
સમયસુંદર પાઠક કહઇ રે રાય, કરમ કરઈ તે પ્રમાણ
—વાલ્હે૦ ॥૨૧॥

**સર્વગાથા ૫૧**

## દૂહા

ચીતાર્યઉ નલ ચાલતાં, જ્ઞાની ગુરુનઉ બોલ
બાલપણઇ બોલ્યઉ હું તેઉ, મુજનઈ વચન અમોલ ॥ ૧ ॥
થાંભઉ પાંચસઇ હાથનઉ, જણ ઉપાડઇ જેય
નગર અયોધ્યાનઉ ધણી, નિશ્ચઇ હુઇસ્યઈ તેહ ॥ ૨ ॥
નલ અતુલી બલ નાંષીયઉ, તે થાંભઉ ઉછેડિ
નલ નિશ્ચય કીયઉ ઇસઉ, હું થિર રાજા નેટિ ॥ ૩ ॥
નલ દેસઉટઈ નીસર્યઉ, દવદંતી લે સાથિ
એ વન વાડી દેષિઉ, દેષાડઇ નિજ હાંથિ ॥ ૪ ॥
સતી ચરણ ફરસઈ કરી, પૃથિવી હુઈ નિ પાપ
રજ રૂપઈ ઊંચી ગઈ, એ એ સીલ પ્રતાપ ॥ ૫ ॥
તપઇ તે તાવડ આકરઉ, દવદંતી ન ષમાય
છેહડઈ સું કરઇ છાંહડી, મારગમઇ નલરાય ॥ ૬ ॥
દવદંતી થાકી થકી, બઈસઈ મારગ માહિ
નલ ઉઠાડી હાથસું, વિલગાડઇ નિજ બાહ ॥ ૭ ॥
ધરતી બલિ ઊઠી ઘણું, દાઝઇ પગ સુકમાલ
નલ આંપણઉ ઊંઢણ ધરઇ, પગ નીચઇ તતકાલ ॥ ૮ ॥
દવદંતી તરસી થઈ, પગિ પગિ માંગઇ નીર
નલ પાયઈ જલ આણિનઇ, છાંટઇ સયલ સરીર ॥ ૯ ॥
કિહાં મારગિ બઇસઇ સુવઇ, કિહાં વિસામઉ લેઈ
સાસીણી ચાલઇ સતી, હાથ બેઉ કડિ દેઈ ॥૧૦॥
આગઈ જાતાં આવિયઉ, મોટઉ એક તલાવ
પી પાણી ત્રિપતા થયા, રાતિ રહ્યા સમભાવ ॥૧૧॥

**સર્વગાથા ૬૨**

## ઢાલ ત્રીજી

ઘડી ઘડી રૂસણુઉ—એહની ઢાલ

નલ દવદંતી બે પ્રહસમઇ ચાલ્યા રે,
　　મારગ માહે સહું દુઃખ સાલ્યારે ॥ ૧ ॥ ધિગ્ ધિગ્ દૈવનઇ
જિણ એ અવસ્થા દીધી રે,
　　ત્રિણ ખંડની રિદ્ધિ ઉદાલીનઈ લીધી રે ॥ ૨ ॥ ધિગ્૦
ઈક દિન અટવી આવી અતિ મોટી રે,
　　દિન પણિ આથમ્યઉ વેલા પણિ ષોટી રે ॥ ૩ ॥ ધિગ્૦
સૂરિજ આથમ્યઉ હું નહી રહું રે,
　　નલ દુષ દેસ્યઈ હું નહી સહું રે ॥ ૪ ॥ ધિગ્૦
હાથ પગ ધોયા નદી તણઈ પાંણી રે,
　　જલ પીધઉ નલ દવદંતી રાણી રે ॥ ૫ ॥ ધિગ્૦
એક લતાગૃહ મંડપ માંહે રે,
　　વિશ્રામ લેવા આયા તે ઉછાહે રે ॥ ૬ ॥ ધિગ્૦
સિલાતલ ઉપરિ સુકુમાર કાયા રે,
　　કંકેલિ પલ્લવ હેઠિ વિછાયા રે ॥ ૭ ॥ ધિગ્૦
મત બીરે દવદંતી દુહવાયઇ રે,
　　અરધઉ ઊઢણુઉ નલ હેઠિ વિછાયઇ રે ॥ ૮ ॥ ધિગ્૦
નઉકાર સમરી બેઉ જણ સૂતા રે,
　　દે આલિંગન પ્રેમ પ્રભૂતા રે ॥ ૯ ॥ ધિગ્૦
દવદંતીનઈ ભરનિદ્રા આવી રે,
　　નલ રહ્યઉ જાગતઉ મિટઈ નહી ભાવિ રે ॥૧૦॥ ધિગ્૦

નલ ઇમ ચિંતવઇ કહઉ કિહાં જાંઉ રે,
સાસરઈ જાઉં તઉ લોકીક ન પાઉં રે ॥૧૧॥ ધિગ્૦

પરદેસિ જાસ્યું જિહાં પિછાણઇ નહિ કોઈ રે,
સુખદુખ સહુનઈ સરજ્યા હોઇ રે ॥૧૨॥ ધિગ્૦

પરદેશ ભમતાં દવદંતી નારી રે,
પગ બંધણ મુજ પ્રતિબંધ ભારી રે ॥૧૩॥ ધિગ્૦

નારીનઈ હું છોડિસ્યું ઇણ વન માંહે રે,
મત કદિ જાગસ્યઇ તઉ રહિસ્યઈ છેહડઉ
સાહે રે ॥૧૪॥ ધિગ્૦

ઇણ અવસરિ ઢાલ થઈ ત્રીજી પૂરી રે,
સમયસુંદર કહઈ વાત તઉ અધૂરી રે ॥૧૫॥ ધિગ્૦

**સર્વગાથા ૭૭**

## ઢાલ ચઉથી

[ રાગ કાનડઉ ]

પ્રિયડા માનઉ રે હમ બોલ—એહની ઢાલ

દવદંતીની બાહસ્યું રે, નલનઉ વીટાણઉ હાથ
છોડાયઉ છોડઇ નહી, પણિ નલ થયો નિરદય નાથ ॥ ૧ ॥

કામિની તું મુંકિ નઈ રે મોરઉ હાથ, હિવ તુજ મુજ કેહઉ સાથ
હું ચંડાલ પાપી થયઉ રે, બાપડી મુંકી દે બાથ ॥ ૨ ॥ કામિની૦

કલ્પવૃક્ષ જાણિ આશ્રયઉ રે, તઇ મુજનઇ ભરતાર
એરંડીયઉ થઈ નીમડયઉ રે, તું નઈ મુંકિસિ ડંડાકાર ॥ ૩ ॥ કામિની૦

રતન અમૂલિક જાણિનઇ રે, ગાંઠિ બાંધ્યઉ તાણિ
પણિ હું પાથર નીમડયઉ રે, ભાવઇ જાણિ મ જાણિ ॥ ૪ ॥ કામિની૦

નીલી પાચિલે પરષતાં રે, નીમડયઉ જાઈ કાચ
નિરગુણ નલ હું નીમડયઉ રે, સુંદરિ જાણિ તું સાચ ॥ ૫ ॥ કામિની૦

સોનઉ જાણિનઈ સંગ્રહ્યઉ રે, નીમડયઉ પીતલ એહ
દવદંતી તું જાણિજે રે, નલ થયઉ અતિ નિસનેહ ॥ ૬ ॥ કામિની૦

હંસઈ જાણ્યઉ સરભલઉ રે, મુજ હોસ્યઈ ચિરકાલ
પહિલઈ ચાંચ ચબૂકડઇ રે, થારઈ નીસરીઉ સેવાલ ॥ ૭ ॥ કામિની૦

ફિટ રે વિધાતા તું પાંતર્યઉ રે, કાક હંસી સંગ કીધ
અથવા અજુગતઉ તું કરઈ રે, તઇ કેતકી નઇ અપવિત્ર દીધ ॥૮॥ કામિની૦

સંવરામંડપ માંડિયઉ રે, બઈઠા રાજવી કોડિ
સહૂ તજિનઈ નલતઇ વર્યઉ રે, પણિ નલનઇ લાગી ષોડિ ॥૯॥ કામિની૦

હલુયઇ સઈ હાથ કાઢીયઉ રે, નિદ્રામાંહિ નલરાય
આલિંગન અલગઉ કીયઉ રે, મુજ ફરસઇ પાપ થાય ॥૧૦॥ કામિની૦

વલિ નલરાજા ચિંતવઇ રે, વસ્ત્ર રહ્યઉ મ્હારઉ હેઠિ
કુણ દવદંતી કુણ હું રે, છોડિસિ નહી હું તઉ નેઠિ ॥૧૧॥ કામિની૦

કાઢી નલ કિરપાણિકા રે, મુંકિ મુંક તું કોસ
મઇં મુંકયા કોસ માહરા રે, તું કરઇ કેહઉ સોસ ॥૧૨॥ કામિની૦

લીધી હાથી કૃપાણિકા રે, છેદિવા માંડયઉ ચીર
જિમણઉ ડાવાનઈ કહઇ રે, આવિ તું ચીર છેદિ ચીર ॥૧૩॥ કામિની૦

ચઉરી માંહે મઇં ચડી રે, જિણ પરણી બહુ પ્રેમ
જિમણઉ કહઇ મુજ ચીરનઇ રે, છેદતાં આવઇ કેમ ॥૧૪॥ કામિની૦

ડાવઉ જિમણાનઇં કહઇ રે, સાંભલિ મોરી મીત
હથ લેવઇ રસતઇં લીયઉ રે, તે વાત આણી તું ચીત ॥૧૫॥ કામિની૦

કંસાર ષાધઉ તઇ એકલઇ રે, મુજનઇ ન તેડયઉ તેથિ
તું પેઠૂ તૂં મંગતઉ રે, મુજ કયું તેડઇ એથિ ॥૧૬॥ કામિની૦

ભોજન જીમઇ તું ભલા રે, માષી વીજાવઇ મુજ
તું નાસઇ તીર નાંષતાં રે, હું આગઇ કરું ઝુઝ્ઝ ॥૧૭॥ કામિની૦

તું વીટઇ સિર પાઘડી રે, હુ સમારિ કરું સૂલ
હું ભારીષમઉ તોલતાં રે, તે વાત ગઈ તુજ ભૂલ ॥૧૮॥ કામિની૦

ડાવઉ જિમણઉ બે મિલી રે, વીનતી કરઇ સુણિ રાય
બીજું કહઇ તેમ્હે કરાં રે, પણિ ચંડાલ કરમ ન થાય ॥૧૯॥ કામિની૦

સુણિ ડાવા નલ વીનવઇ રે, જિમણઉ આધક કહાય
પૂજા સરમણ દાન દ્યઇ રે, પુણ્યઇં પાપ ઠેલાય ॥૨૦॥ કામિની૦

નલ કહઇ કામ કરઉ તુમ્હે રે, જઉ કરઉ માહરી આસ
પાપ સહૂ સિર માહરઇ રે, જિમ સઉ તિમ પંચાસ ॥૨૧॥ કામિની૦

ઇમ સમજાવી હાથનઇ રે, છેદ્યઉ આધઉ ચીર
નલ છેદ્યઉ જાણે નેહલઉ રે, પણિ નયણાં વરસઇ નીર ॥૨૨॥ કામિની૦

તુજનઇ ડર ભય કો નહિ રે, સીલ તણઇ પરભાવિ
વેસાસ દ્રોહ તઉ મઇં કીયઉ રે, તુંનઇ છોડિ ઇણ પ્રસ્તાવિ ॥૨૩॥ કામિની૦

કરસંવાદ કહ્યઉ ઇહાં રે, કવિ કલ્લોલ છઇ તેહ
સમયસુંદર કહઇ સમજિજ્યો રે, ચઉથી ઢાલ છઇ એહ ॥૨૪॥ કામિની૦

સર્વગાથા ૧૦૧

## દૂહા

નલ નીસરતઉ ઇમ કહઇ, નિદ્રા કરિ ઉપગાર
દવદંતી આંષિ મીચજે, મત મુજ આવઇ લાર ॥ ૧ ॥

તઇં ન તજઉ દૂષણ ભર્યઉ, મઇ છોડી નિરદોસ
વેસાસ દ્રોહી હું હૂઉ, મ કરિ માહરઉ સોસ ॥ ૨ ॥

દવદંતી તું જાણિજે, છેહિલઉ મુજ પરણામ
મત રોવઇ જાગી થકી, નલ સું કેહઉ કામ ॥ ૩ ॥

ઇમ કહિનઇ નિજ રુધિરસું, વસ્ત્ર ઉપરિ નલરાય
અક્ષર તિહાં એહવા લિખ્યા, નયણાં નીર ભરાય ॥ ૪ ॥

ડાવઉ મારગ પીહરનઉ, જિમણઉ સાસરઈ જાઇ
ડાવઇ વડ જિમણી દિસઇ, કેસૂડાં વણરાય ॥ ૫ ॥

જિહાં ભાવઇ તિહાં જાઇ જે, તુજ નઇ કિસઉ અંદેસ
હું મુખ કેમ દિષાડીસું, ફિરતઉ દેસ વિદેસ ॥ ૬ ॥

એહવા અક્ષર નલ લિષી, ચાલ્યઉ દુષ ભરપૂર
પાછઉ ફિર જોતઉ થકઉં, દવદંતી મુખ દૂરિ ॥ ૭ ॥

ચાલતાં પગ પાછા પડઈ, વલિ પાછઉ વલ્યઉ પ્રેમ
દવદંતી મુખ દેષનઇ, દૈવપ્રતઇ કહઇ એમ ॥ ૮ ॥

હા ધિગ દેવતઈ જઉ સુખી, દવદંતી નઇ કીધ
તઉ વલિ એહવી દુખ તણી, કહિકાં અવસ્થા દીધ ॥ ૯ ॥

ઓર વૃક્ષ ઉછેરિનઇ, છેદઇ નહી નર કોય
કલ્પવેલિ ફૂલી ફલી, કાપઇ મૂરિષ સોય ॥૧૦॥

અથવા એહ વિધાતરા, જડમતિ જગત્ત અનિષ્ટ
એહવણ ચંદ્ર નીપાઇ નઇ, રાહુ તણુઉ ઘઇ કષ્ટ ॥૧૧॥

વલિ કહઇ રે વનદેવતા, સાંભલિજ્યો મુજ બોલ
નિરદય મત થાજ્યો તુમ્હે, વિધિની પરઇ નિટોલ ॥૧૨॥

તિમ કરિજો જિમ એ ઇહાં, દેષઇ નહી અતિ દુખ
પ્રહ ઊઠીનઈ પાધરઉ, મારગ પામઇ સુખ ॥૧૩॥

ઇમ કહતઉ આઘઉ થયઉ, અદેશ હૂયઉ તતકાલ
ઉપદ્રવ કો મત કરઉ, જીવજંતુ વિકરાલ ॥૧૪॥

પાછઉ જઈ પાસઇ રહું, લતા માહિ લપટાય
રાષું રમણી રંગસું, રાતિ સીમ નિરપાય ॥૧૫॥

હું પરભાતે ચાલિસૂં, એ પણિ ચલઉ પરભાતિ
બિહુ માહિ એકણિ મારગઇં, સીલ સત્ત સંઘાત ॥૧૬॥

ઇમ ચિંતવિ પાછઉ વલ્યઉ, સૂતઉ વેલિ વિચાલિ
પ્રિયા દેષિ સૂતિ થકી, નલ ચિંતવઇ જંજાલ ॥૧૭॥

સૂરિજ પણિ નવિ દેષતી, સૂતી સેજ તલાઈ
તે દવદંતી સાથરઇ, સૂતી ભૂમિ વિછાય ॥૧૮॥

હા હા નલ દુષ્ટાતમા, કાં તું ભસમ ન હોઇ
નિરપરાધ નિજ કામિની, અબલા તજઇ ન કોઈ ॥૧૯॥

ઇમ ચિંતવતાં ચિત્તમઇં, વેગિ વિહાણી રાતિ
નલ આંસૂ જલ નાંષતઉ, ઉઠિ ચલ્યઉ પરભાતિ ॥૨૦॥

**સર્વગાથા ૧૨૧**

# ઢાલ પાંચમી

જકડીની

શ્રી નવકાર મનિ ધ્યાઇયઇ—એહની ઢાલ

અથવા

ઇક દિન મહાજન આવએ—એહની ઢાલ

[ રાગ ગઊડી ]

મન દૃઢ કરિ નલ ચાલિયઊ, ગયઊ અલગઊ અતિ દૂરોજી
દાવાનલ બલતઊ થકઊ, દીઠઊ પ્રબલ પડૂરોજી
દીઠઊ તે પ્રબલ પડૂર, ભડહડ બલઇ વનખંડ રુંષડા
આક્રંદ સબદ કરઇ કોલાહલ, બલઇ પંષી બાપડા
મૃગ રોઝ સૂયર સસા ત્રાસઇં, સીંહ પુંછ ઊછાલિયઊ
દેષતાં કાયર ચિત્ત કાંપઇ, મનદૃઢ કરિ નલ ચાલિયઊ ॥ ૧ ॥

સબદ નલઇ એક સાંભલ્યઊ, મનુષ્ય તણી તે ભાષો જી
ઇશ્વાકુ વંસ વિભૂષણ, નલ મુજનઇ રાષિ રાષો જી
રાષિ રાષિ મુજનઇ અગનિ, બલતઊ સુણી રાજા તિહાં ગયઊ
વેલડી માંહે સાપ વીયઊ, દેષી નલ અચરિજ થયઊ
પૂછિયઊ વંસ નઇ નામ માહરઊ, સાપતઇ કિમ અટકલ્યઊ
અહિ કહઇ અવધિ છઇ જ્ઞાન મુજ નઇ,સબદ નલઇ એક સાંભલ્યઊ ॥ ૨ ॥

પૂરવ ભવ અભ્યાસ તઇ, ભાષા મનુષ્યની જાણોજી
કરિ ઉપગાર તું મુજ નઇ, પ્રારથના પરમાણોજી
પરમાણુ પ્રારથના કરી, નલ નાંષિ ઉત્તરા સંગનઇ
વેલિથી તુરત વિછોડિઊ, રહઊ લીયઊ તેહ ભુજંગનઇ
વનગહન માંહે મુંકતાં નલ, કરડસ્યઊ કિણ વાસતઇ
નલ કહઇ એ ઉપગારના ફલ, પૂરવ ભવ અભ્યાસતઇ ૩ ॥

આંષિ ઉઘાડઇ જે સીહની, તે હિ જનઇ સીહ ષાયોજી
દૂધ પાતાં જૂઅઇ અહી, દૃષ્ટાંત એહ કહાયોજી
દૃષ્ટાંત એહ કહાય ઇહાં કણિ, નલ કહઇ ઇમ સાપનઇ
કૂબડઉ રૂપ કુરૂપ દેષઇ, તિણ સમય નલ આંપનઇ
વયરાગ આયઉ લેઉ ચારિત્ર, કરું વાત નિરીહની
ઇમ નલ નરેસ કરઇ વિમાસણ, આંષી ઉઘાડઇ જે સીહની ॥ ૪ ॥

આપ ફીટી દેવતા થયઉ, નયણે દેષઇ નરિંદોજી
ચલત કુંડલ આભ્રણ ભલા, તેજઇ તે જાણિ દિણંદોજી
તેજઇ તે જાણિ દિણંદ પ્રગટયઉ, કહઇ મ કરિ તું દુખ એ
તાહરઉ તાત હું નિષધ નામઇ, કરિસિ તુજનઇં સુખ એ
વ્રત પાલિ સૂધઉ કરી અણસણ, પાંચમઇ સરગઇં ગયઉ
બત્રીસ બદ્ધ પંડિત નાટક, સાપ ફીટી દેવતા થયઉ ॥ ૫ ॥

જ્ઞાન અવધિ છઇ માહરઇ, દેષ્યઉ કષ્ટ દુરંતોજી
તુજ સાંનિધિ કરિવા ભણી, હું ઇહાં આયઉં તુરંતોજી
હું ઇહાં આયઉ તુરંતમાય, રૂપ ફેર્યઉ મઇં સહી
કૂબડઇ રૂપ થકઇ ફિરતાં, ઉલષઇ તુજ કો નહી
દીક્ષા તણી નહિ વાત હિવણાં, ભોગ કરમ છઇ તાહરઇ
અવસર જણાવીસિ વ્રત તણઉ હું, જ્ઞાન અવધિ છઇ માહરઇ ॥ ૬ ॥

નાલેર લ્યઇ દેવ નીમીયઉ, આભ્રણ કરંડ સુરંગોજી
નાલેર વસ્ત્ર તું પહિરિજે, જબ રૂપ ફેરઇ ચંગોજી
જબ રૂપ ફેરઇ ચંગ અપણુઉ, મૂલગઉ રૂપ જબ કરઇ
આભરણ પહિરે કરંડ કેરા, દેસ પ્રદેસે મત ફિરઇ
તું કહઇ તેથિ ઉપાડ મુકું, પુત્રનઇ પ્રેમઇ લીયઉ
ઇમ કહઇ નલનઇ નિષધ સુરવર, નાલેર લ્યઇ દેવ નીમીયઉ ॥ ૭ ॥

નલ કહઇ મુંકિ સુંસમાપુરઇ, દેવ મુંકયઉ લે તે દ્યોજી
નલ દેષઇ ષિણ આપનઇ, સુંસમાપુર પોલિ જે ઘોજી
સુંસમાપુર પોલિ તેથિ પહુતઉ, કોલાહલ થયઉ તિણ સમઇ
દૂરિ રે દૂરિ પોઈસ લોકો, સહૂ ટલિજયો ઇક ગમઇ
અસવાર ચિહું દિસિ કહઇ, એહવઉ નલ સુણી અચરિજ ધરઇ
દેષિયઉ એહવઇ એક હાથી, આવતઉ સુંસમાપુરઇ ॥ ૮ ॥

આલાન થંભ ઉષેડીયઉ, હાથી છૂટઉ પ્રચંડોજી
સુંડા દંડઉ લાલતઉ, મદ ઝરઇં બેઉં ગંડોજી
મદ ઝરઇ બેઉ ગંડ ચિહું દિસિ, ભમર ગુંજારવ કરઇ
ગડડંત ગાજઇ મેહની પરિ, નગરમાંહિ છૂટઉ ફિરઇ
ઘરહાટ પાડઇ માણસ મારઇ, નગરલોક દુઃખી કીયઉ
કોઇ પુરુષ તેહનઇ ઝાલિ ન સકઇ, આલાન થંભ ઉષેડિયઉ ॥ ૯ ॥

રાજપુરુષ કહઇ એહવઉ, હાથી ઝાલઇ જે કોજી
દધિપર્ણ રાજા તેહનઇં, આપઇ રિદ્ધિ અછેહોજી
આપઇ તે રિદ્ધિ અછેહ તેહનઇ, નલ સબદ ઇમ સાંભલ્યઉ
આવીયઉ હાથી પાસિ સામ્હઉ, સંચ ઝાલણ અટકલ્યઉ
માર્યઉ રે માર્યઉ કૂબડા તું, દેષિ ગજ યમ જેહવઉ
ઇમ કહઇ નગરી લોક સગલા, રાજપુરુષ કહઇ એહવઉ ॥૧૦॥

નલરાજા નિરભી થકઉ, ષેલાવઇ માતંગોજી
લઘલાઘવી કલા કેલવઇ, ગજસું માંડઇ જંગોજી
ગજસું માંડઇ તે જંગ કબહી, સુંડિસું સામ્હઉ અડઇ
કબઇ ઊડિ જાયઇ ગીત ગાયઇ, કબહી ઝાલઇ પુંછડઇ

વસ્ત્રનઉ ગોટઉ નાંષીયઉ, નલ તેહનઇ ગજ ધાઈ ધકઉ
નલ કૂદિ ઊંચઉ ચડયઉ ઉપરિ, નલરાજા નિરખી થકઉ ॥૧૧॥

માથઈ અંકુસ મારીયઉ, વસિ કીધઉ ગજરાજોજી
ધન ધન લોક સહુ કહઇ, એ કોઈ નર સિરતાજોજી
સિરતાજ એ કોઈ કૂબડઉ, નર દેવદાનવ સારિષઉ
દધિપર્ણ રાજા પોલિ ઉપરિ, ચડયઉ દેષઇ પારિષઉ
નલરાય હાથી ચડયઉ આવઇ, પોલિ વિચિ પરિવારિયઉ
રાય રત્નમાલા ઠવી કંઠઈ, માથઇ અંકુસ મારિયઉ ॥૧૨॥

કૂબડઇ હાથી બાંધીયઉ, આલાન થંભઇ આણોજી
રાજા પાસઇ આવિયઉ, નલરાજા મહા જાણોજી
મહા જાણ રાજા હુયઉ હરષિત, આંપણઈ ષોલઇ લીયઉ
આભરણ વસ્ત્ર દુકુલ ઉત્તમ, દ્રવ્ય પરિઘલ આપીયઉ
દધિપર્ણ રાજા પાસિ રાષ્યઉ, આદરમાન ઘણઉ દીયઉ
ઈમ સમયસુંદર કહઇ પાંચમી, ઢાલ હાથી બાંધીયઉ ॥૧૩॥

બીજઉ ખંડ પૂરઉ થયઉ, ચઉથી ઢાલ રસાલોજી
નલરાજા સુખ પામીયઉ, સુંસમાનગર વિચાલોજી
સુંસમાનગર વિચાલ ગિરુયા, ગચ્છ ખરતર અતિ ભલા
જિણચંદ સુગહ પ્રધાન, જિનસિંહ સૂરિ નિરમલ ગુણનિલા
ગણિ સકલચંદ વિનેય સદગુરુ, ગોત્ર રીહડ ચિર જયઉ
ઉવઝાય પભણઈ સમયસુંદર, બીજઉ ખંડ પૂરઉ થયઉ ॥૧૪॥

**સર્વગાથા ૧૩૫**

ઈતિ શ્રી નલદવદંતી ચરિત્રે રાજ્યહરણ, દવદંતી ત્યાગ-વર્ણનો નામ દ્વિતીયઃ ખંડઃ સંપૂર્ણઃ ॥૨॥

## ખંડ ત્રીજો

### દૂહા

નાણ અનઇ દંસણ ચરિત, મુગતિ તણઉ એ પંથ
એક મના આરાધતાં, મુગતિ ગયા નિગ્રંથ ॥ ૧ ॥
એ ત્રિહુંનઇ પ્રણમી કરી, બોલું ત્રીજઉ ખંડ
નલ સંબંધ મીઠઉ ઘણું, જાણે ષીરસું ખંડ ॥ ૨ ॥

### ઢાલ પહિલી

જિણવરસું મેરઉ મન લીણઉ—એ ગીતની ઢાલ
( રાગ આસાઉરી )

આદરમાન દેઇ ઘણઉ, તેડી આંપણઇ પાસિ રે
શ્રી દધિપર્ણ નરેસ પૂછઇ, આંણી મનિ ઉલાસ રે ॥ ૧ ॥
કહિ સાચી વાત કૂબડા, તું કિહાં વસઇ કુટંબ છઇ કેથિ રે
ગજઝાલણ કલા કિહાં થકી તું, કિમ આયઉ કહિ એથિ રે ॥ ૨ ॥ કહિ૦
સુણી રાજન કહિઇ કૂબડઉ, મુજ જનમ અયોધ્યા ઠામ રે
કુટંબ સહુ કો તિહાં વસઇ, મુજ હુંડિક એહવું નામ રે ॥ ૩ ॥ કહિ૦
નલરાજા તિહાં છત્રપતી, હું તેહનઉ સૂયાર રે
તિણ આંપણી સગલી કલા, મુજનઇ દીધી હિતકાર રે ॥ ૪ ॥ કહિ૦
સૂર્યપાક નામ રસવતી, જિમતાં સષરસવાદ રે
નલ જાણઇ કે હું જાણું, પણિ તેહ તણઇ પરસાદ રે ॥ ૫ ॥ કહિ૦
નલ રાજા જૂયટઇ રમ્યઉ, કૂબર ભાઈ સાથિ રે
દેસ સહુ નલ હારિયઉ, વલિહારી સગલી આથિ રે ॥ ૬ ॥ કહિ૦

દવદંતી લે નિસર્યંઉ, નલ લીધઉ વનવાસ રે
તે મુંયઉ મઇં સાંભલ્યઉ, હું ન ગયઉ કૂબર પાસિ રે ॥૭॥ કહિ૦
સકલ કલા જાણતું સુણ્યઉ, હું આયઉ ઇહાં તેણજી
ગુણિયણ વિણ જાણઇ નહી, કોઈ ગુણિયણનઉ ગુણ જેણ રે ॥૮॥ કહિ૦
નલ નિરવાણ સુણીનઇ રાજા, રોયઉ શ્રી દધિપર્ણ રે
મૃત કારિજ કીધા સહુ, તે જાણઇં ચારે વર્ણ રે ॥૯॥ કહિ૦
ઇક દિન રસવતી કલા દિષાવઈ, થાલી મૂંકઇ ધૂપ રે
સૂરિજ દેવ વિદ્યા નલ સમરી, નીપનઉ સ્વાદ અનૂપ રે ॥૧૦॥ કહિ૦
ભોજન જીમિ મીઠઉ ભલઉ, સંતોષાણઉ રાય રે
પાંચ સય ગામ ટકા લાષા રોકડ, કરઇ કૂબડનઇ પસાઉ રે ॥૧૧॥ કહિ૦
હુંડિક ગામ ન લીધઉ કોઈ, અધિકઉ લોભ ન કોય રે
લાષ ટકા વસ્ત્રાદિક લીધા, વસિ કીધઉ નૃપ સોય રે ॥૧૨॥ કહિ૦
કહઇ રાજા જે તું માગઇ, તે હું દેઉ તુઝ્ઝ રે
કહઇ કૂબડઉ હું કાંઈ ન માગું, વાત સુણઉ એક મુઝ્ઝ રે ॥૧૩॥ કહિ૦
સાતે વ્યસન નિવારિ દેસમઇ, રાજા માની વાત રે
દેસમાંહિ ઢંઢેરઉ ફેર્યંઉ, ધરમી રાય કહાય રે ॥૧૪॥ કહિ૦
સુખ સમાધિ હુંડિક નઇ રહતાં, વરસ ગયા તિહાં કેઇ રે
પહિલી ઢાલ ખંડ ત્રીજાની, સમયસુંદર પભણેઇ રે ॥૧૫॥ કહિ૦

**સર્વગાથા ૧૭**

## દૂહા

એક દિન હુંડિક કૂબડઉ, ગયઉ સરોવર તીર
બઇઠઉ તરુ છાયા તલઇ, પણિ મનમઇ દિલગીર ॥૧॥

વિપ્ર એક આવિ કરી, બઇઠઉ ઢુંકિક પાસિ
ગીત ગોહિ કરિ શ્લોક બે, કહુઉં નાંખિ નીસાસ ॥ ૨ ॥
॥ तथा हि ॥

નિરદય દુષ્ટ કુસાતમા, નિરલજ આનંદ નિરાસ
નલ જિમ મુંકી કો નહી, જિણ છોડી સુકલત્ર ॥ ૩ ॥
વનમઇ સુંદરી એકલી, સૂતી પ્રિયુ વેસાસ
બલિજલિ ભસમ હુયઉ નહી, જિણ તજી નારિ નિરાસ ॥ ૪ ॥
વિરહી રાગ સિલોક બે, સાંભલતાં તતકાલ
નલ આંખે આંસૂ ઝરઇ, જાણે નીર પ્રણાલ ॥ ૫ ॥
સર્વગાથા ૨૨

## ઢાલ બીજી

આઇલઉ પરણત પ્રેમલો રે લાલ—એહની ઢાલ
અથવા તો
ગઢઇ મેવાડ઼ લોડિયઉ રે લાલ—એહની ઢાલ

કહઇ કૂબડઉ તે વિપ્રનઇ રે લાલ
કુણ ગીત કહ્યઉ રસાલ રે પંથિડા
મુજ પણિ કરુણા ઊપની રે લાલ
દેખિ મુજ આંસૂ પ્રણાલ રે પંથિડા ॥ ૧ ॥

કહિ તું કિહાંથી આવીયઉ રે લાલ
કુણ તુજ નામ કહાત રે પંથિડા
નલરાજા પાપી તણી રે લાલ
તઇ કિહાં સુણી એ વાત રે પંથિડા ॥ ૨ ॥ કહઇ કૂબડ૦

કહઇ પંથી સુણિ કૂબડા રે લાલ
કુસલઉ માહરઉ નામ રે પંથિડા
કુંડિનપુરથી આવીયઉ રે લાલ
વાત સુણી ગામિ ગામિ રે પંથિડા ॥ ૩ ॥ કહઈ કૂબડ૦

કુબજ કહઇ મઇ સુણી હુતી રે લાલ
પહિલી પણિ વાત એહ રે પંથિડા
નારિ તજી નલ નીસર્યઉ રે લાલ
કહિ પછઈ તિહાં થયું જેહ રે પંથિડા ॥ ૪ ॥ કહઈ કૂબડ૦

રૂપ કહઇ બ્રાંભણ સુણિ કૂબડા રે લાલ
નલ છોડયાં પછી નારિ રે પંથિડા
દવદંતી સુહણઉ લહ્યઉ રે લાલ
પ્રહસમઇ ઇણ પરકારિ રે પંથિડા ॥ ૫ ॥ કહઈ કૂબડ૦

ફૂલ્યઇ ફલઇ આંબઇ ચઢી રે લાલ
ફલ ષાઇવા હું સાર રે પંથિડા
આંબઉ ગજઉ ન મલિયઉ રે લાલ
ભૂંહ પડી હું નિરધાર રે પંથિડા ॥ ૬ ॥ કહઈ કૂબડ૦

ઝબકિ જાગી નઇ ઝલફલી રે લાલ
પ્રિયુ દેષઇ નહી પાસિ રે પંથિડા
ચલચિત જોયઇ ચિહું દિસઇ રે લાલ
નલ વિણુ થઈ નિરાસ રે પંથિડા ॥ ૭ ॥ કહઈ કૂબડ૦

દવદંતી ઈમ ચીંતવઇ રે લાલ
કે હા, પાપ કીયા મઈ કોડિ રે પંથિડા

ડંડાકાર અટવી પડી રે લાલ
 પ્રિયુ પણિ ગયઉ મુંનઈ છોડિ રે પંથિડા ॥૮॥ કહઇ કૂ્બડ૦

પ્રિયુ પાણી લેવા ગયઉ રે લાલ
 સરોવર સ્નાન નિમિત્ત રે પંથિડા
અથવા કાપિ વિદ્યાધરી રે લાલ
 લેઈ ગઈ ચંચલ ચિત્ત રે પંથિડા ॥૯॥ કહઇ કૂ્બડ૦

અથવા પ્રિયુ હાસઉ કીયઉ રે લાલ
 છિપિ છાનઉ રહ્યઉ એથિ રે, પંથિડા
હિવણાં હું ઢુંઢી કાઢસ્યું રે લાલ
 મુજ આગઇ જાયઇ કેથિ રે, પંથિડા ॥૧૦॥ કહઇ કૂ્બડ૦

દવદંતી ઊઠી કરી રે લાલ
 વનિ વનિ જોયઉ કંત રે પંથિડા
વૃક્ષ વૃક્ષ જોયઉ વાલહઉ રે લાલ
 પણિ ન લહ્યઉ સોઝંત રે પંથિડા ॥૧૧॥ કહઇ કૂ્બડ૦

રોવા લાગી હૂ્બકઇ રે લાલ
 કારવા લાગી વિલાપ રે, પંથિડા
આવિ આવિ કંત ઉતાવલઉ રે લાલ
 દોહિલઉ વિરહનઉ વ્યાપ રે પંથિડા ॥૧૨॥ કહઇ કૂ્બડ૦

અતિ હાસઉ કિમ કીજયઇ રે લાલ
 મુજ પ્રાણ છૂટાં જાય રે પંથિડા
મઇ તુજ નઇ છોડયઉ નહી રે લાલ
 મુજ છોડઈ તું કાંઇ રે પંથિડા ॥૧૩॥ કહઇ કૂ્બડ૦

ઇત્યાદિક વચને કરી રે લાલ
નયણે ન દીઠઉ નાહ રે પંથિડા
સુપન વિચાર્યઉ સુંદરી રે લાલ
નારી થઈ નિરુછાહ રે, પંથિડા ॥૧૪॥ કહઇ કૂબડ૦

બીજી ઢાલ પૂરી થઈ રે લાલ
નારી ન લહ્યઉ ભરતાર રે પંથિડા
સમયસુંદર કહઇ હું કહું રે લાલ
કરઇ સિગલઉ કરતાર રે પંથિડા ॥૧૫॥ કહઇ કૂબડ૦

**સર્વગાથા ૩૭**

## દૂહા

આંબઉ પ્રીતમ માહરઉ, ફૂલફલાદિક રાજ
ફલ સબાદ તે ભોગરસ, ભમર સમાન સમાજ ॥ ૧ ॥

રાજ સરિષઉ કૂબર હૂયઉ, રાજ ભ્રંશ ઉનમૂલ
પ્રિયુ વિણુ હું ધરતી પડી, દૈવ થયઉ પ્રતિકૂલ ॥ ૨ ॥

વલ્લભ તઉ દુરલંભ થયઉ, સુપન તણઇ અનુસાર
હા હા, હિવહું સ્યું કરું, કાંઇ સિરજી કરતાર ॥ ૩ ॥

**સર્વગાથા ૪૦**

## ઢાલ ત્રીજી

પ્રિયુ ચલે પરદેસ સબઇ ગુણ લે ચલે
હીયરઈ કુલપકમાર જંજીરી દે ગએ—એહની ઢાલ

હે હે દોષી દૈવ તઈ મુજનઇ સ્યું કીયું
તે મુજ દીધું દુખ જે ફાટિ પડઇ હીયું ॥ ૧ ॥ હે૦

મુરછિત હુઈ દુખમાંહિ ધ્રસકિ ધરણી પડી
વાય સચેતન કીધ રોયઇ રનમઇ ષડી ॥ ૨ ॥ હેં૦

વિરહ વિલાપ અનેક કરઇ તે કામિની
દિન દુખમઈ નહિ જાત જાસ્યઇ કિમ યામિની ॥ ૩ ॥ હેં૦

હા નાથ કેહઉ ભાર તું નઇ હું ચાઢતી
ષજમતિ કરતી ષૂણ ન છેહ દિષાડતી ॥ ૪ ॥ હેં૦

આજ તાંઈ એ અન્યાય અધર્મ ન કો થયઉ
ડંડાકાર મઇ નારિ છોડી નાસી ગયઉ ॥ ૫ ॥ હેં૦

ચઉરી ચડણરી હુંસિ પુરુષ સગલા કરઇ
પણિ નિરવાહણ વેલ ઘણેરા દુઃખ ધરઇ ॥ ૬ ॥ હેં૦

નલનઉ નહી કો દોસ વિલાપ કરું કિસા
કીધા કરમ કઠોર તે ફલ પામ્યા તિસા ॥ ૭ ॥ હેં૦

કે મઇ કેહના નાહ નિપટ ભંભેરિયા
કામિની વિરહ વિયોગ દીયા મન ફેરીયા ॥ ૮ ॥ હેં૦

કે મઇ કેહના પુત્ર વિછોટચા માતથી
કે મઇ માર્યઉ નાહ અભાગિણી લાતથી ॥ ૯ ॥ હેં૦

કે મઇ થાપણિ માલ પરાયા રાષીયા
કે મઇં દીધા કલંક કે કૂડા ભાષીયા ॥૧૦॥ હેં૦

કે મઇ મારી સઉકિ મહા કામણ કરી
કે મઇ કૂડી સાષ દિવાણિ ચડી ભરી ॥૧૧॥ હેં૦

કે મઇ કેહના ગરભ ગલાયા પાપિણી
કે ડંસ્યા નરરત્ન કિણઇ ભવિ સાપિણી ॥૧૨॥ હેં૦

કે કીધી પરતાતિ અઇસી કરિ ચઉતરઈ
કે મઇ કઠિન પ્રહાર દીયા જિણથી મરઇં ॥૧૩॥ હે૦

કે અપણા માબાપ દીક્ષા ગુરુ ઊલવ્યા
કે મઇં વિણુજ વ્યાપારિ મુગધજન ભોલવ્યા ॥૧૪॥ હે૦

કે પસુયાંનઇ ચારિ નીરણ વીસરગઈ
કે પાંચા નહી નીર મુયા દુખિયા થઈ ॥૧૫॥ હે૦

કે ષાધા દેવદ્રવ્ય સાધારણ દ્રવ્ય લીયા
કે દેવ કારાછપીછ ઘરે વપરાવિયા ॥૧૬॥ હે૦

કે મઈ પાપિણી સાધુ મહાંત સંતાપીયા
કે કોહરમાંહિ ઘાલી વરત મઈં કાપીયા ॥૧૭॥ હે૦

કે મારગ વિચિમાહિ જતી મઈં ષોસીયા
કે મઈં કૂપ તલાવ નદી દ્રહ સોષિયા ॥૧૮॥ હે૦

કે તાલઉ પડકુંચિ રતન મઇ ચોરિયા
કે સુલ્યા ધાન સજીવ આધ્રણુ મઇ ઊરિઆ. ॥૧૯॥ હે૦

કે જૂં માંકણ લીષ મઇ નાંખ્યા તાવડઇ
એ લાગા મુજ પાપ પડી દુખ આવડઇ ॥૨૦॥ હે૦

દવદંતી વનમાંહિ કરઇ દુખ એકલી
રોતા વિરહ વિલાપ રોયાવી મિરગલી ॥૨૧॥ હે૦

ત્રીજી ઢાલ કહી પણિ દવદંતી દુખી
સમયસુંદર કહઇ સીલ પ્રસાદ હુસ્યઇ સુખી ॥૨૨॥ હે૦

**સર્વગાથા ૬૨**

## દૂહા

દિન સારઉ ભમતી થકી, અટવી ડંડાકાર
સસલાં સૂયર રોઝ મૃગ, પૂછંતી ભરતાર ॥ ૧ ॥

રવિ જાણ્યું એ વિરહણી, મત મુજ મરઇ હજૂર
દેષી ન સકું હું નજરિ, તિણ આથમીયઉ સૂર ॥ ૨ ॥

ચંદઇ કીધઉ ચાંદ્રણઉ, વાધ્યઉ મદન વિકાર
દવદંતી અતિ દુખ થયઉ, ખંત ઊપરિ જિમ ખાર ॥ ૩ ॥

દવદંતી વિહબલ થઈ, પ્રીતમસું બહુ પ્રેમ
સસિહરસું સંદેસડઉ, પ્રિયનઇ પાઠવઇ એમ ॥ ૪ ॥

**સર્વગાથા ૬૬**

## ઢાલ ચઉથી

[ભાવનરી]

હો સાયર સુત સોહામણા—સોહામણા રે
હો સાંભલિ સગુણ સંદેસ
હો ગગન મંડલ ગતિ તાહરી—તાહરી રે
હો દેષઇ સગલા તું દેસ
દેષઇ સગલા દેસ ॥ ૧ ॥

ચંદલિયા સંદેસઉ રે કહે મ્હારો કંત નઇ રે
થારી અબલા કરઇ અંદેસ
અબલા કરઇ અંદેસ
નાહલિયઇ વિહુણી રે નારિ હું કયું રહું રે ॥ ૨ ॥

હો વાલિં ભમઇં તું વારીયઉ—વારીયઉ રે
હો જૂવટઇ રમિવા તું મ જાય

હો રાજ હારી નલ નીસર્યઉ—નીસર્યઉ રે
હો વનમાંહિ ગયઉ વિલષાય ॥ ૩ ॥
વનમાંહિ ગયઉ વિલષાય-ચં૦

હો નલ તુજસું હું નીસરી—નીસરી રે
હો આંગ મિ લીધઉ દુખ આધ

હો મુજનઇ તું છોડી ગયઉ—છોડી ગયઉ રે
હો ઇંવડઉ કિસઉ અપરાધ ॥ ૪ ॥
ઇવડઉ કિસઉ અપરાધ-ચં૦

હો સૂતી મુંકી કાં સતી—કાં સતી રે
હો પ્રમદા ન જાણી તઇ પીર
હો હાથે જિણિ પરણી હુંતી, પરણી હુંતી રે

હો ચતુર કપાણુઉ કિમ ચીર ॥ ૫ ॥
ચતુર કપાણુઉ કિમ ચીર-ચં૦

ઝબાક જાગી લાગી ઝૂરીવા—ઝૂરીવા રે
હો પ્રિય તું ન દીઠઉ રે પાસિ

હો વનિ વનિ જોયઉ તુંનઇ વાલહા—વાલહા રે
હો સાદ પણિ કીધા સઉ પંચાસ ॥ ૬ ॥
સાદ પણિ કીધા સઉ પંચાસ-ચં૦

હો નિરતિ ન પામી થારી નાહલા—નાહલા રે
હો પગિ પગિ મૃગલી પણિ પૂછિ
હો રોઈ રોઈ મુંઈ હું રાંનમઇ—રાનમઇં રે
હો મહિયલિ પડી હું મૂર્છિ ॥ ૭ ॥
મહિયલિ પડી હું મૂર્છિ-ચં૦

હો કીધું તઈ તે ન કો કરઇ—ન કો કરઇ રે
હો પુરુષાં ગમાડી પરતીતિ
હો વેસાસ ભાગણિ હિવ વાલહા—વાલહા રે
હો પુરુષાં કેહી રે પ્રીતિ ॥ ૮ ॥
પુરુષાં કેહી રે પ્રીતિ-ચં૦

હો દૃષ્ટાંત થારણિ નલ દાષસ્યઇ—દાષસ્યઇ રે
હો કવિયણ કેરી રે કોડિ
હો પુરુષ કૂડા મહા કપટીયા—કપટીયા રે
હો ખરી લગાડી નર ષોડિ ॥ ૯ ॥
ખરી લગાડી નર ષોડિ-ચં૦

હો એહવા સંવાદસું ઊલંભડા—ઊલંભડા રે
હો દીધા દવદંતી નારિ
હો ચઊથી ઢાલ પૂરી કરી—પૂરી કરી રે
હો સમયસુંદર સુવિચાર ॥૧૦॥
સમયસુંદર સુવિચાર-ચં૦

**સર્વગાથા ૭૬**

## ઢાલ પાંચમી

તિણ અવસરિ એક ભીલ
આવિ ઊભઊ રહ્યઊ-એ મૃગાવતીરી ઢાલ

અથવા

જંબૂદ્વીપ મઝારિ ભરતખેત્ર માંહે
હથિણા ઊર પુર સલહીયઇ--એહની ઢાલ

દવદંતી તિહાં દીઠ, અક્ષર એહવા
પટ અંતર પ્રિયુડઇ લિખ્યા એ
સાસરઊ પીહર બેઊં, પંથ બતાવીયા
હિત કરિ મુજ દીધી શિક્ષા એ ॥ ૧ ॥
પામી પરમાણંદ, મનસું વિમાસિઊ
પીહરિ જાઇસિ પાધરી એ
કંત વિહૂણી નારિ, સાસરઇ સ્યું કરઇ
રૂપ યોવંન જો ખિમભરી એ ॥ ૨ ॥
પગિ પગિ લાગઇ દોસ, લોક લાગૂ ઘણા
તે થોડા જે છાવરઇ એ
પીહરિ પ્રીતા લોક, માબાપ વત્સલ
છતી અછતી તે કરઇ એ ॥ ૩ ॥
દવદંતી નલ નારિ, બીહતી બાપડી
ચાલી ચિહું દિસિ જોવતી એ
એકલી અબલા નારિ, કહઊ કેથી થાઊ.
દડદડ દુખભરી રોવતી એ ॥ ૪ ॥

મલમલિન તસુ વસ્ત્ર, ધૂલી ધૂસર તનુ
છૂટઇ વેણી દંડસું એ
જાણિ દલિદ્રી નારિ, દીન દયામણી
ચાલી સીલ અખંડસું એ ॥ ૫ ॥

સુણિ જાંગુલિ જિમ સાપ, સીહ દેષી ગજ
વાઘ દેષિ જિમ આગિનઇ એ
સીલ તણઇ પરભાવિ, દવદંતી દેષિ
ભય સગલા ગયા ભાગિનઇ એ ॥ ૬ ॥

વલિય વિમાસઇ એમ, સાથે મિલઇ કોઈ
અટવી લાંઘુ તેહસું એ
તેહવઇ દીઠઉ સાથ, આગલિ આવતઉ
ખલક લોક છઇ જેહસું એ ॥ ૭ ॥

દવદંતી તે સાથ, માંહિ જાઇ મિલી
મન સંતોષ થયઉ તિણ ઘડીએ
હાક બુંબ પોકાર, કોલાહલ થયઉ
ચોર ધાડિ આવી પડીએ ॥ ૮ ॥

દવદંતી કહઇ એમ, બાંહ ઊંચી કરી
રે રે ચોર ચરડ જણા એ
મઇ રાખ્યઉ એ સાથ, કુણ લૂટી સકઇ
નિફલ પ્રયાસ એ તુંમ્હ તણા એ ॥ ૯ ॥

એ વાઉલી કરઇ વાત, ચોર ચિહું દિસિ
સાથ લૂટણ તતપર થયા એ

સતી કીયઉ હુંકાર, સીહણિની પરિં
તસ્કર મૃગ ત્રાસી ગયા એ ॥૧૦॥
કુલ દેવી જિમ એહ, સાનિધિ કારિણી
એ નારી અમ્હનઇ હુઈ એ
સાર્થવાહ સહુ સાથ, ચરણ કમલ નમી
ભગતિ જુગતિ કરઇ જૂજૂઈ એ ॥૧૧॥
પૂછઇ સારથવાહ, કુણ તું કામિની
કિમ એકલી વનમઇ ભમે એ
સતીય સહોદર તુલ્ય, સારથવાહનઇ
વાત કહઇ સહુ અનુક્રમઇ એ ॥૧૨॥
એક કીયઉ ઉપગાર, નલનારી વલી
આદરમાન દેઈ કરી એ
દવદંતી નઇ તેડિ, ડેરઇ આંપણઇ
રાષી અતિ રૂડી પરી એ ॥૧૩॥
સ્નાન ભોજન બહુ ભક્તિ, કીધી સોહિલી
મારગખેદ ગમાડીયઉ એ
આરાધી મન શુદ્ધ, કુલદેવી જિમ
પ્રત્યુપકાર દિષાડીયઉ એ ॥૧૪॥
એહવઇ વૂઠઉ મેહ, ત્રિણ્હિ દિવસ સીમ
એકમેક જલથલ કીયા એ
એતઉ રહિસ્યઇ સાથ, કાલ ઘણઉ ઇહાં
સતીયઇ એમ વિમાસીયા એ ॥૧૫॥

દવદંતી સાથ છોડિ, છાની નીસરી
જાતિ કિણુ જાણી નહી એ
આગઇ જાતાં એક, દીઠઉ રાક્ષસ
રુદ્રરૂપ આયઉ વહી એ ॥૧૬॥
કાલરૂપ વિકરાલ, ભીમ ભયંકર
મુંડ રુંડ માલા ધરઇ એ
અગનિ તણી મુખિ જાલ, દાઢ કાતી જિસી
યમ સરિષઉ ષાઉ ષાઉ કરઇ એ ॥૧૭॥
બોલઇ ભૂત ભરાડ, હું ભુષઉ ઘણું
ષાઇસિ તુજનઇ બાપડી એ
સતીય કહઇ વાત, એક હું કહું આપણી
પડષિ પડષિ એક ઘાપડી એ ॥૧૮॥
જિન ધ્રમ નઇ પરસાદિ, મુજ મરણ તણુઉ
તુજથી ડર ભય કો નહી એ
પણિ સતી પરિ નારિ, મુજનઇ ફરસતઉ
તું બલિ ભસમ હોઇસિ સહી એ ॥૧૯॥
કહઇ રાક્ષસ કર જોડિ, સત્ત સાહસ કરી,
તુષ્ટમાન થયઉ તુજ્જ નઇ એ
કહિ તું નઇ કિસું અભીષ્ટ, તે સહુ હું કરું
ઘઇ આદેસ તું મુજ્જ નઇ એ ॥૨૦॥
કહઇ દવદંતી નારિ, જઉ તૂઠઉં તું તઉ
કહી મુજ પ્રીય મિલસઇ કદા એ

અવધિ જ્ઞાન પર ઝુંઝી, કહઇ તે રાક્ષસ
બાર વરસ મિલસ્યઇ મુદા એ ॥૨૧॥
વલિ કહઇ વ્યંતર વેગિ, બાપતણે ઘરે
ઉપાડી પહુતી કરું એ
સતીય કહઇ સુણિ દેવ, પ્રિયુ મેલઉ કહ્યઉ
એ ઉપગાર મોટઉ ધરું એ ॥૨૨॥
પણિ પર પુરુષ સંઘાતિ, મુઝ જાવઉ નહી
સ્વસ્તિ રસ્તૂ તુજનઇ સદા એ
દિવ્યરૂપ તે દેવ, રૂપ પ્રગટ કરી
પદ પ્રણમી પહુતઉ તદા એ ॥૨૩॥
ત્રીજા ખંડની ઢાલ, એ પાંચમી કહી
ગઈ ઘણેરી આપદા એ
સમયસુંદર કહઇ એમ, દવદંતી સતી
પગિ પગિ લહિસઇ સંપદા એ ॥૨૪॥
યુગ પ્રધાન જિણચંદ, પાટે પ્રભાકર
શ્રી જિનસિંહ સૂરીસરૂ એ
સકલચંદ સુપસાય, ખંડ ત્રીજઉ ભણ્યઉ
સમયસુંદર સંપતિ કરૂ એ ॥૨૫॥

**સર્વગાથા ૧૦૧**

ઇતિશ્રી નલદવદંતી સંબંધે નલસૂર્યપાક રસવતી કલાપ્રગટના, વિપ્રસમાગમ, દવદંતીવિરહવિલાપ, સાર્થરક્ષણ, રાક્ષસરંજન વર્ણનો નામ તૃતીય ખંડ પૂર્ણ: ॥

## ખંડ ચોથો

### દૂહા

અરિહંત સિદ્ધ સુસાધગુરુ, કેવલિભાષિત ધર્મ
એ ચ્યારે સરણા કહ્યા, જિન સાસનનઉ મર્મ ॥ ૧ ॥
એ ચિહુનઇ પ્રણમી કરી, ચઉથઉ ખંડ કહેસિ
દવદંતી સંબંધ કહિ, સીલ કલા સલહેસિ ॥ ૨ ॥

### ઢાલ પહિલી

[ હાંઝરરી ]

હિવ દવદંતી નારિ, વરસે બારે હો પ્રિયુ મેલઉ સુણ્યઉ
પ્રિયુ ન મિલઇ તાસીમ, અભિગ્રહ કીધા હો એહવા આકરા ॥ ૧ ॥
રાતા વસ્ત્ર રંગીલ, હું નહી પહિરું હો પ્રિયુ દીઠાં વિણા
સારસુશ્રૂષા ડીલ, સ્નાન મંજન હો પ્રિયુવિણ પરિહર્યાં ॥ ૨ ॥
તાંસીમ તજ્યા તંબોલ, જાસીમ પ્રીતમ હો નહી દ્યઇ હાથસું
ન કરું ચંદન ષોલ, વિગઇ ન ષાઉં હો વાલિ ભવિણ કદે ॥ ૩ ॥
અભિગ્રહ લેઈ એમ, દવદંતી ચાલી હો આગઇ ઉતાવલી
પહુતી કુસલેષેમ, પરબત ઉપરિ હો જાઇ ઊંચી ચડી ॥ ૪ ॥
રહીય ગુફામાંહિ જાઇ, વરસાલાસીમ હો નિશ્ચલ મન કરી
પ્રતિમા નવી નીપાય, સષર માટીની હો શ્રી શાંતિનાથની ॥ ૫ ॥
માંડી ગુફા મઝાર, ફુલફૂલ આણી હો નિત પૂજા કરઇ
સુધુ સમકિત સાર, મનસુધ પાલઇ હો દવદંતી સતી ॥ ૬ ॥

એકાંતર ઉપવાસ, ફલફૂલ ષાયઇ હો તપનઇ પારણઇ
પંચપરમેષ્ટિ અભ્યાસ, તપજપ કરતી હો દવદંતી રહઇ ॥ ૭ ॥

નારિ નયણ વિસાલ, સીલસુરંગી હો દવદંતી સતી
ચઉથા ખંડની ઢાલ, પહિલી વહિલી હો સમયસુંદર ભણઇ ॥ ૮ ॥

**સર્વગાથા ૯**

## ઢાલ બીજી

[ ચઉપઈની ]

હિવ દેષઇ નહી સારથવાહ, દવદંતી નઇ ડેરામાહિ
મત ઉપદ્રવ થાયઇ ઊઠિ, પગલેઈ નઇ ચાલ્યઉ પૂઠિ ॥ ૧ ॥

ગુફા પાસિ આયઉ અનુક્રમઇ, દવદંતી દીઠી ઉત્તમઇ
પૂજા કરતી પ્રતિમાતણી, ભાવભગતિ આંણી મનિ ઘણી ॥ ૨ ॥

કરી પ્રણામનઇ બઈઠઉ પાસિ, સતીય બોલયઉ મન ઉલાસ
સાર્થવાહ કહઇ કુણ દેવ, સારઇ તું જેહની નિત સેવ ॥ ૩ ॥

કહઇ દવદંતી શ્રી શાંતિનાથ, મુગતઇ જાતાં મેલઇ સાથ
એ છઇ તીર્થંકર સોલમઉ, ચક્રવર્ત્તિ એહી જ પાંચમઉ ॥ ૪ ॥

એહ ગોષ્ટિ સાંભલિ સુપ્રસન્ન, આયા તાપસ જે આસન્ન
સાર્થવાહનઇ તાપસ ભણી, સતી કહઈ વાત જિન ધ્રમ તણી ॥ ૫ ॥

સાધનનઇ શ્રાવકનઉ ધર્મ, જિન ધર્મ કેરઉ એહી જ મર્મ
જીવદયા પાલી જઇ ખરી, ભવસમુદ્ર તારણ વરત્તરી ॥ ૬ ॥

અરિહંત દેવ અનઇ ગુરુ સાધ, કેવલી ભાષિત ધર્મ અબાધ
એ સમકિત સૂધઉ સરહદઇ, તે નર સુર પદવી સુખ લહઇ ॥ ૭ ॥

સાર્થવાહ સુણી ઉપદેસ, પ્રતિબુધઉ સંકા નહી લેસ
દવદંતીનઇ ધર્મગુરુ કીધ, શ્રાવકના સૂધાવ્રત દીધ ॥ ૮ ॥

પહિલઉ હું તઉ હું નામ વસંત, હિવ યથાર્થ કીધઉ ગુણવંત
ધર્મતિલકનઇ સૌરભ કરી, સાર્થવાહ કહઇ ઇણ પરી ॥૯॥

એહવઇ વૂઠઉ સબલઉ મેહ, ભીજણ લાગી તાપસ દેહ
પર્વતના આયા જલપૂર, કહઇ તાપસ કિમહી ટલઇ દૂર ॥૧૦॥

મ બીહઉ મ બીહઉ તાપસ તુમ્હે, ઉપદ્રવ થાસ્યઇ નહિ કિમે
સતી કહઇ રહિ જો નિરભીક, આશ્રમ ચિહું દિસિ દીધી લીક ॥૧૧॥

કહિવા લાગીઉં ચઇસાદિ. અરિહંત દેવતણઇ પરસાદ
સાચઇ મનિ જઉ હું છું સતી, તઉ હિવ મેહ મ વરસઉ રતી ॥૧૨॥

મેઘવૃષ્ટિ થંભી તતકાલ, તાપસ વિસમય થયઉ વિસાલ
અહો અચિંત્ય શક્તિ એહવી, દેવસમાન દીસઇ કેહવી ॥૧૩॥

દયારહિત નિંદઇ નિજ ધર્મ, સાચઉ જાણ્યઉ જિનધર્મમર્મ
તાપસ પણિ પ્રતિબૂધા સવે, જયવંતઉ જિનધર્મ ભવ ભવે ॥૧૪॥

સાર્થવાહ તાપસ આશ્રમઇ, તાપસપુર વાસઇ અનુક્રમઇ
શાંતિનાથ તણઉ દેહરઉ, સુંદર પ્રતિમા સિર સેહરઉ ॥૧૫॥

વર્ણ અઢારનઇ પવન છત્રીસ, વિવહારીયા વસઇ સુજગીસ
સાર્થવાહ તાપસ તિણસતી, પ્રજા લોક કીયા જિનમતી ॥૧૬॥

ચઉથા ખંડની બીજી ઢાલ, સુણિ મ કરિ જો વાત વિચાલ
આણઉ ધરમ ઊપરિ આસતા, સમયસુંદર કહઇ સુખ સાસતા ॥૧૭॥

સર્વગાથા ૨૬

## દૂહા

દવદંતી તિહાં અન્યદા, આધિ રાતિ અપાર
ઉજુયાલઉ ગિરિ ઉપરિ, દીઠઉ જિમ દિનકાર ॥ ૧ ॥

તિહાં વલિ જાતાં આવતાં, પંષી જિમ આકાસ
સુર કિંનર વિદ્યાધરા, ધરતા અધિક ઉલાસ ॥ ૨ ॥
સુરકોલાહલ સાંભલી, જાગ્યા લોક સમસ્ત
અચરિજ મનમાહિ ઉપનઉ, કાંઇક વાત પ્રશસ્ત ॥ ૩ ॥
સાર્થવાહ, તાપસ, સતી, નગરલોકના વૃંદ
પર્વત ઉપરિ તે ચડયા, સહુ દેષિ વાસુરિંદ ॥ ૪ ॥

**સર્વગાથા ૩૦**

## ઢાલ ત્રીજી

[ રાગ ગઉડી ]

સીમંધર સામી ઉપદિસઇ, શંખપ્રદ્યુમ્નરી ચઉપઇરી ઢાલ
અથવા
પ્રાણપિયા રે કર્યું તજી-એહની ઢાલ

કનક સિંહાસન સુર રચ્યઉ, તિહાં બઇઠા મુનિ રાયા રે
દેવતા કોડિ સેવા કરઇ, પ્રણમઇ મુનિવર પાયા રે ॥ ૧ ॥

સિંહ કેસરી કેવલી, દીઠો નયણાણંદો રે
કેવલન્યાન તિણ જ સમઇ, ઉપનઉ જાણિ જિણંદો રે ॥ ૨ ॥ સિં૦

દવદંતી સારથપતિ, નગર લોક સહુ કોઇ રે
કેવલિનઇ પ્રણમી કરી, બઇઠા કૃતારથ હોઇ રે ॥ ૩ ॥ સિં૦

યશોભદ્ર ગુરુ આવીયા, કરિ કેવલિ પરણામો રે
કેવલિ પાસિ આવી બઇઠા, જોઇ યથોચિત ઠામો રે ॥ ૪ ॥ સિં૦

દ્યઇ મુનિવર ધ્રમ દેસણા, સાંભલઇ સગલા લોકો રે
ધરમ વિના ધંધઇ પડયા, જનમ મહારઉ ફોકો રે ॥ ૫ ॥ સિં૦

સંસાર અસાર છઇ, દુખ તણો ભંડારો રે
ગોતી હરઇ સરિષઉ કહ્યઉ, નહી તિહાં સુખ લિગારો રે ॥ ૬ ॥ સિં૦

નર ભવ સુરતરુ સારિષઉ, સિવસુખ ફલ અતિસારો રે
મૃગતૃષ્ણા મુંકી પરી, સફલ કરઉ અવતારો રે ॥ ૭ ॥ સિં૦

કેવલી ધર્મ કહ્યા પછી, કહઇ વલિ સાંભલઉ તુમ્હે રે
સાચઉ ધરમ કહ્યઉ સતી, ઇમહીજ કહ્યું એ અમ્હે રે ॥ ૮ ॥ સિં૦

એ ધરમણિ સત્યવાદિની, જૂઠ લિગાર ન બોલઇ રે
સીલ ગુણે કરી સોહતી, એ એહનઇ કો નહી તોલઇ રે ॥ ૯ ॥ સિં૦

ચોર ચરડ નાસી ગયા, રાક્ષસ જીતા એણો રે
મેઘવૃષ્ટિ થંભી ઇણઇ, ગુણ કહિવાયઇ કેણો રે ॥૧૦॥ સિં૦

કેવલિ વાણિ સુણી કહઇ, કુલપતિ પરમ સંવેગો રે
દ્યઉ દીક્ષા મુજનઇ તુમ્હે, એ સંસાર ઉદ્વેગો રે ॥૧૧॥ સિં૦

એ દીક્ષા ગુરુ અમ્હતણા, યશોભદ્ર સૂરિ નામઇ રે
તે પાસઇ કહઇ કેવલી, લ્યઉ દીક્ષા હિત કામઇ રે ॥૧૨॥ સિં૦

કહઇ કુલપતિ કરજોડિનઇ, કહઉ ભગવન એ દીક્ષા રે
કેણ કારણિ લીધી તુમ્હે, અચરિજ એ પ્રત્યક્ષ રે ॥૧૩॥ સિં૦

ભાષઇ ભગવન કેવલી, નગર અયોધ્યા નાથો રે
નલ નામઇ રાજા હુંતઉ, ચતુરંગ સેના સનાથો રે ॥૧૪॥ સિં૦

તે રાજાની ભારિજા, દવદંતી સીલવંતી રે
એ બઇઠી તુમ્હ આગલિ, પરઉપગાર કરંતી રે ॥૧૫॥ સિં૦

બાંધવ નલરાજા તણઉ, કૂબર પાલઇ રાજો રે
સિંહ કેસરી હું તસુ, પુત્ર સકજ રાજકાજો રે ॥૧૬॥ સિં૦

કેસરરાય શ્રૃંગાપુરી, બંધુમતી તસુ બેટી રે
તે પરણી હું ચાલિયઉ, ચતુર સંઘાતિ ચેટી રે ॥૧૭॥ સિં૦

મારગ માંહે આવતાં, એ પરબતનઇ શ્રૃંગઇ રે
યશોભદ્ર સૂરીસરૂ, મઇ દીઠા મન રંગઇ રે ॥૧૮॥ સિં૦

સાધુ દેષી સુખ પામીયઉ, ચરણ કમળ જઇ ભેટ્યા રે
દીધી મુનિવર દેસણા, મોહ તિમિર ભરમેટ્યા રે ॥૧૯॥ સિં૦

મઇ પૂછયઉ સામી માહરઉ, કહઉનઇ આઉષઉ કેતઉ રે
પાંચ દીહ છઇ પાછિલા, કરિ કુમર તું ચેતઉ રે ॥૨૦॥ સિં૦

ભય ભ્રાંત વિલષઉ થકઉ; હું થયઉ અતિ દિલગીરો રે
મરણ સમઉ ભય કો નહી, કુણ રાંક કુણ મારો રે ॥૨૧॥ સિં૦

**यतः ।**
**मरणसम नत्थि भयं, दालिद्द समो य पराभवो नत्थि ।**
**पंथ समा नत्थि जरा, खुहा समा वेयणा नत्थि ॥२२॥**

વઈમ બીહ કહ્યઉ જતી, લ્યઇ દીક્ષા સાંપ્રત મેવો રે
ઇક દિનની દીક્ષા થકી, કે સીજઇ કે દેવો રે ॥૨૩॥ સિં૦

**यतः ।**
**एक दिव संपिजीवो, पव्वज्ज मुवागऊ अनन्नमणो ।**
**जइ नवि पावइ मुखं, अवस्स वेमाणिऊ होई ॥२४॥**

મર્મ એહ જિનધર્મનઉ, જાણી છોડી રિદ્ધો રે
પરિહરી બંધુમતી પ્રિયા, સુંદર રૂપ સમૃદ્ધો રે ॥૨૫॥ સિં૦

એ ગુરુ પાસે લીધી દીક્ષા, ધરતઉ નિરમલ ધ્યાનો રે
ગુરુ આદેસ આયઉં ઇહાં, પામ્યઉ કેવલ ન્યાનો રે ॥૨૬॥ સિં૦

ઈમ કહતઇ થકઇ કેવલી, કીધઉ યોગ નિરોધો રે
મુગતિ ગયઉ બઇઠઉ તિહાં, અધવિચિ રહ્યઉ પ્રતિબોધો રે ॥૨૭॥ સિં૦

અચરિજ લોકનઇ ઉપનઉ, સરીર તણઉ સંસકાર રે
ભગતિ ભણી દેવઇ કીયઉ, ક્ષેત્ર પવિત્ર મઝારો રે ॥૨૮॥ સિં૦

યશોભદ્ર પાસે લીયઉ, કુલપતિ સંયમ ભારો રે
દવદંતી કહઇ દ્યઉ દીક્ષા, હિવ મુઝ કરઉ નિસ્તારો રે ॥૨૯॥ સિં૦

યશોભદ્ર સૂરિ ઈમ કહઇ, હિવણાં નહી તુઝ દીષો રે
ભોગ કરમ છઇ તાહરઇ, માનિ મોરી તું સીષો રે ॥૩૦॥ સિં૦

ચઉથા ખંડ તણી ત્રીજી, પૂરી કીધી ઢાલો રે
પૂરવ ભવ હિવ પૂછિસ્યઇ, સમયસુંદર કહઇ વિચાલો રે ॥૩૧॥ સિં૦

**સર્વગાથા ૬૧**

## ઢાલ ચઉથી

કરઈ ચીતારી નિંદા આપણી જી, એહની
અથવા
વીર વખાણી રાણી ચેલણાજી એ ગીતની.

દવદંતી પ્રણમી કરીજી, પ્રસન કરઇ હિવ એમ
પૂરવ ભવ પાપ કુણ કીયાજી, વિરહ પડયઉ કહઉ કેમ ॥ ૧ ॥

પૂરવ ભવ તુમ્હે સાંભલઉજી, કહઇ યશોભદ્ર મુણિંદ
કીધાં કરમ ન છૂટીયઇજી, સુભ અસુભ તીવ્ર નઇ મંદ ॥ ૨ ॥ પૂ૦

મમ્મણ નામ રાજા હુંતઉજી, પાછિલઇ ભવિ નલરાય
વીરમતી તસુ ભારિજાજી, તું હુંતી જીવનપ્રાય ॥ ૩ ॥ પૂ૦

તુમ્હે બેઉ એકદા નીસર્યાજી, વનમાહે ક્રીડા નિમિત્ત
સાથ સંઘાતિ આવતઉજી, સાધ મિલ્યઉ સુપવિત્ર ॥૪॥ પૂ૦
સાધુ દેષી તુમ્હે કોપીયાજી, એહ અમંગલ મુંડ
ગ્રહસમઇ કિહાં સાહમ્હઉ મિલ્યઉ જી, એહનઉ ધરમ પાષંડ ॥ ૫ ॥ પૂ૦
પાછે બાંહિ બંધાવિયઉજી, આંપણાં સેવકાં પાસિ
આંપ તુમ્હે પાછા વલીજી, આવિયા આંપણઇ આવાસ ॥ ૬ ॥ પૂ૦
સાથ વિછોહઉ પાડિયઉજી, બારઘડી સીમતાંઈ
સાધનઇ બાંધિ સંતાપીયઉજી, સાધુ રહ્યઉ સમતાઈ ॥ ૭ ॥ પૂ૦
વલી કિમહી કોપ વીસર્યઉજી, સાધનઇ પૂછિયઉ તેડિ
કિહાંથી આયઉ જાઇસિ કિહાંજી, કુણ ધરમ તુજ પેડિ ॥ ૮ ॥ પૂ૦
સાધ કહઇ સુપ્રસન્ન થઈજી, સાંભલઉ મોરી વાત
અષ્ટાપદ તીરથ ભણીજી, ચાલિયઉ જિણવર જાત ॥ ૯ ॥ પૂ૦
સાથ થકી વીછડાવિયઉજી, ધરમનઉ કીયઉ અંતરાય
પાપતણા ફલ પાડુયાજી, જાણિ જે તું મહારાય ॥૧૦॥ પૂ૦
અનિયત વાસ અમ્હારડઉજી, જૈન કરું અમ્હે ધર્મ
વીતરાગ દેવનઉ ભાષીયઉજી, ભોલડા પડઇ ભવભર્મ ॥૧૧॥ પૂ૦
ધરમ કહી પ્રતિબોધીયાજી, રાયરાંણી તિહાં બેઉ
અપરાધ ષામઇ તે આંપણઉજી, ત્રિણ્હિ પ્રદક્ષિણ દેઇ ॥૧૨॥ પૂ૦
આદરમાનસું તેડિયઉજી, આંપણઇ ભવન મઝાર
ભાવભગતિ વડિ લાભિયાજી, સૂઝતા સષર આહાર ॥૧૩॥ પૂ૦
અષ્ટાપદ ભણી ચાલિયઉજી, સાધજી સાધ વિહાર
રાયરાણી બેઉ કરઇજી, શ્રાવકનઉ ધ્રમ સાર ॥૧૪॥ પૂ૦

સાસણ દેવિ સાનિધિ કરીજી, વીરમતી મન રંગ
અષ્ટાપદ જાત્રા ગઈજી, સષર માણુસ તણુઇ સંગિ ॥૧૫॥ પૂ૦
અષ્ટાપદ પ્રતિમા નમીજી, ભરત ભરાવી ચઉવીસ
રતનજડિત કંચણુ તણાજી, તિલક ચાડયા સુજગીસ ॥૧૬॥ પૂ૦
તીરથિ રહી બહુ તપ કીયાજી, ઉજમણુઉ અતિ સાર
વીરમતી આવી ઘરેજી, સફલ કિયઉ અવતાર ॥૧૭॥ પૂ૦
રાયરાંણી રાજ ભોગવીજી, શ્રાવકના વ્રત પાલિ
અંત સમઇ અણુસણુ કરીજી, સુરસુખ લહ્યા તતકાલ ॥૧૮॥ પૂ૦
ચઉથી ઢાલ પૂરી થઈજી, ખંડ ચઉથા તણી એહ
સમયસુંદર કહઇ સાંભલઉજી, આગલા ભવ વલી જેહ ॥૧૯॥ પૂ૦

**સર્વગાથા ૮૦**

## ઢાલ પાંચમી

[ ભમરલીરી ઢાલ ]

જંબૂદ્વીપ માહ ભલઉ, તઉ ભમરલી ષેત્ર ભરત સુષઠામ
સરગપુરી સરિષઉ તિહાં, તઉ ભ૦ પોતનપુર અભિરામ ॥ ૧ ॥
મમ્મણનઉ જીવ ધણુ હુયઉ, તઉ ભ૦ આહીર કુલ ઉપ્પન્ન
વીરમતી થઈ તેહનઇ, તઉ ભ૦ ધૂસરી નારિ રતન્ન ॥ ૨ ॥
ઇક દિન મહિષી ચારિવા, તઉ ભ૦ ધણુ ગયઉ પેડિ મઝારિ
ઝડિ કરિ લાગઉ વરસિવા, તઉ ભ૦ મેહ અખંડિત ધાર ॥ ૩ ॥
સાધ એક કાઉસગ રહ્યઉ, તઉ ભ૦ ધણુ આહીરઈ દીઠ
ભગતિભાવ મનિ ઊપનઉ, તઉ ભ૦ નયણે અમિય પઈઠ ॥ ૪ ॥

છત્ર લેઈ કરી આંપણઉ, તઉ ભ૦ સાધ ઉપરિ ધર્યઉ તેહ
આંપ ઝાલિ ઊભઉ રહ્યઉ, તઉ ભ૦ જાં લગિ વૂઠઉ મેહ ॥ ૫ ॥
ઋષિ કાઉસગિ પાર્યા પછી, તઉ ભ૦ ધણ આણ્યઉ નિજ ગેહ
દૂધ દહી વિહરાવિયા, તઉ ભ૦ નારિ સહિત ધરી નેહ ॥ ૬ ॥
ધણ આહીરિ આગ્રહ કરી, તઉ ભ૦ રાખ્યઉ સાધ ચઉમાસિ
શ્રાવકનઉ ધ્રમ આદર્યઉ, તઉ ભ૦ સમાકત મૂલ ઉલાસ ॥ ૭ ॥
જીવદયા પાલઈ ભલી, તઉ ભ૦ સાંભલઇ સુગુરુ વષાણ
સામાયિક પોસા કરઇ, તઉ ભ૦ આષડી વ્રત પચષાણ ॥ ૮ ॥
કાલ ઘણઉ પાલીકરી, તઉ ભ૦ શ્રાવકનાં વ્રત બાર
સંયમ મારગ આદર્યઉ, તઉ ભ૦ સાત વરસ સીમસાર ॥ ૯ ॥
અણસણ કરિનઇ ઊપના, તઉ ભ૦ હૈમવત ષેત્ર સુઠામ
આહીર નઇ આહીરણી, તઉ ભ૦ યુગલ પણઇ અભિરામ ॥૧૦॥
યુગલ પણઇ સુખ ભોગવી, તઉ ભ૦ સુર થયા દિવ્ય સરીર
મન વંછિત સુખ ભોગવઇ, તઉ ભ૦ નામઇ ખીર દંડીર ॥૧૧॥
પહિલઇ ભવિ રાજા રાંણી, તઉ ભ૦ બીજઇ ભવિ સુર તેહ
આહીર નઇ આહીરણી, તઉ ભ૦ ત્રીજઇ ભવિ થયા તેહ ॥૧૨॥
ચઉથઇ ભવિ થયા યુગલિયા, તઉ ભ૦ પાંચમઇ ભવિ સુરસાર
નલરાજા નઇ દવદંતી, તઉ ભ૦ એ છઠ્ઠઉ અવતાર ॥૧૩॥
બાર ઘડી સાધ બાંધિયા, તઉ ભ૦ સાથ વિછોહઉ કીધ
બાર વરસ વિરહઉ પડચઉ, તઉ ભ૦ કરમ ધકઉ એ દીધ ॥૧૪॥
બાર વરસ વઉલ્યાં પછી, તઉ ભ૦ તુજ મિલસ્યઇ પ્રિયુ રંગિ
સુખ પામિસિ તુ અતિ ભલા, તઉ ભ૦ પૂરવ પુણ્ય પ્રસંગિ ॥૧૫॥

પાંચમી ઢાલ પૂરી થઈ, તઉ ભ૦ ચઉથા ખંડની જાણિ
નલદવદંતી ભવ કહ્યા, તઉ ભ૦ સમયસુંદર મુખ વાણિ ॥૧૬॥

**સર્વગાથા ૯૬**

## દૂહા

હિવ તે રાતિ પૂરી થઈ, ઊગ્યઉ અંબર સૂર
તાપસપુરિ પહુતા તુરત, શ્રી યશોભદ્ર સૂરિ ॥ ૧ ॥
શાંતિનાથનઇ દેહરઇ, કરી પ્રતિષ્ઠા સાર
લોક સમસ્ત નગર તણા, કીધા સમકિત સાર ॥ ૨ ॥
ગુફામાંહિ રહતાં થકાં, સાત વરસ ગયાં જેહ
દવદંતી નઇ દિન પ્રતિ, ધર્મ કરતાં તેહ ॥ ૩ ॥

**સર્વગાથા ૯૯**

## ઢાલ છઠ્ઠી

॥ રાગ મલ્હાર ॥

વરસાંરી હોલી આવી પ્રાહુણી રે–એહની ઢાલ છઠ્ઠી

અન્ય દિવસ એક કોઈ આવિયઉ રે,
પુરુષ ગુફા તણઇ બારિ હો
કહઇ દવદંતી પ્રતિ એહવઉ રે,
મઇ દીઠઉ તુઝ ભરતાર હો ॥ ૧ ॥

દેખઉ દવદંતી મહિમા સીલની રે,
શ્રવણે સુણતાં અચરિજ થાય હો
આપદા ફીટી થાય સંપદા રે,
સીલ તણઇ સુપસાય હો ॥ ૨ ॥ દેખઉ૦

હું તઊ જાઊ છું ઉતાવલઊ રે,

મુજ પડષઇ નહી સાથ હો

પણિ તુઝ પ્રિયુ અતિ ઢૂકડઊ રે,

ઇમ કહી ગયઊ ઊંચઇ હાથિ હો ॥ ૩ ॥ દેષઊ૦

અમૃત સરિષઊ સબદ સુણી કરી રે,

દવદંતી આવી ગુફા બારિ હો

કિહાં પ્રિયુ દીઠઊ ઇમ બોલતી રે,

ચાલી તે પુરુષનઇ લારિ હો ॥ ૪ ॥ દેષઊ૦

ચલિ ગયઊ પુરુષ મિલ્યઊ નહી રે,

દરિદ્રનારીનઇ જેમ નિધાન હો

દવદંતી નારી પાછી વલિ રે,

દુષ કરતી અસમાન હો ॥ ૫ ॥ દેષઊ૦

ગુફા મારગ જાણઇ નહી રે,

ભૂલી પડી વનમાહિ હો

દવદંતી નારિ પાછી વલિ રે,

ચિંતવઇ ચિત નિરુછાહ હો ॥ ૬ ॥ દેષઊ૦

અહો અજી પાપ પોતઇ ઘણાં રે,

પગિ પગિ પડઇ મુજ દુઃખ હો

પુરુષ પંથી તે પણિ કિહાં ગયઊ રે,

કિહાં ગયા ગિરિ ગુફા રુંખ હો ॥ ૭ ॥ દેષઊ૦

કહઉ કિહાં જાઉં હિવ હું કિમ કરું રે,
હું પડી. અટવી ડંડાકાર હો
મરણ હવે તઉ હિવ મુજનઇ ભલઉ રે,
દુખ માંહિ જીવ્યાં નહિ યસકાર હો ॥૮॥ દેષઉ૦

ઇમ દવદંતી આકુલ વ્યાકુલી રે,
આહટ દોહટ કરતી ચિત્ત હો
આઘી પાછી ભમતી થકી રે,
કરમનઇ દોસ દઇ નિત્ત હો ॥૯॥ દેષઉ૦

દીઠી દવદંતીનઇ કિણ રાક્ષસી રે,
કહઇ હું ષાઇસ તુઝનઇ આજ હો
મઈ ભક્ષ લાધઉ ભૂષી મહરઉ રે,
આજ સર્યાં મોરાં કાજ હો ॥૧૦॥ દેષઉ૦

ભયભ્રાંત થઈ તે દેષી કરી રે,
દવદંતી બોલઇ એહવી વાણી હો
નલથી અનેરઉ પુરુષ જઉ સાંભર્યઉ રે,
જઉ મુઝ અરિહંત દેવ પ્રમાણ હો ॥૧૧॥ દેષઉ૦

જઉ મુઝ સાચા ગુરુ સાધજી રે,
જઉ મુજ દઢ જિનધર્મ હો
તો મુજ સંકટ મિટજ્યો સર્વથા રે,
ભાજજો રાક્ષસણીનઉ ભર્મ હો ॥૧૨॥ દેષઉ૦

એહ વચન સુણી રાક્ષસી રે,
નિસ્તેજ થઈ પાસઇ આવિ હો
ચરણકમલ પ્રણમી ગઈ રે,
સતીય વચન સપ્રભાવ હો ॥૧૩॥ દેષ૦

તિહાંથી દવદંતી ચાલી આગલિ રે,
તરસી થઈ છૂટઇ પ્રાણ હો
દીઠી નદી પણિ તિહાં પાણી નહી રે,
કરમ કરઇ તે વાત પ્રમાણ હો ॥૧૪॥ દેષ૦

બોલી દવદંતી ઊંચઇ સાદસું રે,
જઉ મુઝ સમકિત છંઇ અતિ સુદ્ધ હો
પ્રગટ હુજ્યો તઉ પાણી જિમ પીઉ રે,
પીતાં જાણે મીઠઉ દૂધ હો ॥૧૫॥ દેષ૦

ધરતી પછાડી પગની પાનહી રે,
પાણીનઉ નીસર્યઉ પ્રવાહ હો
પૂર પાણીના કડષે ચડ્યા રે,
નદીય વૂહી ષિણ માહિ હો ॥૧૬॥ દેષ૦

દવદંતી પીધઉ પાણી નિરમલઉ રે,
સ્નાન કીધઉ વલિ થયઉ ઉછાહ હો
આગઇ ચાલંતી થાકી કામિની રે,
બઇઠી વડવૃક્ષની છાંહ હો ॥૧૭॥ દે....

દેષી બોલાવી પંથેવાઉએ રે,
તું કિમ સુંદરિ વડ હેઠિ હો
તું કુણ કાઇ વનદેવતા રે,
રૂપવંતી અમૃત દ્રેઠિ હો ॥૧૮॥ દેષઉ૦

દવદંતી કહઇ પંથેવાઉનઇ રે,
હું નહિ દેવી કિંતુ નારિ હો
વણિકપુત્રી હું ભરતારસું રે,
નીસરી પીહરી પદચારિ હો ॥૧૯॥ દેષઉ૦

સૂતી મુંકી ગયઉ મુજનઇ વાહલઉ રે,
એકલી વનમાહિ આણી હો
તાપસપુર મુજ પહુતી કરઉ રે,
તુમ્હે મુજ બાંધવ મિલ્યા જાણિ હો ॥૨૦॥ દેષઉ૦

તે બોલ્યા સૂરિજ આથમઇ રે,
તિહાં જાસ્યઇ તાપસપુરનઉ માર્ગ હો
અમ્હે તઉ જાઉ છું ઉતાવલા રે,
અમ્હારઇ આવણરઉ નહિ લાગ હો ॥૨૧॥ દેષઉ૦

અમ્હે સાથ મૂંકી ઇહાં આવીયા રે,
પાણી લેવાનઇ એથિ હો

કહઇ તણિ મુંકાં તુનઇ કામિની રે,

કિહાં કણિ વસતી હુવઇ જેથિ હો ॥૨૨॥ દેષણિ૦

તિણસુ ગઈ તે સતી સાથમઇ રે,

ધનદેવ તિહાં સારથવાહ હો

તિમહી જ કહી વાત આંપણી રે,

ધનદેવ દીધી ધીરપ તાહ હો ॥૨૩॥ દેષણિ૦

તું મુઝ પુત્રી ચિંતા મત કરઇ રે,

સ્નાન મજન ભોજન દીધ હો

રૂડઇ બઇસારી રથ આંપણઇ રે,

પુહતી અચલપુર કીધ હો ॥૨૪॥ દેષણિ૦

છઠ્ઠી ઢાલ પૂરી થઈ રે,

પૂરણિ થયણિ ચણિથણિ ખંડ હો

સમયસુંદર કહઇ ઇણ સતી રે,

દવદંતી પાલ્યણિ સીલ અખંડ હો ॥૨૫॥ દેષણિ૦

**સર્વગાથા ૧૨૪**

**ઇતિ શ્રી નલદવદંતી સંબંધે ગુહાગમન, સાર્થવાહતાપસપ્રતિબોધ, સિંહકેસરી સાધુ કેવલોત્પત્તિ, નલદવદંતી પૂર્વવર્ણન, રાક્ષસી પ્રતિબોધ, ધનદેવ સાર્થવાહ સાહાય શ્રી અચલપુરસમાગમોનામ ચતુર્થ ખંડ સંપૂર્ણઃ ॥**

# પાંચમો ખંડ

## દૂહા

લોકાલોક પ્રકાસકર, કેવલ ન્યાન અપાર
પણિ હું પ્રણુમિસિ સર્વથા, મોટઉ શ્રુતવ્યવહાર ॥ ૧ ॥

હિવ બોલું ખંડ પાંચમઉ, જિહાં નહી દુખ લિગાર
નગર અચલપુર બારણુઇ, પઇઠી વાવિ મઝાર ॥ ૨ ॥

સ્નાન કરી પાણી પીયઉ, સીતલ કીયઉ સરીર
વાવડિ બાહિર આવિનઇ, ચતુર ઉગાવઇ ચીર ॥ ૩ ॥

નિરષઇ નગરી ચિહું દિસઇ, સ્યું કરું ચિંતવઇ ચિત્ત
અપછર જાણે ઉતરી, ગગનથકી સુપવિત્ર ॥ ૪ ॥

ઇણ અવસરિ નગરી તિણુઇ, રાજા શ્રી ઋતુપર્ણ
ચંદ્રજસા રાણી ચતુર, કાયા કંચણ વર્ણ ॥ ૫ ॥

રાણીની દાસી તિહાં, આવી નીર નિમિત્ત
દવદંતી રૂપ દેષિનઇ, વિસસય પડી તુરત ॥ ૬ ॥

વાત કહી રાણી ભણી, રાણી મુંકી તેહ
તેડી આવઉ તેહનઇ, સંતોષી સુસનેહ ॥ ૭ ॥

દાસી આવી ઇમ કહઇ, હે સુંદરિ તુ આવિ
તેડઇ રાણી તુઝજનઇ, મનવંછિત સુખ પાવિ ॥ ૮ ॥

વિનય વચન ઇમ સાંભલી, પામી આણંદ પૂર
દાસી સાથિ ગઈ સતી, રાણી તણુઇ હજૂરિ ॥ ૯ ॥
માસી સગપણ મનિ નહી, તઊ પણિ પ્રણમ્યા પાય
રાણી પણિ સાઇએ મિલી, મીઠે વચન બુલાઇ ॥ ૧૦ ॥
બાલપણુઇ દીઠી હુંતી, પણિ તે નાવઇ ચીતિ
તઊ પણિ ચંદ્રજસા ધરઇ, પુત્રીની પરિ પ્રીતિ ॥ ૧૧ ॥
હેવ છે તું માહરઇ, ચંદ્રવતીની ઠામ
ષાતીપીતી વિલસતી, સુખ ભોગવિ અભિરામ ॥ ૧૨ ॥
પણિ હિવ કહિ તું કુણ છઇ, રાણી પૂછી એમ
દવદંતી તિમહીજ કહઇ, સારથવાહનઇ જેમ ॥ ૧૩ ॥

## ઢાલ પહિલી

[ નીંબઇયાની ]

ચન્દ્રજસા રાણી રાજા તણી, મંડાવી દાનસાલોજી
હીન દીન દુખિઆનઇ ઊધરઇ, જાણઇ બાલગોપાલોજી ॥ ૧ ॥
દવદંતી દાનસાલા દાન ધઇ, કરઈ પરનઇ ઉપગારોજી
પાલઇ સીલ સદાઈ નિરમલઊ, નામ લીયાં નિસ્તારોજી ॥ ૨ ॥ દ૦
દવદંતી રાણીનઇ વીનવઇ, બઇસું સત્રૂકારોજી
બઈઠી દાન દેઊં કહઊ તુમ્હે, કબહિ લહું ભરતારોજી ॥ ૩ ॥ દ૦
દવદંતી આદેસ લેઈ ગઈ, દ્યઇ બઇઠી તિહાં દાનોજી
ઇહક લોક આવઇ તિહાં અતિ ઘણા, વરસઇ મેહ સમાનોજી ॥ ૪ ॥ દ૦

દવદંતી દેષઇ તિહાં એકદા, આગલિ જાતઉ ચોરોજી
પાછે બાંહી કાઠઉ બાંધિયઉ, સબલ કોલાહલ સોરોજી ॥ ૫ ॥ દ૦

કોટિવાલ લે જાયઇ મારિવા, બોલઇ એહવા બોલોજી
જે જેહવઉ કરઇ તે તેહવઉ લહઇ, ઢું ઢું વાજઇ ઢોલોજી ॥ ૬ ॥ દ૦

દવદંતી દેષી ચોર બોલીયઉ, રાષિ રાષિ મુજ માતોજી
દવદંતી પૂછ્યઉ કોટવાલનઇ, કુણુ અન્યાય કહઉ વાતોજી ॥ ૭ ॥ દ૦

કહઇ કોટવાલ અન્યાય મોટઉ કીયઉ, રાજા કોપ્યઉ પ્રચંડોજી
ચંદ્રવતી રાજાપુત્રી તણઉ, ચોર્યઉ રત્ન કરંડોજી ॥ ૮ ॥ દ૦

દવદંતીનઇ કરુણા ઊપની, મુંકઉ મુંકઉ ચોરોજી
હું ઉત્તર દેઇસિ રાજા ભણી, માનઉ મુઝ નિહોરોજી ॥ ૯ ॥ દ૦

કોટવાલ કિમહી છોડઇ નહીં, સીલ પ્રભાવિ સટક્કોજી
સતી ચલૂ ભરિ પાંણી છાંટીયઉ, બંધણ ત્રૂટા ત્રટક્કોજી ॥૧૦॥ દ૦

હરષ કોલાહલ નગરીમઇં હૂયઉ, અચરિજ લોક ઉપન્નોજી
વાત સુણી રાજા તિહાં આવીયઉ, કહઇ સહુકો ધન ધન્નોજી ॥૧૧॥ દ૦

કહઇ રાજા સુણિ પુત્રી અમ્હતણઉ, એહ ધરમ છઇ અખંડોજી
પ્રજા લોક પાલું રૂડી પરિં, દુષ્ટ ભણી દ્યું દંડોજી ॥૧૨॥ દ૦

મત્સ્ય ગલંગલ થાયઇ અન્યથા, રાજા દ્રહ બોલ જાયોજી
જઉ મુંકાવીસિ પુત્રી એહનઇ, તઉ રહિસ્યઇ નહી ન્યાયોજી ॥૧૩॥ દ૦

દવદંતી કહઇ તાત સુણઉ તુમ્હે, જઉ મુઝ દીઠઉ ચોરોજી
મરિસ્યઇ તઉ મુઝનઇ કેહી દયા, હીયડું વજ્ર કઠોરોજી ॥૧૪॥ દ૦

તસુ આગ્રહ તે ચોર મુંકી દીયઉ, રાજા ચતુર સુજાણોજી
મોટા તે પણિ માનઇ રાજવી, સતીય વચન સુપ્રમાણોજી ॥૧૫॥ દ૦

દવદંતીના પાય કમલ નમી, ચોર કહઇ ઇમ વાતોજી
નવઉ જનમ આજથી તઇં મુજ દીયઉ, તું હિવ મોરી માતોજી ॥૧૬॥ દ૦

ઇમ કહિનઇં તે ચોર ગયઉ ઘરે, હીયડઇ હરષ અપારોજી
સદા સતીના આવિ ચરણ નમઇ, સમરંતઉ ઉપગારોજી ॥૧૭॥ દ૦

અન્ય દિવસ દવદંતી પૂછીયઉ, કહઇ આપણઉ તે સરૂપોજી
સારથવાહ વસંત જિકો હું તઉ, તાપસ પુરનઉ ભૂપોજી ॥૧૮॥ દ૦

પિંગલ નામઇ દાસ હું તેહનઉ, મઇં દીધઉ ઘરિખાત્રોજી
રત્નપાત્ર લેઇ નાસી ગયઉ, કેહી વાત કુપાત્રોજી ॥૧૯॥ દ૦

વાટઇ તે ચોરે લૂટી લીયઉ, ચોરાં વિચિ પડચા મોરોજી
ઇહાં આવી રાજા ચાકર હુયઉ, હું હુયઉ હરામખોરોજી ॥૨૦॥ દ૦

સૂનો ઘર દેષી નઇં મઇં લીયઉ, રત્ન કરંડક એ હોજી
કાષમાંહિ મારીનઇ નીસર્યઉ, દીઠઉ રાજા દેહોજી ॥૨૧॥ દ૦

રાજા ચોર કરીનઇં સાહીયઉ, દેષિ અંગિત આકારોજી
મુઝનઇ રાજા મારણ માંડિયઉ, તઇં કીધઉ ઉપગારોજી ॥૨૨॥ દ૦

તઇં માતા રાષ્યઉ મુઝ મારતઉ, દીધઉ જીવિતદાનોજી
કિમહી ઉસરામણ થાઉં નહી, તું ગુરુ દેવ સમાનોજી ॥૨૩॥ દ૦

પાંચમા ખંડતણી પૂરી થઈ, પહિલી ઢાલ પ્રધાનોજી
સમયસુંદર કહઇ પરઉપગારથી, વાધઇ વસુધાવાનોજી ॥૨૪॥ દ૦

**સર્વગાથા ૩૭**

## દૂહા

વલિ સુણિ તાપસપુર થકી, તું જદિ નીસરિ છોડિ
તિણ દિનથી સારથપતી, પામ્યઉ દુખની કોડિ ॥ ૧ ॥

ભોજનપાન તજી દિયા, અઉલૂ આવઇ ચિત્ત
યશોભદ્ર ગુરુ બૂઝવ્યઉ, દે ઉપદેસ પવિત્ત ॥ ૨ ॥

સાત દિવસથી જીમીયઉ, સારથવાહ ઉલાસ
મણિ માણિક લે ભેટણઇ, પુહતઉ કૂબર પાસિ ॥ ૩ ॥

કૂબર દેખી ભેટણઉ, સંતોષાણઉ તત્ર
તાપસપુર રાજા કીયઉ, દીધા ચામર છત્ર ॥ ૪ ॥

શ્રી વસંત સેખરઇ સઉં, દીધઉ નામ પ્રધાન
સમહુતઉ સંપ્રેડિયઉ, વાધ્યઉ સબલઉ વાન ॥ ૫ ॥

તે સાંપ્રત રાજા તિહાં, પાલઇ રાજ પડૂર
તે મહિમા સહુ તાહરી, પ્રગટયઉ પુણ્ય અંકૂર ॥ ૬ ॥

દવદંતી કહઇ વત્સ તું, લ્યંઇ દીક્ષા સુખકારિ
પાપ કરમથી છૂટિ તું, આંપણપઉ નિસ્તારિ ॥ ૭ ॥

દવદંતી હિવ એકદા, પડિ લાભઇ મુનિ દોય
આહાર પાણી સૂઝતા, નહિ દૂષણ તિહાં કોય ॥ ૮ ॥

દવદંતી કહઇ ચોગ્યતા, જઉ પિંગલનઇ હોઇ
તઉ દીક્ષા દ્યઉ એહનઇ, જે તારઇ ગુરુ સોય ॥ ૯ ॥

કહઇ મુનિવર એ ચોગ્ય છઇ, દીધા દેહરઇ દીષ
મુનિ બિહુંસુ વિચર્યઉ, તુરત સૂધી પાલઇ સીષ ॥૧૦॥

સર્વગાથા ૪૭

## ઢાલ બીજી

હાથીયાંરઇહલકઇ આવે
મ્હારઇ પ્રાહુણુઉ રે–ભોજરાજારા ગીતરી ઢાલ

હરિમિત્ર બાંભણ આયઉ એકદા રે, કુંડિનપુરથી એક
ભૂપ દેષીનઇ ચંદ્રજસા કન્હઇ રે, ગયઉ મનિ ધરિય વિવેક ॥૧॥

નલ દવદંતી ચિંતા અતિ ઘણી રે, નીસરિઆ વનવાસ
ષબરિ નહી કા અમ્હનઇ તેહની રે, નિપટ થયા નિરાસ ॥૨॥ નલ૦

બાંભણ બઈઠો બે કર જોડિ નઇ રે, પૂછઇ રાંણી એમ
ભીમરાજાનઇં કુશળ કલ્યાણ છઇ રે, પુષ્પવતીનઇં ષેમ ॥૩॥ નલ૦

બાંભણ બોલઇ બે કર જોડિનઇ રે, સહુનઇં કુશલ છઇ ષેમ
પણિ નલરાજા દવદંતી તણી રે, ચિંતા છઇ સુણિ જેમ ॥૪॥ નલ૦

કહઇ રાંણી સંભ્રમ સેતી વિપ્રનઇં રે, કહઉં તે કેણ પ્રકાર
હરિમિત્ર બોલ્યઉ અજી નહી સાંભલ્યઉ રે, નલવૃત્તાંત વિચાર ॥૫॥ નલ૦

નલ રમ્યઉ કૂબર સેતી જૂયટઇ રે, હાર્યઉ સગલઉ દેસ
દવદંતી છોડિ વનમાંહે કિહાં ગયઉ રે, ષબરિ નહી લવલેસ ॥૬॥ નલ૦

એહ વાત સાંભલિ સાસી અમ્હતણી રે, ભીમ અનઇ પુષ્ફદંતિ
વજ્રાહત થયા ધરતી ઢલી પડયા રે, વારવાર વિલવંતિ ॥૭॥ નલ૦

બેટીનઇ જમાઈ બિહું નઉ દુખ ઘણુઉ રે, સ્યું કીધું કરતાર
સુજનઇ મુંકયઉ તે જોવા ભણી રે, વરપુર નગર મઝાર ॥૮॥ નલ૦

અનુક્રમિ જોતઉ હું ઇહાં આવિયઉ રે, પણિ ન સુણી કિહાં વાત
ફોકટ ફેરઉ એ થયઉ માહરઉ રે, મનમઇ દુખ ન માત ॥૯॥ નલ૦

ચંદ્રજસા પણિ એહ વચન સુણી રે, રોયઇ કરઇ આક્રંદ
નલનઇ નિંદઇ ફિટ ફિટ સ્યું કીયું રે, દવદંતી ગુણવૃંદ ॥૧૦॥ નલ૦

વાત કહીનઇ બાંભણ ઊઠીયઉ રે, ભૂખ્યઉ તરસ્યઉ નીઠ
ગયઉ દાનસાલા ભોજન વાંછતઉ રે, દવદંતી તિહાં દીઠ ॥૧૧॥ નલ૦

ચંદ્રજસાનઇ દીધી વધામણી રે, પ્રગટયઉ સગપણ પ્રેમ
રાણી તિહાં આવી સાઇએ મિલી રે, કહિવા લાગી એમ ॥૧૨॥ નલ૦

હું બલિહારી જાઉ તાહરી રે, મુઝનઇં પડઉ ધિકાર
ઇતરા દિવસ મઇં તુજનઇ નોલષી રે, મુજ અપરાધ અપાર ॥૧૩॥ નલ૦

તઇં પિણ મુંનઇ કાં ન જણાવીયઉ રે, માસી માસમ હોઇ
કહિ હિવ તું નઇ નલ છોડી ગયઉ રે, કે તઇં છોડયઉ સોઇ ॥૧૪॥ નલ૦

કિહાં થારઉ તિલક સૂરિજ સારિષઉ રે, દવદંતી સુંવિલાસ
ભાલ ઉપરિ હાથ ફેરિયઉ રે, પ્રગટયઉ તેજ પ્રકાસ ॥૧૫॥ નલ૦

રાણી હાથ ઝાલિ આંણી ઘરે આંપણે રે, દેવતા જિમ ન્હવરાઇ
ભાણેજી સંતોષી આંમણ ભામણે રે, સષરઉ વેસ પહિરાઇ ॥૧૬॥ નલ૦

દવદંતી નઇ રાંણી લેઈ ગઈ રે, રંગસું રાજા પાસિ
રાજા પૂછી વાત તે પાછિલી રે, કિમ થયઉ રાજનઉ નાસ ॥૧૭॥ નલ૦

કહઇ દવદંતી વાત અધોમુખી રે, જૂયટઇ હાર્યઉ દેસ
સસનેહ રાજા થઇ આસાસના રે, મકરે દુખ કિલેસ ॥૧૮॥ નલ૦

ઇણ અવસરિ સૂરિજ આથમ્યઉ રે, સભામાંહિ ઉદ્યોત
રાજા પૂછઇ અજુઆલઉ કિસઉ રે, અગિન વિના એ હોત ॥૧૯॥ નલ૦

રાણી કહઇ દવદંતી તણુઉ રે, તિલક કરઇ પરકાસ
રાજા ઢાંકયઉ તિલક તે હાથસું રે, દેષું એહ તમાસ ॥૨૦॥ નલ૦

ઘોર ઘપટ અંધારઉ થયઉ રે, દૂરિ કીયઉ વલિ પાણિ
વિસમય પડયઉ રાજા અતિ ઘણું રે, એ સહુ સીલ પ્રમાણિ ॥૨૧॥ નલ૦

ઢાલ એ બીજી પાંચમા ખંડની રે, દવદંતી ગયા દુખ
સમયસુંદર કહઇ સીલથી રે, પામીજઇ સહુ સુખ ॥૨૨॥ નલ૦

**સર્વગાથા ૬૯**

દૂહા

ઇણ અવસર એક દેવતા, આયઉ સભા મઝાર
દવદંતીના પાય નમી, વિનતી કરઇ વાર વાર ॥૧॥

હે દેવી તઇ ચોર જે, પિંગલ નામ પ્રસિદ્ધ
મારીતઉ મુંકાવીયઉ, અભયદાન તઇ દિદ્ધ ॥૨॥

પ્રતિબોધા દિવરાવીયઉ, સૂધઉ સંજમ ભાર
તે વિચરંતઉ આવીયઉ, તાપસ નગર મઝાર ॥૩॥

સમસાણઇ કાઉસગ રહ્યઉ, રાતિં રૂડઈ ચિત્ત
ચિતા અગનિ બલતી થકી, આવિ પાસિ તુરત્ત ॥૪॥

સાહસીક જતી સહ્યઉ, અગનિ તણુઉ ઉપસર્ગ
અણસણ કરી આરાધના, પહુતઉ પહિલઇ સર્ગ ॥૫॥

તે આ હું થયઉ દેવતા, દિવ્ય રૂપ તનુ કંતિ
જઉ પ્રતિબોધ્યઉ હુંત નહી, તઉ હું નરગઇ જંતિ ॥૬॥

સહુ પ્રસાદ એ તાહરઉ, ચિરંજીવિ તું ધન્ન
ઇમ કરિ વૃષ્ટિ કરઇ તિહાં, સાત કોડિ સોવન્ન ॥૭॥

જિન ધ્રમના પ્રત્યક્ષ ફલ, દેષી હરષ્યઉ રાય
જૈન ધર્મ અંગી કરઇ, દુખહરણુ સુખદાય ॥૮॥

**સર્વગાથા ૭૭**

## ઢાલ ત્રીજી

[ રાગ ગઊડી ]

વાડી ફૂલી અતિ ભલી મન ભમરા રે—એહની ઢાલ

ઇક દિન અવસર દેષિનઇ આણંદા રે,
બોલ્યઉ હરિમિત્ર વિપ્ર, આજ આણંદા રે
દવદંતી પિહર ભણી, આજ આણંદા રે
રાજ સંપ્રેડઉ ષિપ્ર, આજ આણંદા રે. ॥ ૧ ॥

ભીમરાય એહનઉ પિતા, આજ૦
પુષ્ફવતી વલિમાય, આજ૦
દવદંતી વિરહે કરી, આજ૦
અતિ દુખિયા રહઈ રાય, આજ૦ ॥ ૨ ॥

લે અણુમતિ રાણી તણી, આજ૦
સાથી સેના દેઈ, આજ૦
દવદંતીનઇ રૂડી પરિ, આજ૦
રાજા સંપ્રેડેઇ, આજ૦ ॥ ૩ ॥

આગઈ દીધી વધામણી, આજ૦
સામ્હઉ આયઉ બાપ, આજ૦
દવદંતી દેષી કરી, આજ૦
વહિલિથી ઊતર્યઉ આપ, આજ૦ ॥ ૪ ॥

ધાઈ પિતા પાએ પડી, આજ૦
પામ્યઉ પરમાણંદ, આજ૦
હરષ આંસૂ પૃથિવી હુઈ, આજ૦
કાદમમય સુખકંદ, આજ૦ ॥ ૫ ॥

મા દેષી વિલગી ગલઇ, આજ૦
રોઈ ઊંચઇ સાદિ, આજ૦
વાલ્હેસર મિલઇ વીછડયા, આજ૦
તેતઉ ધરમ પ્રસાદિ, આજ૦ ॥ ૬ ॥

આડંબર મોટઇ કરી, આજ૦
આંણી આંપણઇ ગેહ, આજ૦
લોક સહૂ કો હરષિયઉ, આજ૦
કુટંબ મિલ્યઉ સુસનેહ, આજ૦ ॥ ૭ ॥

અઠાઈ મહુછ્છવ કરઇ, આજ૦
પૂજા સતર પ્રકાર, આજ૦
સાધુ ભગતિ રાજા કરઇ, આજ૦
જિમ ધ્રમથી જયકાર, આજ૦ ॥ ૮ ॥

બાપ મીઠે વચને કરી, આજ૦
અતિ ઘણી ઘઇ બાંહુબીસ, આજ૦
ઇમ કરિ ઇહાં બઇઠી થકી, આજ૦
જપ એક શ્રી જગદીસ, આજ૦ ॥૯॥

દવદંતીનઇ એકદા, આજ૦
વાત પૂછી નિજ તાત, આજ૦
દવદંતી સગલી કહી, આજ૦
વિરહ વિયોગિની વાત, આજ૦ ॥૧૦॥

કોઈક ઉપક્રમ કરિસ હું, આજ૦
કુંડિન નગર મઝાર, આજ૦
જિમ કિહાંથી આવી કરી, આજ૦
તુઝ મિલસ્યઇ ભરતાર, આજ૦ ॥૧૧॥

હરિમિત્રનઇ વધામણી, આજ૦
દીધા પાંચસઇ ગામ, આજ૦
આધઉ રાજ દેઇસિ વલી, આજ૦
નલ આવસ્યઇ ઇહાં જામ, આજ૦ ॥૧૨॥

અન્ય દિવસિ દધિપર્ણનઉ, આજ૦
આયઉ પ્રીતિ દૂત, આજ૦
ભીમરાજા આગલિ કહઇ, આજ૦
પરદેસ વાત પ્રભૂત, આજ૦ ॥૧૩॥

અમ્હ પ્રભુ પાસિ આયઉ, અછઇ, આજ૦
નલરાજાનઉ સૂયાર, આજ૦
સૂર્યપાક કરઇ રસવતી, આજ૦
કહઇ નલનઉ ઉપગાર, આજ૦ ॥૧૪॥

વાત ઇસી સાંભલિ કરી, આજ૦
ભૈમી વીનવ્યઉ ભૂપ, આજ૦
નલવિણ કો જાણઇ નહી, આજ૦
તે નલ ગોપવઇ રૂપ, આજ૦ ॥૧૫॥

ભીમરાજા સુંનઇ મુંકિયઉ, આજ૦
નલની ષબરિ નિમિત્ત, આજ૦
એહવઉ તુઝનઇ દેષિનઇ, આજ૦
ચિંતા ઊપની ચિત્ત, આજ૦ ॥૧૬॥

દવદંતીનઇ ઊપની, આજ૦
કાચઇ મરકત ભ્રાંતિ, આજ૦
કિહાં નલ કિહાં એ કૂબડઉ, આજ૦
કિહાં નલ રૂપનઈ કંતિ, આજ૦ ॥૧૭॥

કિહાં સરસવ કિહાં સુરગિરી, આજ૦
કિહાં ખજૂયઉ કિહાં સૂર, આજ૦
તઉ પણિ હું પરીક્ષા કરું, આજ૦
સાંસઉ ભાંજુ હજૂર, આજ૦ ॥૧૮॥

ઇમ ચિંતવિ કહ્યા શ્લોક બે, આજ૦
સઇ નલ નિંદા કીધ, આજ૦
તઇ દવદંતીની કથા, આજ૦
પૂછી મઇં કહી દીધ, આજ૦ ॥૧૯॥

કલ્યાણ હણિ તુંનઇ કૂબડા, આજ૦
હું જાઇસિ નીજ ગામિ, આજ૦
જિમ દીઠું તિમ કહિસિ હું, આજ૦
દવદંતી નઇં આમ, આજ૦ ॥૨૦॥

દવદંતી વાત સાંભલી, આજ૦
પ્રગટચણિ દુખ નઇ પ્રેમ, આજ૦
આંપે આંસૂ લૂહિનઇ, આજ૦
પૂછઇ કુસલ નઇ પેમ, આજ૦ ॥૨૧॥

કુબજ કહઇ વલી વિપ્ર તું, આજ૦
પૂજ્ય પુરુષ પુણ્યવંત, આજ૦
દવદંતી કથા તઇં કહી, આજ૦
સુણતાં લાભ અનંત, આજ૦ ॥૨૨॥

આવી વિપ્ર ઘરિ માહરઇ, આજ૦
ભગતિ જુગતિ કરું તુઝ, આજ૦
ઇમ કહિ વિપ્ર આણ્યણિ ઘરે, આજ૦
જાણુઇ ધન દિન મુઝ, આજ૦ ॥૨૩॥

સબર સૂરિજ પાક રસવતી, આજ૦
જીમાડયઉ ભરપૂર, આજ૦
લાષ ટંકા દીયા રોકડા, આજ૦
આભ્રણ અધિક સનૂર, આજ૦ ॥૨૪॥
સંતોષી સંપ્રેડિયઉ, આજ૦
વિપ્રનઈ દીધી સીષ, આજ૦
આયઉ વિપ્ર ઉતાવલઉ, આજ૦
ભરતઉ મોટી વીષ, આજ૦ ॥૨૫॥
દવદંતી ભીમ રાયનઇ, આજ૦
કુબજનઉ કહ્યઉ સરૂપ, આજ૦
લાષ ટંકા આભ્રણ ભલા, આજ૦
આગઈ દિષાડયા અનૂપ, આજ૦ ॥૨૬॥
સુસમાપુર માંહિ મઈ સુણી, આજ૦
ગજ ઝાલણ બગસીસ, આજ૦
કુબજ કલા સગલી કહી, આજ૦
વિપ્રઇ વિસવાવીસ, આજ૦ ॥૨૭॥
ઢાલ ત્રીજી પૂરી થઇ, આજ૦
પાંચમા ખંડની ષાસ, આજ૦
સમયસુંદર કહઇ સીલથી આજ૦
લહિયઈ લીલ વિલાસ, આજ૦ ॥૨૮॥

સર્વગાથા ૧૦૫

## દૂહા

દમયંતી કહઇ બાપનઈ, તુજ જમાઈ તેહ
રૂપ કીયઉ જે કૂબડઉ, કારણ કોઇક એહ ॥ ૧ ॥

સૂર્યપાક રસવતી કલા, નહી કિહાં ભુવન મઝાર
તુજ પુત્રીના વર વિના, તાતજી એ નિરધાર ॥ ૨ ॥

જિમ તિમ તે આણુઉ ઇહાં, કુબજ કલા ગુણ જાણ
અંગિત આકારે લહું, પૂછું કો સહિ નાણ ॥ ૩ ॥

સુણિ પુત્રી રાજા કહઇ, એક હકીકત સુઝજ
વલિ ફેરી મંડાવસ્યું, સંબરામંડપ તુઝજ ॥ ૪ ॥

દધિપર્ણ રાય બોલાવસ્યાં, તે પણિ આવસ્યઇ સાથિ
પર ઘરિ જાતી કુણ સહઇ, અપણી પરણી આથિ ॥ ૫ ॥

કહીસિ મુહૂરત ઢૂકડઉ, રાજા કરિસ્યઇ ખેદ
કુબજ તુરગ જોત્રાવસ્યઇ, લહતઉ તસુ મન ભેદ ॥ ૬ ॥

ઇમ આલોચી ભીમ નૃપ, મુંકયઉ દૂત તુરત્ત
શ્રી દધિપર્ણ રાજા ભણી, તેડણ કાજ નિમિત્ત ॥ ૭ ॥

તે પંથી સુંસમાપુરઇ, પહુતઉ દધિપર્ણ પાસિ
પાસઇ બઇઠઉ કૂબડઉ, એહ કરઇ અરદાસ ॥ ૮ ॥

ભીમ નરેસર ઇમ ભણઇ, રાજિ પધારઉ એતિ
સંવરામંડપ માંડીયઉ, દવદંતી નઇ હેતિ ॥ ૯ ॥

નલ દેસઊટઇ નીસર્યઉ, વલતી કા નહી વાત
મુંયઉ ગયઉ આયઉ નહી, કુમરી કેમ રહાત ॥ ૧૦ ॥
ચૈત્રી સુદિ પૂનિમ દિનઇં, પ્રહઉ ગમતઇ સૂર
સંવરામંડપ આવણઉ, પણિ કુંડિનપુર ન દૂર ॥ ૧૧ ॥

**સર્વગાથા ૧૧૬**

## ઢાલ ચઉથી

સકલ સદા ફલ પાસ જિણિંદ-લહુડા સ્તવનની ઢાલ

ઇમ કહિનઇ દૂત પાછઉ ગયઉ, કુબજ સુણી ચિંતાતુર થયઉ
ઐ ઐ મોટઉ અચરિજ એહ, દવદંતી કિમ દીધઉ છેહ ॥ ૧ ॥
દવદંતી બીજઉ ભરતાર, કિમ કરઇ પણિ રૂઠઉ કરતાર
ઐ ઐ કામ કિસું નવિ કરઇ, ડાહા માણસ પણિ પાંતરઇ ॥ ૨ ॥
પણિ કુણ દવદંતીનઇ વરઇ, મુઝ જીવતઇ કારિજ કિમ સરઇ
અથવા તે તઊ સતી કહાય, એહવઉ કારિજ કિમ હી ન થાય ॥ ૩ ॥
કૃપણ પુરુષ જીવંતઉ કેમ, આંપણઉ ધણ આપઇ ધરી પ્રેમ
કેસરિ કેસ ભુયંગ મણિ મત્થ, કુણ ઝાલિવા હુયઇ સમરથ ॥ ૪ ॥
કુબજ કહઇ રાજેસર કેમ, ચિંતાતુર દીસઉ તુમ્હે એમ
સું સરિષા પાસઇ જેહનઇ, કિસી વિમાસણ છઇ તેહનઇ ॥ ૫ ॥
છ પહુર લગન આજ છઇ અજી, ઘોડા વહિલ તું દે મુઝ સજી
જઉ છઇ દવદંતીની ચાહ, તઉ પહુચાડું છ પહુર માંહિ ॥ ૬ ॥

દધિપર્ણ રાજા હરષિત હુયઉ, દીધઉ વહિલ તરંગમ દુયઉ
કુબજઇ ઘોડા રથિ જોતર્યા, જાતીલા લક્ષણ ગુણ ભર્યા ॥ ૭ ॥
વહિલ ઉપરિ બઇઠઉ રાજાન, છત્રધાર પૂઠિં પરધાન
ચાંમર ધાર પુરુષ વલિ દોય, થઈ ચાયત પોસઇ પિણ હોઇ ॥ ૮ ॥
ષેડે તૂ બઇઠઉ કૂબડઉ, કહઇ રાજા કૂબડ રથ ષડઉ
છ જણા બઇઠા રથ ઉપરઈ, ઉતાવલિ કીધી બહુ પરઈ ॥ ૯ ॥
બીલ કરંડક કડિ બંધિયા, કુબજઇ ચપલ તુરંગમ સંધિયા
વાયુ વેગ જિમ ઉડયા જાય, રાજાનઇ મનિ અચરિજ થાઇ ॥૧૦॥
ઐ ઐ અદભુત એહની કલા, બહુ રત્નાં બોલી જઇ ઇલા
તપજપ જ્ઞાન વિનય વિજ્ઞાન, અચરિજ કિસઉ કરીજઇ દાન ॥૧૧॥
વાયઉ વાય મારગિ કિહાં ઘણઉ, ઊડિ પડચઉ ધરતી ઊઢણઉ
રાય કહઇ કુબજ રથ રાષિ, લેઉ વસ્ત્ર પડચઉ કિહાં ઝાષિ ॥૧૨॥
હસિનઇ બોલ્યઉ તબ કૂબડઉ, વસ્ત્ર તણઉ અંતર થયઉ વડઉ
પંચવીસ જોયણ લંઘિયા, તે હિવ વસ્ત્ર ન જાયઈ લીયા ॥૧૩॥
ઉત્તમ અશ્વતણી એતી વેલ, પંચાસ જોયણ લંઘઇ હેલિ
એ મધ્યમ ઘોડા તાહરા, માંનિ વચન રાજા માહરા ॥૧૪॥
અક્ષવૃક્ષ ફલ્યઉ ફૂલીયઉ, કૂબજ પ્રતિ રાજા બોલિયઉ
ગણ્યા વિના કિતરા ફલ કહું, પણિ અસૂર થાયઇ કિમ રહું ॥૧૫॥
અસૂર કિસઉ જઉ હું સારથી, કહિ ફલ કિતરા ચિંતા નથી
કહઇ રાજા ફલ સહસ અઢાર, કુબજઇ વૃક્ષ નઇ દીયઉ પ્રહાર ॥૧૬॥

દડદડ સહુ ફૂલ ધરતી પડ્યા, જાણે વાયઈ જલકણ ઝડ્યા
કુબજઇ ગિણ્યાં થયાં તેતલાં, રાજા કહ્યાં હુંતા તેતલા ॥૧૭॥
ચમતકાર પામ્યઉ કૂબડઉ, અહો જાણ રાજા એવડઉ
તુરંગ હૃદય વિદ્યા તસુ દીધ, કુબજઇ ગણનાં વિદ્યા લીધ ॥૧૮॥
અરુણ સારથી રથ આણીયઉ, ઉદયાચલ ઉપરિ જાણીયઉ
કુબજઇ કુંડિનપુર નઈ પાસિ, રથ આણ્યઉ નૃપ ધઈ સાબાસિ ॥૧૯॥
પાંચમા ખંડની ચઉથી ઢાલ, પૂર થઈ ચૂકઉ જંજાલ
સમયસુંદર કહઇ હિવ સાંભલઉ, નલદવદંતી મિલણ મામલઉ ॥૨૦॥

**સર્વગાથા ૧૩૬**

## દૂહા

દવદંતી સૂતી સુપન, દીઠઉ તિણ હી જ રાતિ
ભીમરાઇ પાસઇ ગઈ, ઊઠી નઇ પરભાતિ ॥ ૧ ॥
સુપન લહ્યઉ મઇ તાતજી, નિવૃતિ નામઇ દેવિ
સુંજનઇ મુંકી કોસલા, વનમાહે આણેવિ ॥ ૨ ॥
આંબા ઉપરિ હું ચડી, તિણ લાગા ફલ ફૂલ
દીધઉ નિર્વૃતિ દેવતા, મુજ કરિ કમલ અમૂલ ॥ ૩ ॥
તે ઉપરિ પંષી હુંતઉ, તે નીચઉ પડચઉ ભુંહિ
અકસમાત ઉતાવલઉ, જાણું ઊંઘઇ સુંહિ ॥ ૪ ॥

રાય કહઇ સુહણા તણઉ, સુણુ પરમારથ એહ
ભાગ્યદસા જે તાહરી, નિર્વૃતિ દેવી તેહ ॥ ૫ ॥

કોસલા વન તે કોસલા, વનનઉ દર્શન જોય
આંબઇ ચડી તે આપણા, પ્રિયનઉ સંગમ હોય ॥ ૬ ॥

કમલ દીયઉ જે દેવતા, તે તું રાજ પ્રમાણિ
રાજ ભ્રષ્ટ કૂબર હુસ્યઇ, પંષી પડ્યઉ તે જાણિ ॥ ૭ ॥

મંગલ નામઇ દૂત તિણ, આવિ વધાઈ દીધ
દધિપર્ણ રાજા આવિયઉ, કુબજનઇ સાથે લીધ ॥ ૮ ॥

ભીમ ભૂપ સામ્હઉ ગયઉ, સાઇ એ મિલિયઉ જાય
કુસલ ષેમ પૂછી કરી, પ્રસન્ન કરઇ ઇમ રાય ॥ ૯ ॥

સૂર્યપાક કરઇ રસવતી, કિહાં તે કૂબજ સૂયાર
મુજનઇ કૌતક અતિ ઘણઉ, દેષણ તસુ દીદાર ॥૧૦॥

કુબજઇ કીધી રસવતી, લે રાજા આદેસ
ભીમ ભૂપ જીમાડિયઉ, હરિષિત હુયઉ નરેસ ॥૧૧॥

દવદંતી નઇ તેડિનઇ, થાલ ભરીનઈ દીધ
રસવતિ સ્વાદ પરીષતાં, પ્રિયુનઇ પરષી લીધ ॥ ૧૨ ॥

દવદંતી કહઇ બાપનઇ, વાત સુણઉ મુજ એહ
ભાવઇ ખંજહઉ કૂબડઉ, પણિ એ નલ નિસંદેહ ॥૧૩॥

સર્વગાથા ૧૪૯

## ઢાલ પાંચમી

(રાગ કેદારગો)

અતિ રંગ ભીને હો રંગભીને—એહની ઢાલ

સુજનઇ વાત કહી છઇ નાણી,
તેમઇ વીસવિસા કરી જાણિ ॥૧॥

હાં રંગ રલિઆં, હો રંગ રલિઆં,
નલદવદંતી બેઊં મિલિયાં—આંકણી

નલ વિણ રસવતી કોઇ ન જાણઇ,
મુજ મન તે નલ એહ પિછાણઇ હાં૦ ॥૨॥

એક વલિ છઇ બીજા પરપંચા,
તસુ કર ફરસઇ મુજ રોમંચા હાં૦ ॥૩॥

દધિપર્ણ રાજાનઇ ઘરિ તેડઇ,
કૂબડઉ તે પણિ આવઇ કેડઇ હાં૦ ॥૪॥

ભીમરાય ભગતિ જુગતિ સંતોષઇ,
સહુનઈ પંચામૃત સું પોષઇ હાં૦ ॥૫॥

ભીમરાય કહઇ કૂબજ છઇ નલ તું,
કૂબડઉ કહઇ રાજાનઇ વલતું હાં૦ ॥૬॥

અહો અહો કુંણ ભરમ તઇ આંણ્યઉ
તઇ તઉ કાચનઇ હીરઉ જાંણ્યઉ હાં૦ ॥૭॥

કિહાં તે નલ કંદર્પ સરૂપી,
કિહાં હું કાલઉ અંજન રૂપી હાં૦ ॥૮॥

કહઇ દવદંતી તાત એક રસઉ,
ફૂબડઉ મુજ તનુ અંગલિ ફરસઉ હાં૦ ॥૯॥

ફૂબડઉ હુકમ લેઈ નઇ હરસઇ,
કુમરી હીયડઉ હાથસું ફરસઇ હાં૦ ॥૧૦॥

તતખિણ રોમ રાય તનુ વિહસી
દવદંતીની છાતી ઉલસી હાં૦ ॥૧૧॥

કહઇ દવદંતી પ્રિય તું જાણ્યઉ
ફૂબડઉ હાથ ઝાલીનઇ તાણ્યઉ હાં૦ ॥૧૨॥

પ્રીતમ અબ તુંનઇ નહિ છોડું
તુજસું જોર કરી પ્રીતિ જોડું હાં૦ ॥૧૩॥

હિવ તું છોડિ કુબજ પાખંડા
આંપણુઉ રૂપ પ્રકાસિ પ્રચંડા હાં૦ ॥૧૪॥

પ્રિયુડા મઇં તુજનઇ ઉલખિયઉ
મઈ તુંનઇ લાધઉ વખતમઇ લિખીયઉ હાં૦ ॥૧૫॥

ઇણિ પરિ પ્રેમ વચન મન ભીનઉ
અપની દેખિ પ્રીયા મન લીનઉ હાં૦ ॥૧૬॥

તતકાલ બીલ કરંડ ઉઘેલ્ય
આંપણા સાજ કુબજ સબ મેલ્ય હાં૦ ॥૧૭॥

પહિર્યાં વસ્ત્ર દુકૂલ સુરંગા
આભ્રણ અતિ બહુ મૂલ સુચંગા હાં૦ ॥૧૮॥

આપણુઉ મૂલ પ્રગટ રૂપ કીધઉ
દિવ્યરૂપ નલ રાજા થયઉ સીધઉ હાં૦ ॥૧૯॥

નલનઇ હેજિ મિલી દવદંતી
પ્રીતમ પ્રેમ નજરિ નિરખંતી હાં૦ ॥૨૦॥

હિવ હુઆ આણંદ લીલ વિલાસા
રોમ રોમ પ્રગટ્યા પ્રેમ ઉલાસા હાં૦ ॥૨૧॥

બારે વરસે જે દુખ સહિયા
તે સહુ વીસરિયા સુખ લહિઆ હાં૦ ॥૨૨॥

સહુ કો લોક તે અચરિજ પામઇ
આણંદ મંગલ સગલી ઠામઇ હાં૦ ॥૨૩॥

પાંચમા ખંડની ઢાલ એ પાંચમી
પાઠક સમયસુંદર મનિ માની હાં૦ ॥૨૪॥

સુવિહિત ખરતર ગચ્છ દિણિંદા,
જુગ પ્રધાન તે શ્રી જિણચંદા હાં૦ ॥૨૫॥

પંડિત સકલચંદ તસુ સીસ,
રીહડ ગોત્ર સુગુરુ સુજગીસ હાં૦ ॥૨૬॥

તસુ શિષ્ય સમયસુંદર ઇસ બોલઇ
કો નહી સીલ તણઇ સમતોલઇ હાં૦ ॥૨૭॥

**સર્વગાથા ૧૭૬**

ઇતિશ્રી નલદવદંતી સંબંધે માતૃષ્વસૃમિલન, ચૌરમોચન પ્રતિબોધ, હરિમિત્રવિપ્રસમાગમન, પિતૃગૃહસમાગમન, સ્વયંવરમંડપ કારાપણ, દધિપર્ણ સાર્થ સમાગત કુબ્જ સમાગમન, પ્રકટિત મૂલરૂપ નલમેલાપક નામો પંચમ ખંડ સંપૂર્ણ: ॥

# ખંડ છઠ્ઠો

## દૂહા

હિવ છઠઇ ખંડિ પ્રણમસ્યું, છ વ્રત પાલણહાર
છ જીવની રક્ષા કરઇ, એહવા શ્રી અણગાર ॥ ૧ ॥
જિમ ષડ રસ મેલ્યાં થકાં, જિમતાં હુવવઇ મીઠાસિ
તિમ છ ખંડ મેલી સુણ્યાં, આણંદ અધિક ઉલાસ ॥ ૨ ॥
ભીમરાય હરષિત હુયઉ, નલ દેપી નરરાય
અદ્‌ભુત રૂપઇ આંપણુઇ, દિવ્ય રૂપ દેષાય ॥ ૩ ॥
બઇસારી સિંહાસનઇ, ભીમરાય કર જોડિ
બોલઇ એ રિધિ તાહરી, કનકતણી એ કોડિ ॥ ૪ ॥
એ ઘોડા એ હાથિયા, તુજ આગઇ એ રાજ
મિલ્યઉ જમાઇ તું ભલઇ, સફલ દિવસ થયઉ આજ ॥ ૫ ॥
એહ અમ્હારા પ્રાણ પણિ, કીધા તુઝ આયત્ત
તું રાજા અમ્હે વાગીયા, દે આદેસ તું નિત્ત ॥ ૬ ॥
શ્રી દધિપર્ણ પણિ આવીયઉ, સબલ થયઉ સંભ્રાંત
કર જોડી નલનઇ કહઇ, સુણિ સાહિબ વિરતાંત ॥ ૭ ॥
અમ્હે તુઝનઇ નવિ ઊલખ્યઉ, ઇતરા દિવસાં ઋીમ
કુબજ રૂપ કરિ જાણીયઉ, અવિનય કીધઉ ઇમ ॥ ૮ ॥

તું સાહિબ સેવક અમ્હે, ષમજે એ અપરાધ
ભલી હુઈ તુમ્હનઇ મિલ્યા, સકલ પદારથ લાધ ॥ ૯ ॥

તિણ અવસર ધનદેવ તે, આયઉ સારથવાહ
ભીમ ભૂપ ભેટણ ભણી, આપઇ ભેટિ ઉછાહ ॥૧૦॥

દવદંતી ઉપગાર ગુણ, સમરંતી સુંખવાસ
આદર બહુ દિવરાવિયઉ, ભીમ નરેસર પાસિ ॥૧૧॥

તેડાયઉ ઋતુપર્ણનઇ, ચંદ્રજસા તિણિ વાર
ચંદ્રવતી કુમરી વલી, શ્રી વસંત સપરિવાર ॥૧૨॥

દવદંતી તેડાવીયા, મુંકી દૂતસું લેષ
ભગતિ જુગતિ કરઇ અતિ ભલી, સંતોષઇ સવિસેષ ॥૧૩॥

તે પિણ તિહાં રહતા થકા, માનઇ માસ તે દીહ
રાતિ દિવસ જપતાં રહઇ, દવદંતી ગુણ જીહ ॥૧૪॥

## ઢાલ પહિલી

(રાગ કેદારઉ ગઉડી)

એક દિવસ કોઈ માગધ આયઉ પુરંદર પાસિ–એહની ઢાલ

અન્ય દિવસ એક આવિયઉ, દેવતા પર્ષદા માહિ
દિવ્ય રૂપ તેજ કાંતમય, ધરતઉ અંગિ ઉછાહ ॥ ૧ ॥

દવદંતીના પાય નમી, બોલઇ બેકર જોડિ
દેવિ ચીતારિં તું આંપણી, કીધા ઉપગાર કોડિ ॥ ૨ ॥

તાપસપતિ પ્રતિબોધિયઉ, જેતઇ દે ઉપદેસ
સમકિતરતન ઉત્તમ દીયઉ, ભાંજિ મિથ્યા ભ્રમ લેસ ॥ ૩ ॥

અનુક્રમઇ વ્રત દિવરાવિયઉ, તપજપ સંયમ સાર
મઇ માનવભવ આંપણઉ, સફલ કીયઉ સંસાર ॥ ૪ ॥

અણસણ કરિનઇ પામીયઉ, સૌધરમઉ દેવલોક
કેસર નામ વિમાનઇ, કેસર સુરસુષ ભોગ ॥ ૫ ॥

એ મહિમા જિનધરમની, અનઇ વલી તુઝ પ્રસાદ
તઇ ઉપગાર મોટઉ કીયઉ, નવખંડ રાખ્યઉ નાદ ॥ ૬ ॥

ઇમ કહિનઇ તે દેવતા, પ્રત્યુપગાર નિમિત્ત
સાત કોડિ સોના તણી, વૃષ્ટિ કરઇ તિહાં ઝત્તિ ॥ ૭ ॥

દવદંતી રાણી તણા, ચરણ નમી વારંવાર
દેવ ગયઉ ઠામિ આંપણઇ, જિમ વીજલિ ઝબકાર ॥ ૮ ॥

હિવ વસંત દધિપર્ણ બે, ઋતુપર્ણ ભીમ નરિંદ
સેઠ સેનાપતિ મંત્રવી, એક ઠામિ લી આણંદ ॥ ૯ ॥

નલ રાજાનઇ રાજનઉ, કરઇ સહુ મિલી અભિષેક
મસ્તકિ છત્ર ચામર ધરઇ, જયજયારવ સુવિવેક ॥૧૦॥

નલ હુકમઇ એકઠઉ કીયઉ, કટક પ્રગટ પરભાવ
દેસ અનઇ પરદેસનઉ, નરપતિ તિણિ પ્રસ્તાવિ ॥૧૧॥

મદ ઝરતા ગજ સજ કીયા, વાજતી ઘંટ નિનાદ
સુંદર સીસ સિંદૂરિયા, વીજલી ઘન સમવાદ ॥૧૨॥

ફરહર નેજા ફરહરઇં, થરહરઇ ઘૂઘરમાલ
ઊંચી સુંડિ ઊલાલતા, ચાલતા ઢલકનિ ઢાલ ॥૧૩॥
ચપલઊ રંગમ પાષર્યા, સોવન જડિત પલાણ
નીલડા પીલડા હંસલા, કંબોજડા કેકાણ ॥૧૪॥
મનોહર મારૂ કરહલા, દો દો અંગુલ કાન
ઘડિયા જોયણ ચાલતા, રમઝમ રાતઇ વાન ॥૧૫॥
હાથયાર્યાંસું રથભર્યા, સબલ ષજાના સાથિ
સૂરવીર પાયક ભલા, પાંચે હથિયાર હાથિ ॥૧૬॥
જાણ પ્રવીણ જોસી દીયઊ, મુહૂરત અતિ શ્રીકાર
વાજિત્ર વાજઇ ચડતરા, ભેરીના ભંકાર ॥૧૭॥
નલરાજેસર ચાલિયઊ, ચિહું દિસિ થયઊ ઢકચાલ
સાથઇ સેના અતિઘણી, વડવડા સહૂ ભૂપાલ ॥૧૮॥
નલરાજા હિવ આવીયઊ, કોસલા નગર ઉદ્યાન
કોસલા નગરીનઊ ધણી, હોસ્યઇ વધતઇ વાન ॥૧૯॥
છઠ્ઠા ખંડ તણી ભણી, પહિલી ઢાલ સનૂર
સમયસુંદર કહઇં નલતણા, પ્રગટિયા પુણ્ય પડૂર ॥૨૦॥

**સર્વગાથા ૩૦**

### દૂહા

નલરાજા જણ મોકલ્યઊ, કૂબરના પડચા પ્રાણ
હા હા હિવ હું કિમ કરું, નહિ મુજ કુશલ કલ્યાણ ॥ ૧ ॥

નલરાજા જણ મોકલ્યઉ, કૂબર પાસઇ એક
તિણસું એમ કહાવિયઉ, સુણિ કૂબર સુવિવેક ॥ ૨ ॥

વલિ મોસું રમિ જૂવટઇ, અથવા માંડિ તું ઝુઝ્ઝ
મઇ જીતઇ રાજ માહરઉ તું જીપઇ તઉ તુઝ્ઝ ॥ ૩ ॥

મરણ થકી બીહતઇ થકઇ, માની જૂવટા વાત
ફોજ કરી વિઢતાં થકાં, નાવઇ કાઈ ઘાત ॥ ૪ ॥

કૂબર પ્રીતિ ધરી કરી, નલસું ષેલઇ જૂય
લબધ સવાદ રહઇ નહી, તઉ પણિ આવઇ બૂય ॥ ૫ ॥

નલ પાસા માંગ્યા પડયા, કૂબર હાર્યઉ રાજ
પ્રગટયઉ ભાગ પડૂરસું, સીધાં વાંછિત કાજ ॥ ૬ ॥

કૂબર હાર્યઉ સહુ કહઇ, જીતઉ નલરાજાન
તઉ પણિ કૂબરનઇ કીયઉ, યુવરાજા બહુમાન ॥ ૭ ॥

અહો ભલાઈ નલતણી, અહો સહોદર પ્રેમ
ગિરુવા સહજઇ ગુણકરઇ, દ્વેષ ધરઇ કહુ કેમ ॥ ૮ ॥

નલરાજા આવઇ હિવઇ, નગર અયોધ્યા માહિ
સબલ મહોછ્છવ માંડિયઉ, સકલ લોક ઉછ્છાહ ॥ ૯ ॥

**સર્વગાથા ૪૩**

## ઢાલ બીજી

પાછી નઇ વળિલાવે રાવણ જાનકી રે—એહની ઢાલ

અથવા

સીતાનઇ સંદેસળિ રામજી મોકલ્યળિ રે—એહની ઢાલ

વાજાનઇ અયોધ્યા નગરી વાજિયા રે,
કાંઈ આયળિ આયળિ અયોધ્યાનળિ રાય રે;
આજ અમ્હારા મનવંછત ફલ્યા રે,
કાંઈ આણંદ અંગિ ન માય રે ॥૧॥ વા૦

નગર સેરી છંટાવી નીરસું રે,
કાંઈ ગલીએ ફૂલ વિછાયા સાર રે;
સગલે ઠામે પણિ કીધા સાથિયા રે,
કાંઈ તિલકા તોરણ બાંધ્યા બારિ રે ॥૨॥ વા૦

સેઠ સેનાપતિ સામ્હા આવીયા રે,
કાંઈ કુયર મંત્રીસર કોટવાલ રે;
સાહ અધિકારી બ્યવહારીયા રે,
કાંઈ સામ્હા આયા સકલ ભૂપાલ રે ॥૩॥ વા૦

હાથીના હલકા ઘોડા પાખર્યા રે,
કાંઈ સામ્હા આયા વરણ અઢાર રે;
ગળિષિ ચઢીનઇ ગાયઇ ગોરડી રે,
કાંઈ મોતીડે વધાવઇ સૂહવ નારિ રે ॥૪॥ વા૦

ભેરિ ભુગલ સંષ વાજિયા રે,
કાંઈ વાજા વેણુ વીણા બંધાણ રે;
તાલ કંસાલ માદલ વાજિયા રે,
કાંઈ વાજ્યા વાજ્યા જયત નીસાણ રે ॥ ૫ ॥ વા૦

પૂરણ કુંભ લે પદમિની રે,
કાંઈ નારી વધાવઇ સામ્હી આઇ રે;
સૂવહ ગાવઇ ગીત સોહલઊ રે,
કાંઈ ચિરજીવે તું નલરાય રે ॥ ૬ ॥ વા૦

નલરાય તષત બઇસી કરી રે,
કાંઈ વરતાવઇ આંપણી આણદાણ રે;
ષલક લોગાઇ આગઇ ષડી રે,
કાંઈ આંગઇ જુડયઊ સબલ દીવાણ રે ॥ ૭ ॥ વા૦

દેસ કબજ સગલઊ કીયઊ રે,
કાંઈ સાધ્યા સાધ્યા ભરત ત્રિષંડ રે;
ભૂપતિ મુંક્યા સગલે ભેટણા રે,
કાંઈ નલનઊ તપ તેજ પ્રચંડ રે ॥ ૮ ॥ વા૦

નલરાજા ન્યાયી પ્રતપ્યઊ ઘણું રે,
કાંઈ પરજાનઇ પાલઇ રૂડી રીતિ રે;
કુટંબ પરિવાર પોષઇ અતિ ઘણું રે,
કાંઈ પુણ્ય ઉપરિ બહુ પ્રીતિ રે ॥ ૯ ॥ વા૦

નલ સત્રૂકાર મંડાવીયા રે,
  કાંઈ સગલે દેસે પલાવી અમારિ રે;
દીન દુખી જન ઊધરઇ રે,
  કાંઈ કરઇ પરનઇ ઉપગાર રે ॥૧૦॥ વા૦

સુષ ભોગવઇ સંસારના રે,
  કાંઈ દવદંતીસું નલરાય રે;
ધરમ કરઇ વીતરાગનઉ રે,
  કાંઈ સાધુ ભગતિ સુપસાય રે ॥૧૧॥ વા૦

ઢાલ બીજી છઠ્ઠા ખંડની રે,
  કાંઈ નલદવદંતી લહ્યઉ રાજ રે;
સમયસુંદર કહઇ હિવ હું કહું રે,
  કાંઈ સારિસ્યઇ આતમકાજ રે ॥૧૨॥ વા૦

**સર્વગાથા ૫૫**

### દૂહા

હિવ નલરાજા વિષય સુષ, મગન થયઉ અત્યંત
ધરમ કરઇ નહી તેહવઉ, જિમ પામઇ ભવ અંત ॥ ૧ ॥
નિષધ દેવ નામઇ પિતા, આયઉ પુત્ર સનેહ
પ્રતિબોધઇ નલપુત્રનઇ, દીક્ષા અવસર એહ ॥ ૨ ॥
મઇ દીક્ષા પાલી હુંતી, દેષ તું એહના સુખ
તું પણિ વ્રત આદરિ હિવઇ, જિમ જાયઇ બહુ દુખ ॥ ૩ ॥

ઇમ કહિનઇ ગયઉ દેવતા, તિણ અવસર ઉદ્યાન
આચારિજ તિહાં આવિયા, જિતસેન તસુ અભિધાન ॥ ૪ ॥

અવધિજ્ઞાન અતિસય કરી, ભાંજઇ ભવિક સંદેહ
પર ઉપગારી પરમ ગુરુ, ગુણ મણિ માણિક ગેહ ॥ ૫ ॥

સાધુ તણઉ આગમ સુણી, નલદલદંતી દોય
વિધિસું વંદણ આવિયા, હીયડઇ હરષિત હોઇ ॥ ૬ ॥

**સર્વગાથા ૬૧**

## ઢાલ ત્રીજી

(રાગ આસાઊરી—સિંધૂડઉ)

મુજનઇ ચ્યાર સરણા હુંજયો—એહની ઢાલ

જીવડા જિનધ્રમ કીજીયઇ, એ છઇ પરમ આધારોજી
અવર સહૂ કો અથિર છઇ, સકલ કુટંબ પરિવારોજી ॥ ૧ ॥ જી૦

દસ દૃષ્ટાંતે દોહિલઉ, વલિ માનુષઉ ભવ સાર
તે પુણ્ય જોગઇ પામીયઉ, જીવ જનમ આલિ મહારોજી ॥ ૨ ॥ જી૦

અતિ અથિર ચંચલ આઉષઉ, રમણીક યોવન રૂપ
ચક્રવર્ત્તિ સનતકુમારનઉ, જીવ જોઇ દેહ સરૂપોજી ॥ ૩ ॥ જી૦

ચક્રવર્ત્તિ તીર્થંકર તિહાં, ગણધર કિહાં ગુણપાત્ર
તે પણિ વિધાતા અપહર્યા, તઉ અવર કેહી માત્રોજી ॥ ૪ ॥ જી૦

રાતિ દિવસ જે જાઇ અછઇ, વલી નહીય આવઇ તેહ
તપ જપ તું સંજમ આદરી, કરી સફલ આતમ દેહોજી ॥ ૫ ॥ જી૦

અતિ તુચ્છ સુખ સંસારના, મધુલિપ્ત ષડગની ધાર
કિંપાકના ફલ સારિષા, ઘઇ દુખ અનેક પ્રકારોજી ॥ ૬ ॥ જી૦
વેસાસ મ કરે સ્ત્રી તણુઉ, એ મુગધ જન મૃગ પાસ
અતિ કૂડ કપટ તણી કુડી, વલિ દીયઇ દુરગતિ વાસોજી ॥ ૭ ॥ જી૦
મન મેરુની પરિ દૃઢ કરી, વ્રત પાલિ નિરતીચાર
ભવ ભ્રમણથી જિમ છૂટીયઇ, સાસતાં સુખ અપારોજી ॥ ૮ ॥ જી૦
જે જીવ જગિ સુખિયા હુયા, વલી હુયઇ હુસ્યઇ જેહ
તે વીતરાગના ધર્મ્મથી, ઇહાં નહી કોઈ સંદેહોજી ॥ ૯ ॥ જી૦
એ ઢાલ છઠ્ઠા ખંડની, ત્રીજી કહી જિતસેણુ
ઉવઝાય સમયસુંદર કહઇ, વઇરાગ ઉપજઇ તેણુ ॥૧૦॥ જી૦

**સર્વગાથા ૭૧**

### દૂહા

સાધુ તણી વાણી સુણી, પ્રતિબૂધઉ નલરાય
બે કર જોડી વીનવઇ, ભગવન્ કરઉ પસાય ॥ ૧ ॥
પાટિપુત્ર થાપી કરી, લેસ્યું સંયમ ભાર
પૂજ્ય તુમ્હે રહિજયો ઇહાં, હું થાસ્યું અણુગાર ॥ ૨ ॥
સાંભલિ દેવાણુપ્પિઆ, મા પડિબંધ કરેહ
વેલા જાયઇ વાતમઇં, પાછી નાવઇ તેહ ॥ ૩ ॥
નલરાજા ઘરિ આવિનઇ, થાપઇ પુક્કલ પુત્ર
સાત ષેત વિત વાવરઇ, જનમ કરઇ સુપવિત્ર ॥ ૪ ॥

આડંબર મોટઇ કરી, દવદંતી સંઘાતિ
નલરાજા સંયમ લીયઉ, વ્રત પાલઇ દિનરાતિ ॥ ૫ ॥

સંયમ સૂધઉ પાલતાં, ગયઉ કેતઉહી કાલ
દવદંતી દેષી કરી, જીવ પડચઉ જંજાલ ॥ ૬ ॥

કામ ભોગવલિ ભોગવું, દવદંતી સંઘાતિ
ઇણ સેતી કરું વાતડી, મીઠી જાણી નિવાતિ ॥ ૭ ॥

**સર્વગાથા ૭૮**

## ઢાલ ચઉથી

[ રાગ ગઉડી ]

સીમંધર સામી સાંભલઉ—એહની ઢાલ

અન્ય દિવસ દવદંતી દેષી, જાગ્યઉ મદન વિકાર
કાંમ ભોગ ભોગવું વલિ ઇણસું, ચીંતવઇ ચિત્ત મઝાર ॥ ૧ ॥

મુનીસર ચૂકિ મા, વિષય થકી મનિ વાલિ
સૂધઉ સંયમ પાલિ, સાધુ મારગિ સુનિહાલિ ॥ મુનિ૦ આંકણી ॥

વિષયતણા સુષ વિષ સારીષા, દુરગતિના દાતાર
વિષષાધઉ મારઇ એક વેલા, વિષય અનંતી વાર ॥ ૨ ॥ મુ૦

કામ ભોગ ભોગવતાં મીઠાં, પણિ અતિ કટુક વિપાક
સષર સવાદ મનોહર દીસઇ, જેહવા ફલ કિંપાક ॥ ૩ ॥ મુ૦

મધુસું લિપ્ત ષડગની ધારા, મીઠી છેદઇ જીહ
વિષય સુખ મીઠા પણિ આગલિ, થઇ દુખભરી નિસદીહ ॥૪॥ સુ૦

સુખ સરસવ દુખ મેરુ સરીષા, મધુબિંદુ યા દ્રષ્ટાંત
મકરિ મકરિ લાલચિ તું મુનિવર, દેષિસિ દુષ નરકાંત ॥૫॥ સુ૦

સુખ ભોગવ્યા હુસ્યઇ સુર કેરા, પણિ ત્રિપતણિ નહી જીવ
પામ ઘસઇ હાજીવી માણસ, પણિ પાડઇ મુષિ રીવ ॥૬॥ સુ૦

વમ્યણિ આહાર ન લ્યઇ કો માણસ, જોય તું ચિત્ત વિમાસી
એહવી વાત સુણીનઇ કરિસ્યઇ, લોક સહૂ કો હાસી ॥૭॥ સુ૦

ષિણ એક સુષ નિમિત્ત રિષીસર, પાપ કરઇ નહી કોઈ
સંમૂર્ચ્છિમ પંચેંદ્રી માણસ, નવલષ હિંસા હોઈ ॥૮॥ સુ૦

અસ્ત્રી સેતી સંગતિ કરતાં, વ્રત ભાજઇ પંચેઈ
વલ વિશેષ સાધવી વ્રત ભંગઇ, સમકિત મૂલ ગમેઈ ॥૯॥ સુ૦

મ ધરિ મ ધરિ દવદંતી સેતી, કાંમરાગ અણગાર
તંદુલી મચ્છ તણી પરિ જાઇસિ, સાતમી નરક મઝાર ॥૧૦॥ સુ૦

ભોગ સંયોગ ઘણા ભોગવિયા, ગૃહસ્થ પણઇ ઇણ સેતી
મલિન વસ્ત્ર મલિન તનુ એહનણિ, લાહસિ ત્રિપતિ હિવ કેતી ॥૧૧॥ સુ૦

ઇણ ઘણા ઉપદેસ દીયા પણિ, માંનઇ નહી એક આંટ
ગુરુ ચિંતવઇ હિવ કહણિ કિમ કીજઇ, ચોપડઇ ઘડઇ
જિમ છાંટ ॥૧૨॥ સુ૦

એક ભુંડઉ એહવઉ જઉ રાખું, તઉ વિણસઇ સવિ ટોલી
વિણઠા પાન તણી સંગતિ કરિ, વિણસઇ પાનની ચોલી ॥૧૩॥ મુ૦
ઇમ જાણીનઇ બાહિર કાઢચઉ, નલ દાષિન્ન ન રાખ્યઉ
સીષ ન ઘઇ તઉસ્યઉ ગચ્છનાયક, એ ભગવંતનંઉ ભાખ્યઉ ॥૧૪॥ મુ૦
નિષધ દેવતા વલિ આવીનઇં, પ્રતિબોધ્યઉ અણગાર
પણિ વ્રત પાલી ન સકઇ નલ મુનિ, કરઇ અણસણ તિણ વાર ॥૧૫॥ મુ૦
પહિલઇ દેવલોકિ ઊપન્નઉ, કાલ કરી તતકાલ
ધરમ પ્રસાદી ધનદ સુર નામઇ, ઇંદ્રતણઉ લોકપાલ ॥૧૬॥ મુ૦
નલ ઉપરિ અનુરાગ ધરંતી, દવદંતી પણિ તેહ
કરિ અણસણ તિહાં હિજ ઉપ્પન્ની, ધનદ પ્રિયા સુસનેહ ॥૧૭॥ મુ૦
દેવલોકિ નલનઇ દવદંતી, સુખ ભોગવઇ સુસનેહ
ચઉથી ઢાલ ખંડ છઠ્ઠાની, સમયસુંદર કહઇ એહ ॥૧૮॥ મુ૦

**સર્વગાથા ૯૬**

## દૂહા

દવદંતી દેવી ચવી, એહી જ ભરત મઝારિ
નગર નામ પેઢાલપુર, રાજા હરિચંદ સાર ॥૧॥
તસુ રાણી લષમીવતી, તેહની કુક્ષિ ઉપન્ન
રૂપ દેષિ સહુ કો કહઇ, પુત્રી એહ રતન્ન ॥૨॥
જનમ સમય પુત્રી તણઇ, કનક વૃષ્ટિ તિણ ઠામ
ધનદ કરઇ પ્રેમઇ કરી, કનકવતી તિણ નામ ॥૩॥

પંચ ધાઇ પાલીજતી, ચંદ્રકલા જિમ તેહ
પુત્રી વાધઇ પ્રેમસું, અતિ સુંદર તસુ દેહ ॥૪॥
માતપિતા મન મોહતી, કનકવતી સુકમાલ
તિણ સીષી ચઉસઠિ કલા, બોલઇ વચન રસાલ ॥૫॥
વ્યાકરણાદિક શાસ્ત્રની, જાણ પ્રવીણ જુગતિ
ભર જોવણ આવી ભલી, અધિકી બુદ્ધિ ઉગત્તિ ॥૬॥
તિણ અવસરિ રાજા તિહાં, સહુ સામગ્રી સાજિ
સંવરામંડપ માંડિયઉ, કનકવતી નઇ કાજિ ॥૭॥

**સર્વગાથા ૧૦૩**

## ઢાલ પાંચમી

જઉ તું ચાલ્યઉ ચાકરી, પૂરવર ઊગમણનિ વાર
ઊલગાણા હું ચાલિવાને ઘું—એહની ઢાલ

કનકવતી રાયકુંયરી,
તસુ આગઇ હે આયઉ એક હંસ
કિ હંસલઉ ભલઉ
હંસલઇનઇ હે ગલિ ઘૂઘરમાલ,
કિ હંસલઉ ભલઉ
ચલણ લોચન તસુ રાતડા,
અતિ ધઉલી હે તસુ પાંષ પ્રસંસ,
કિ હંસલઉ ભલઉ ॥૧॥
ધન ધન રાણા રાજીયા,
જસુ અંગણિ હે એહવઉ રાજહંસ, કિ હં૦
રામતિ કરું ઇણ હંસસું,
મુજનઇ થઈ હે ઝાલણુરી હુંસિ, કિ હં૦ ॥૨॥

ગણિષિ બઇઠી હંસગામિની,
હંસ ઝાલ્યઉ હે કુમરી તતકાલ, કિ હં૦
પાંષ ઉપરિ હાથ ફેરીયઉ,
સષીનઇ કહઇ હે ઇમ વચન વિસાલ, કિ હં૦ ॥૩॥

આણિ સષી એક પાંજરઉ,
હું રાષિસિ હે હંસનઇ તે માંહ, કિ હં૦
લેણ ગઈ સષી પાંજરઉ,
કુમરી રહી હે રાજહંસનઇ સાહિ, કિ હં૦ ॥૪॥

મનુષ્ય ભાષા હંસ બોલીયઉ,
પાંજરામાહિ હે મુજને તૂ મ ઘાલ, કિ હં૦
વાત કહિ મિ એક રૂયડી,
મનગમતી હે બગસીસ મો આલ, કિ હં૦ ॥૫॥

અચરિજ ધરિ કહઇ કુંયરી,
કહિનઈ તું હે હંસ વાત રસાલ, કિ હં૦
સુણિ સુંદરિ કોસલાપુરી,
વિદ્યાધર હે કોસલ ભૂપાલ, કિ હં૦ ॥૬॥

કુમરી તાસુ સુકોસલા,
તેહનઉ પતિ હે દેવકુમાર સમાન, કિ હં૦
સોભાગી મહિમાનિલઉ,
રૂપ દેષી હે ગલઇ જગતનું માન, કિ હં૦ ॥૭॥
તે રૂપવંત સિરોમણી,
તિમ તું પણિ હે છઇ રૂપનિધાન, કિ હં૦

કનક મુંદ્રડી ઉપરઇ,
જાણે હીરઉ હે તુમ સંગ પ્રધાન, કિ હં૦ ॥૮॥

વાત કહીસિ હું તાહરી,
તે પુરુષનઇ હે જાઈ તતકાલ, કિ હં૦
સંવરામંડપ તાહરઇ,
તે આવસ્યઇ હે લોચન સુવિસાલ, કિ હં૦ ॥૯॥

તું ઊલખે તિહાં તેહનઇ,
તારાં માહિ હે તે ચન્દ્રમા જેમ, કિ હં૦
મુંકિ મુંનઇ રાયકુંયરી,
હું જાઇસિ હે તુજનઇ હુઉ પ્રેમ, કિ હં૦ ॥૧૦॥

કનકવતી ઇમ ચિંતવઇ,
પાધરઉ નહી હે એ પુરુષ અપાર, કિ હં૦
મુજ વંછિત વર મેલસ્યઇ,
હંસ મૂંકયઉ હે કુયરી સુવિચાર, કિ હં૦ ॥૧૧॥

છઠ્ઠા ખંડ તણી ભણી,
પાંચમી ઢાલ હે અચરિજની એહ, કિ હં૦
સમયસુંદર કહઇ પુણ્યથી,
પામી જઇ હે મનવંછિત જેહ, કિ હં૦ ॥૧૨॥

**સર્વગાથા ૧૧૫**

## દૂહા

હંસ આકાસઇ ઉડિનઇ, કુમરીનઇ ઉછંગ
પટ નાંખ્યઉ એક ચીતર્યઉ, વલિ કહઇ એમ સુરંગ ॥ ૧ ॥
હે કુમરી તે પુરુષનઉ, રૂપ લિખ્યઉ એ તેહ
અનુહારઇ એ રૂપનઇ, તું ઉલષજે તેહ ॥ ૨ ॥
કુમરી કર જોડી કહઇ, તું કુણ છઇ કહિ સાચ
ચલત કુંડલ આભ્રણ થકઉ, દિવ્ય રૂપ કહઇ વાચ ॥ ૩ ॥
હું વિદ્યાધર છું સહી, નામ ચંદ્રાતપ મુજ્ઝ
દૂત પણુ ઇ જે આવસ્યઇ, તે વર ભાવી તુજ્ઝ ॥ ૪ ॥
કનકવતી આસીસ દે, હંસનઇ દીધી સીષ
ચિત્રરૂપ પતિ દેષિનઇ, મોહિ રહી સુસરીષ ॥ ૫ ॥
કદિ તે ચિત્રપુટ સિરિ ધરઇ, કદિ તે કંઠિ ધરેઇ
કુમરી વિરહાકુલ થઈ, નિરષઇ નજરિ ભરેઇ ॥ ૬ ॥

**સર્વગાથા ૧૨૧**

## ઢાલ છઠ્ઠી

એક લહરિ લ્યઈ ગોરલ્યા રે—એહની ઢાલ
[ રાગ સિંધુડઉ ]

કૌતક વિદ્યાધર કરઇ રે, ઉડિ ગયઉ આગાસિ રે
કનકવતી વસુદેવની રે, પ્રીતિ જોડણ પરકાસ રે ॥ ૧ ॥ કૌ૦
વિદ્યાધર નગરી ગયઉ રે, વસુદેવ જિણ આવાસિ રે
પઇઠઉ વાયતણી પરઇ રે, બઇઠઉ સય્યા પાસ રે ॥ ૨ ॥ કૌ૦

સૂતઉ વસુદેવ દેષીયઉ રે, રાતિ વિદ્યાધરી સંગ રે
પગ ચાંપંતાં જાગીયઉ રે, દીઠઉ તે પુરુષ સુરંગ રે ॥ ૩ ॥ કૌ૦

વસુદેવ મનમાહિં ચીંતવઇ રે, અહો નર કુણ છઇ એહ રે
આધિ રાતિ પઇઠઉ ઇહાં રે, સામાન્ય પુરુષ ન તેહ રે ॥ ૪ ॥ કૌ૦

પગ ચાંપઇ તઉ દોષી નહી રે, સરણાર્થી કે કામ કોઇ રે
બોલાવતાં જાગઇ પ્રિયા રે, ઇણ થકાં નીંદ ન હોય રે ॥ ૫ ॥ કૌ૦

ઉઠિ તે પુરુષ પાસે ગયઉ રે, તે પણિ કરઇ પરણામ રે
કનકવતી વાત કહી હુંતી રે, તે હુ ચંદ્રાતપ નામ રે ॥ ૬ ॥ કૌ૦

વસુદેવ કહઇ કિમ આવિયઉ રે, કહઇ ચિત્રપટની વાત રે
કનકવતી તો સુંર જૂં રે, ભેદી સાતે ધાત રે ॥ ૭ ॥ કૌ૦

દસમિ અંધારી આજ છઇ રે, સુણિ સામી અરદાસ રે
અજુયાલી પાંચમ દિનઇ રે, સંવરામંડપ તાસુ રે ॥ ૮ ॥ કૌ૦

તે ભણી તેથિ પધારીયઇ રે, કનકવતી પૂરઉ આસ રે
કહઇ વસુદેવ હું આવસ્યું રે, કુટુંબ પ્રિયાસું વિમાસિ રે ॥ ૯ ॥ કૌ૦

વિદ્યાધર ઇમ કહી ગયઉ રે, કનકવતી નઉ સરૂપ રે
સમયસુંદર ઇણિ પરિ ભણઇ રે, છઠ્ઠી ઢાલ અનૂપ રે ॥૧૦॥ કૌ૦

**સર્વગાથા ૧૩૧**

દૂહા

કુટંબ પ્રિયા પૂછી કરી, વસુદેવ તુરત સમાન
નગર ગયઉ પેઢાલપુરિ, લક્ષ્મી રમણ ઉદ્યાન ॥ ૧ ॥

નમિ તીર્થંકર આગલઇ, લક્ષ્મી રમી દે રાસ
લક્ષ્મી રમણ ઉદ્યાન તે, નામ થયઉ સુવિલાસ ॥ ૨ ॥
તીર્થંકર પ્રતિમા તિહાં, પૂજી શ્રી વસુદેવ
જનમ બેઉં સફલા કરઇ, સાચી જિણવર સેવ ॥ ૩ ॥

**સર્વગાથા ૧૩૪**

## ઢાલ સાતમી

કુમર પુરંદર ચલ્યઉ આગઇ અતિ આણંદ હીયઇ ધરતઉ
એ પુરંદર ચઉપઈરી જોગનારી ઢાલ
અથવા
એક દિન નમિ રાજાનઉ હાથી છૂટઉ અતિ મદમસ્ત થકઉ–એહની ઢાલ

તિણ અવસરિ આકાસથી ઉતર્યઉ
દેવવિમાન મહા દીપતઉ—મહાદીપતઉ
દેવતણી તિહાં દુંદભી વાજઇ
તેજ કરી સૂરિજ જીપતઉ—હાં સૂરિજ જીપતઉ ॥ ૧ ॥

કહઇ વસુદેવ વિમાન એ કેહનઉ
દેવ કહઇ એ ધનદ તણઉ—હાં એ ધનદ૦
એ પ્રતિમા પૂજીનઇ હું જાઇસિ
સંવરા મંડપિ હર્ષ ઘણઉ—હાં હર્ષ ઘણઉ ॥ ૨ ॥

વસુદેવ મનિ ચિંતવઇ અહો ધન ધન
કનકવતી નામઇ કુંયરી—હાં નામ૦

જેહનઇ સંવરા મંડપિ આવઇ
　　દેવતા પણિ બહુ પ્રેમ ધરી—હાં બહુ૦ ॥ ૩ ॥

એહવઇ ધનદ વિમાનથી ઊતરી
　　પ્રતિમા પૂજઇ વિધિ સેતી—હાં વિધિ૦
બત્રીસ બદ્ધ નાટક કરી માંગઇ
　　તાર પ્રભો વીનતી એતી—હાં વીનતી૦ ॥ ૪ ॥

ધનદ પૂજા કરિ જાતઇ દીઠઉ
　　શ્રી વસુદેવ કુમાર તિહાં—હાં કુમાર૦
અહો અહો એહનઉ રૂપ અનોપમ
　　દેવથી અધિકઉ તેજ ઇહાં—હાં તેજ૦ ॥ ૫ ॥

જાદવ જાણ બોલાયઉ ધનદઇ
　　બઇસ વિમાન ઊપરિ આપણ ઇહાં—હાં ઉપરિ૦
હું મનુષ્ય એ દેવતા મોટઉ
　　કહઉ કિમ તેડઇ હેજ ઘણઇ—હાં હેજ૦ ॥ ૬ ॥

શ્રી વસુદેવ ગયઉ તે પાસઇ
　　ધનદઇ આદરમાન દીયઉ—હાં માન૦
સરસ મીઠે વચને સંતોષ્યઉ
　　બોલઇ સઉ એક માંગ લીયઉ—હાં માંગ૦ ॥ ૭ ॥

પ્રારથના પહડઇ નહી ઉત્તમ
　　હું ઉપગાર ગિણિસ તાહરઉ—હાં ગિણિસ૦

કનકવતી કુમરી પાસઇ જઇ
વચન ઇસઉ કહી તું માહરઉ—હાં તું૦ ॥૮॥
ઇંદ્ર તણઉ લોકપાલ ધનદ સુર
ઉત્તરી દિસપતિ એમ કહઇ—હાં એમ૦
મનુષ્ય રૂપ થકી મુજ સેતી
ભોગવિ ભોગ જયું સુખ લહઇ—હાં સુખ૦ ॥૯॥
દેવ પ્રભાવિ જાઇસિ તું તિહાં કણ
કનકવતી જિહાં સેજ તલઇ—હાં સેજ૦
આભ્રણ પહિર મનોહર આપણા
આડંબર સોભા સગલઇ—હાં સોભા૦ ॥૧૦॥
કહઇ વસુદેવ ધનદ આડંબર
વચને સાચઉ દૂતપણઇ—હાં દૂત૦
તુજ કલ્યાણ હુઉ ઇમ કહિ ચાલ્યઉ
હરિચંદ રાય ગયઉ અંગણઇ—હાં ગયઉ૦ ॥૧૧॥
દેવ પ્રભાવિ ન દેખઇ કોઇ
સાતમી ભૂમિ આવાસિ ગયઉ—હાં આવાસિ૦
કનકવતી કુમરી રૂપ દેખી
ઐં અં તસુ અચરિજ થયઉ—હાં અચરિજ૦ ॥૧૨॥
સિંહાસન બઇઠી થકી દેખઇ
રૂપ જિસો ચિત્રામ કીયઉ—હાં ચિત્રામ૦

ચિત્રામ સરિષઉ તે નર નિરષી
કુમરી હરખ્યઉ હેજિ હીયઉ—હાં હેજિ૦ ॥૧૩॥

છોડી સિંહાસન ઉઠી કુમરી
બે કર જોડી ચરણ નમઇ—હાં ચરણ૦
પુણ્ય સંયોગ પાયઉ તું પ્રીતમ
તું તઉ મોરઇ ચિત્ત ગમઇ—હાં ચિત્ત૦ ॥૧૪॥

મત પ્રણામ કરઇ તું કુમરી
હું આયઉ છું દૂતપણઇ—હાં દૂત૦
તું મુઝ સામિની હું તુઝ સેવક
તુઝ વર તેતઉ ઘમંડ ઘણઇ—હાં ઘમંડ૦ ॥૧૫॥

મત બોલઇ મુજ પ્રીતમ તુંહિજ
મઇં ઉલખ્યઉ ચિત્રામ કરી—હાં ચિત્રામ૦
સાચઉ બોલિ તું સાહિબ મોરા
તઇ લીધઉ મોરઉ ચિત્ત હરી—હાં ચિત્ત૦ ॥૧૬॥

કહઇ વસુદેવ ધનદનઉ હું કિંકર
દૂતપણઇ મૂંક્યઉ મુઝનઇ—હાં મુઝ૦
તું તેહની હિવ થા પટરાણી
આણંદ લીલ હુસઇ તુજનઇ—હાં હુસઇ૦ ॥૧૭॥

કનકવતી કહઇ તે દેવતા કિહાં
 કીટકા માત્ર હું ગાન કિસઇ—હાં ગાન
મલ નઇ મૂત્ર ભરી મુઝ કાયા
 ધનદ તણે દેવતા રૂપ તિસ્યઇ—હાં દેવ૦ ॥૧૮॥

શ્રી વસુદેવ કહઇ સુણિ સુંદરિ
 મત મુઝ વચન કરઇ કાંનઇ—હાં કરણે૦
દવદંતીની પરિ દુખ દેષિસિ
 દેવવચન જણ નહિ માનઇ—હાં નહિ૦ ॥૧૯॥

કનકવતી કહઇ પતિ ન કરું પણિ
 ધનદ સુણંતાં મન રીઝઇ—હાં મન૦
પૂરવ ભવ સંબંધ કોઇક છઇ
 પ્રેમ કરી તનમન ભીજઇ—હાં તન૦ ॥૨૦॥

તું કુબેરનઇ કહિ હિવ એહવું
 તું પ્રતિમા રૂપ પૂજ્ય અછઇ—હાં પૂજ્ય૦
મ કરે કોપ મું અબલા ઉપરિ
 પ્રીતિ ધરિસિ હું આજ પછઇ—હાં આજ૦ ॥૨૧॥

શ્રી વસુદેવ સુણી વાત ઊઠયઉ
 ધનદ સમીપ ગયઉ વહિલઉ હાં—ગયઉ૦
સમાચાર કહિ વાતે લાગઉ
 ધનદ કહઇ મઇ લહ્યઉ પહિલઉ—હાં લહ૦ ॥૨૨॥

શ્રી વસુદેવ તણી પરસંસા
ધનદ કરઇ દેવતાં આગઇ—હાં દેવતા૦
પર ઉપગારી પુરુષ રતન જગિ
કે કેઈ એહવા જાગઇ—હાં એહવા૦ ॥૨૩॥

છઠ્ઠા ખંડતણી સાતમી ઢાલ
સમયસુંદર ઇણ પરિ ભાષઈ—હાં ઇણ૦
ધન ધન તે નર નારિ સંસારમઈં
સીલ અખંડિત જે રાષઇ—હાં જે૦ ॥૨૪॥

**સર્વગાથા ૧૫૮**

## દૂહા

ધનદ દેવ હરષિત થકઉ, દ્યઇ વસુદેવનઇં એહ
દેવ દૂષ્ય અંબર યુગલા, રયણ રવિ પ્રભ જેહ ॥૧॥
દો કુંડલ દગ ગર્ભપણિ, સસિ મયૂષ વલિ હાંર
લલિત પ્રભ અંગદ યુગલ, કટક સુદર્શન સાર ॥૨॥
અર્દ્ધ હાર ઉડુમાલિકા, કટિસૂત્ર કસ્મર દાર
દેવ વિલેપન વલિ દીયઉ, મિત્રાઈ મનુહાર ॥૩॥
વસુદેવ આભ્રણ પહિરનઇં, ધનદ થયઉ સાક્ષાત
લોક સહૂ હરિષિત હુઆ, દેષી અચરિજ વાત ॥૪॥

**સર્વગાથા ૧૬૨**

## ઢાલ આઠમી

ચતુર સનેહી રે મેરે લાલ—એહની ઢાલ

હરિચંદરાય ધનદનઇ પાસઇ
આવઇ કૌતુક સુણિ ઉલાસઇ
કરિ પ્રણામ ધનદનઇ ભાષઇ
ભરતષેત્ર નઇ તું પ્રભુ રાષઇ ॥ ૧ ॥

સંવરા મંડપિ સામિ પધારઉ
માનઉ વીનતિ વચન અમ્હારઉ
ધનદદેવ આવી સિંહાસન
ઊપરિ બઇઠઉ તેજ પ્રકાસન ॥ ૨ ॥

હંસવાહન અપછર પરિવરિયઉ
સોહઇ ગ્રહણે ગાંઠે ભરિયઉ
બીજા પણિ રાજા સહુ કોઇ
તિહાં કિણુ બઇઠા મુસ્તેદ હોઇ ॥ ૩ ॥

વસુદેવનઇ મુંદરડી અપણી
ધનદનઇ પહિરાવી રૂડા ભણી
તસુ પ્રભાવિ કરિ વસુદેવ દીસઇ
જાણે બીજઉ ધનદ આરીસઇ ॥ ૪ ॥

તેહવઇ કનકવતી વરમાલા
લેઈ આવી નયણ વિસાલા
ચિત્ર લિખ્યઉ નઇ આયઉ દૂત
તે દેષઇ નહી વર અદભૂત ॥ ૫ ॥

ચિહ્ન દેષઇ ઢીલઇ કોઈ
વલિ જાણઇ મત ભ્રમ મુઝ હોઈ
મકરિ વિલંબ કહઇ સહુ સખિઆં
વર ગમતઉ વરિ દેષી અંષિઆં ॥ ૬ ॥

કનકવતી કુમરી કહઇ એમ
વર હું ન દેષું જિહાં મુજ પ્રેમ
પુણ્ય હીન કરું કિસઉ ઉપાય
તે વર વિણ મુઝ ગતિ નહી કાંય ॥ ૭ ॥

હૈ હૈ કૂટિ રે હીયા
તુઝનઇ સબલ દિવદુષ દીયા
ઇમ દુખ કરતી ધનદનઇ દીઠઉ
કરિ પ્રણામ વચન કહઇ મીઠઉ ॥ ૮ ॥

હે દેવ પૂરવ પ્રમદા જાણી
મ કરિ હાસી હું થાઉં વિલષાણી
મન માન્યઉ તઇ મુઝ ભરતાર
રૂપ ફેરિ કીયઉ અવર પ્રકાર ॥ ૯ ॥

ધનદ દેવ હસીનઇ બોલ્યઉ
સાચપણઇ અપણુઉ મન ખોલ્યઉ
હે વસુદેવ સુંદરડી તેહ
દ્યઇ મુઝનઇ મઇ દીધી જેહ ॥૧૦॥

સુંદરડી વસુદેવ ઉતારી
મૂલગઇ રૂપ થયઉ અવતારી
કનકવતી દેખીનઈ હરષી
ચિત્રલિખિત સરિષઉ રૂપ નિરષી ॥૧૧॥

કુમર વર્યઉ વસુદેવ સોભાગી
દેવ તણી દુંદભી તિહાં વાગી
કનકવતી મન વંછિત ફલિયા
મન માન્યા એહવા વર મિલિયા ॥૧૨॥

ધનદ હુકમ અપછર મિલિ આવઇ
સુંદર સોહલાના ગીત ગાવઇ
કનકવતી કુમરી એ ધન્ન
વર પામ્યઉ વસુદેવ રતન્ન ॥૧૩॥

વૃષ્ટિ કરઇ વસુધારા કેરી
ધનદતણા સેવક બહુ તેરી
વસુદેવ ધનદનઇ કરિ પરણામ
પૂછઇ ઇહાં આયા કિણ કામ ॥૧૪॥

વાત ઘણી છઇ વસુદેવ એથિ
પણિ પરમારથ કહું છું તેથિ
પૂરવ ભવ સગલા કહ્યા તેહ
હું આયઉ તે જાગ્યઉ નેહ ॥૧૫॥
મહાવિદેહ ષેત્ર મઇ જિણવર
વિમલ નામ તીર્થંકર સુખકર
તિણ એક કનકવતી વાત ભાષી
મુઝ નઇ ઇંદ્ર હુંતઉ તિહાં સાષી ॥૧૬॥
ધનદ ગયઉ એ કૌતુક કરિનઇ
વસુદેવ પણિ ગયઉ કુમરી વરિનઇ
આંપ આંપણી ઠાસંઇ સહુ કોઈ
પહુતા હીયડઇ હરષિત હોઈ ॥૧૭॥
કાલંતરિ વસુદેવ કુમાર
આયઉ દ્વારિકા નયરી મઝાર
બહુતરિ સહસ અતેઉરિ તાસ
કનકવતીસું પણિ સુષવાસ ॥૧૮॥
આઠમી ઢાલ અનઇ ખંડ છઠુઉ
સાંભલતાં લાગઇ અતિ મિઠઉ
સહુ સંબંધ કીયઉ એકઠઉ
સમયસુંદર કહઇ સીલ ઉક્કિઠઉ ॥૧૯॥

**સર્વગાથા ૧૮૧**

## દૂહા

ઇણ અવસર શ્રી નેમિ જિણ, જગત્ર તણા આધાર
સાધુ સંઘાતિ પરિવર્યા, સર્વ જીવ હિતકાર ॥ ૧ ॥
દ્વારકા નગરી સમોસર્યા, હરિષ્યા ભવિઅણ લોક
ચંદ ચકોર તણી પરિં, અથવા દિનકર કોક ॥ ૨ ॥
વાસુદેવ વાંદણ ભણી, આયઉ આણંદ પૂર
અંતેઉર સહુ સાથિ લે, પ્રગટ્યઉ પુણ્ય અંકુર ॥ ૩ ॥
પ્રતિબૂધઉ પ્રભુ દેસણા, ગયસુકમાલ કુમાર
લઘુ વય સંજમ આદર્યઉ, જાણી અથિર સંસાર ॥ ૪ ॥
સમસાણઇ કાઉસગિ રહ્યઉ, ઉપસર્ગ સહ્યા કરાલ
સોમિલ સીસ પ્રજાલિયઉ, મુગતિ ગયઉ તતકાલ ॥ ૫ ॥

**સર્વગાથા ૧૮૬**

## ઢાલ નવમી

ભોપાંરા ગીતનઇ મિલતી

અથવા

સાંભલિ સનતકુમાર હો રાજેસરજી—એ ગીતની ઢાલ

કહઇ જાદવ કર જોડિ હો નેમીસરજી,
ઉપસર્ગ દેષી ગયસુકમાલ નઉ
ભવ બંધણથી છોડિ, હો નેમીસરજી
એ સંસાર અસાર બીહામણઉ ॥ ૧ ॥

વસુદેવ વિણુ નવરાય હોનેં૦ સમુદ્ર વિજયાદિક સંજમ આદર્યઉ
સિવા દેવી પ્રભુની માય હોનેં૦ સાતે સહોદર પ્રભુના સામઠા ॥ ૨ ॥

બીજા કૃષ્ણકુમાર હોનેં૦ તિણિ પણિ દીક્ષા લીધી તિણ સમઇ
રાજમતી સુવિચાર હોનેં૦ નંદ સુતા એક નાસાસુંદરી ॥ ૩ ॥

બીજી પણિ બહુ નારિ હોનેં૦ સંજમ લીધઉ યાદવની સ્રીએ
પહુતી ભવનઇ પારિ હોનેં૦ કાજ સમાર્યાં સગલાં આંપણા ॥ ૪ ॥

કૃષ્ણ કીયઉ પંચષાણુ હોનેં૦ કન્યા પરણાવું નહી હું કદે
એ પરમારથ જાણિ હોનેં૦ ચારિત લીધઉ કૃષ્ણની કુંયરી ॥ ૫ ॥

દેવકી રોહિણી એહ હોનેં૦ કનકવતી ।પણ વસુદેવ કામિની
ત્રોડયઉ ત્રટકિ સનેહ હોનેં૦ લ્યઇ વ્રત બહુતરિ સહસ અંતેઉરી ॥ ૬ ॥

ધરતી નિરમલ ધ્યાન હોનેં૦ ગૃહવાસ માહે પણિ વસતી થકી
પામ્યઉ કેવલ ન્યાન હોનેં૦ ભરતતણી પરિ કનકવંતી સતી ॥ ૭ ॥

મિલિઆ સુરનર કોડિ હોનેં૦ કેવલ મહિમા કરઇ તેહની
પ્રણમઇ બે કર જોડિ હોનેં૦ ગુણ મુખિ ગાયઇ કનકવતી તણા ॥ ૮ ॥

દીધઉ દેવતા વેસ હોનેં૦ કનકવતી વ્રત આપણપઇ લીયઉ
સાથઇ થયા સુરેસ હોનેં૦ આવી નેમીસર દરસણ દેષિ ॥ ૯ ॥

તજી કરિ ચ્યાર આહાર હોનેં૦ સાધવી કીધી માસ સંલેષણા
પહુતી મુગતિ મઝાર હોનેં૦ કનકવતી સુખ પામ્યા સાસતા ॥૧૦॥

કેવલનઉ અધિકાર હોનેં૦ તિલકાચારિજ કહ્યઉ એહવઉ
ટીકા સાત હજાર હોનેં૦ દસવીકાલિ મૂલ સૂત્રની ॥૧૧॥
મહાવિદેહ ક્ષેત્ર મઝાર હોનેં૦ ધનદેવ પહિલાં દેવલોકથી ચવી
ઉત્તમ લહિ અવતાર હોનેં૦ સંજમ સૂધઉ મુનિવર પાલિસ્યઇ ॥૧૨॥
લહિસ્યઇ કેવલ નાણ હોનેં૦ સુખ અનંતા લહિસ્યઇ સાધજી
એ પૂરવ ભવ જાણ હોનેં૦ નલદવદંતી કેરા મઇ લહ્યા ॥૧૩॥
પાંડવનેમિચરિત્ર હોનેં૦ એ અધિકાર તિહાંથી ઉધર્યઉ
ચંચલ કવિઅણ ચિત્ત હોનેં૦ કવિયણ કેરી કિહાં કણિ ચાતુરી ॥૧૪॥
અધિકું ઊછું એથિ હોનેં૦ વીસર ભોલપણઇ જેમઇ કહ્યું
મિચ્છામિ દુક્કડં તેથિ હોનેં૦ સંઘ સમખઇ તે મઇ આપીયું ॥૧૫॥
નવમી ઢાલ રસાલ હોનેં૦ છઠ્ઠા ખંડ તણી પૂરી થઈ
વારુ વચન વિસાલ હોનેં૦ સમયસુંદર ભણઇ ભાવસું ॥૧૬॥

**સર્વગાથા ૨૦૨**

## ઢાલ દસમી

ગીતાચ્છંદાની

સુધરમ સામિ પરંપરા, ચંદ કુલવઇરી સાષ
કૌટિક ગણ ગચ્છ ખરતરઊ, ભટ્ટાર કિયા સુભાષ
સુભાષ જુગ પરધાન જિણચંદ, પ્રથમ શિષ્ય સિરોમણિ
જસુ ગોત્ર રીહડ નામ પંડિત, સકલચંદ પ્રસિદ્ધિ ઘણી

તસુ શિષ્ય પભણઇ સમયસુંદર, ઉપાધ્યાય ઇસી પરઇ
વાંચનાચારિજ હર્ષનંદન, પ્રમુખ શિષ્ય નઇ આદરિ ॥ ૧ ॥

ગોત્ર ગોલોછા ગહગહઇ, મેડતા નગર મઝારિ
દિન દિન સંઘ માહે દીપતા, ખરતર ગચ્છ સિણગાર
સિણગાર ધર્મ તણા ધુરંધર, દેવગુરુ રાગી ઘણું
રાયમલ પુત્ર રતન્ન અમીપાલ, ષેતસી નેતસી ભણું
રાજસી તાસુ ભત્રીજ તિહાં કણિ, નેતસી આગ્રહ કરી
ચઉપઈ કીધી સમયસુંદર, નલદવદંતી ચરિતરી ॥ ૨ ॥

સંવત સોલ તિહુત્તરઇ, માસ વસંત આણંદ
નગર મનોહર મેડતઉ, જિહાં વાસુપૂજ્ય જિણંદ
વાસુપૂજ્ય તીર્થંકર પ્રસાદઇ, ગચ્છ ખરતર ગહગહઇ
ગછરાય જુગ પરધાન જિનસિંહ, સુરિ સદગુરુ જસ લહઇ
ઉવાઝાય ઈમ કહઇ સમયસુંદર, કીયઉ આગ્રહ નેતસી
ચઉપઈ નલદવદંતી કેરી, ચતુર માણસ ચિતવસી ॥ ૩ ॥

**સર્વગાથા ૨૦૫**

ઇતિશ્રી નલદવદંતી ચઉપઈ સંપૂર્ણા ॥ સમાપ્તા ॥
શ્રી ગ્રંથાગ્રં શ્લોકસંખ્યા ૧૩૦૭

# परिशिष्ट अ

## સમયસુંદરકૃત

## શ્રી દવદન્તી સતી ગીતમ્

ધન સારથવાહ સાધુનઇ—એહની ઢાલ

નલ દવદંતી નીસર્યા,
જૂયટઇ હાર્યઉ દેસ નલ રાજા;
વનમાંહિ રાતિ વાસઉ વસ્યા,
સૂતા ભૂમિ પ્રદેસ નલ રાજા ॥ ૧ ॥

મુઝ નઇ મુંકી તૂં કિહાં ગયઉ,
અબલા કુણ આધાર નલ રાજા;
સાદ કરઇ સગલી દિસઇ,
દવતંતી નિજ નારિ નલ રાજા ॥ ૨ ॥ મુ૦

દવદંતી સૂતી થકી,
મૂકી ગયઉ રાય નલ રાજા;
વસ્ત્ર ઉપરિ અક્ષર લિખ્યા,
સાસરઇ પીહરિ જાય નલ રાજા ॥ ૩ ॥ મુ૦

દવદંતી દેખઇ નહીં,
નયણ સલૂણઉ નાહ નલ રાજા;
ઘઇ ઓલંભા દેવ નઇ,
દુખ કરઇ મન માંહિ નલ રાજા ॥૪॥ સુ૦

હે હે પુરુષ કઠિન હિયા,
પુરુષ નઉ કેહઉ વેસાસ નલ રાજા;
ઇમ અબલા નઇ એકલી,
કુણ તજઇ વનવાસ નલ રાજા ॥૫॥ સુ૦

દવદંતી પીહર ગઈ,
પાલ્યઉ નિરમલ શીલ નલ રાજા;
સમયસુંદર કહઇ પિયુ મિલ્યઉ,
લાધા અવિચલ લીલ નલ રાજા ॥૬॥ સુ૦

। ઇતિ નલદવદંતી ગીતમ્ ।

## परिशिष्ट आ

### ખરતર ગચ્છની પાટપરંપરા

( ઉપાધ્યાય સમયસુંદર સુધી )

નેમિચન્દ્રસૂરિ

|

ઉદ્યોતનસૂરિ

|

વર્ધમાનસૂરિ

|

જિનેશ્વરસૂરિ

|

જિનચન્દ્રસૂરિ

|

અભયદેવસૂરિ

|

જિનવલ્લભસૂરિ

|

જિનદત્તસૂરિ

|

જિનચન્દ્રસૂરિ

|

જિનપતિસૂરિ

|

જિનેશ્વરસૂરિ

|

જિનપ્રબોધસૂરિ

|

જિનચન્દ્રસૂરિ

|

જિનકુશલસૂરિ

|

જિનપદ્મસૂરિ

|

જિનલબ્ધિસૂરિ

|

જિનચન્દ્રસૂરિ

|

જિનોદયસૂરિ

|

જિનરાજસૂરિ

|

જિનભદ્રસૂરિ

|

જિનચન્દ્રસૂરિ

|

જિનસમુદ્રસૂરિ

|

જિનહંસસૂરિ

|

જિનમાણિકચસૂરિ

|

જિનચન્દ્રસૂરિ (અકબર પ્રતિબોધક, યુગપ્રધાન)

|

સકલચન્દ્ર ગણિ

|

સમયસુંદર ગણિ

સમયસુંદર મહારાજે પોતાની કૃતિ અષ્ટલક્ષી માં ખરતર ગચ્છની પરંપરા ઉપર પ્રમાણે આપી છે. તેઓ વર્ધમાનસૂરિના પૂ. ગુરુ નેમિચન્દ્રસૂરિથી આ પરંપરા સિદ્ધ કરે છે. આ પરંપરામાં તેમણે મુખ્ય ગણનાયકોનો ઉલ્લેખ કર્યો છે, અન્ય શિષ્યો અને તેમની પરંપરાઓનો નહિ.


ગા. કીર્તિવર્ધન ( કુશલો )
અમરવિમલ ( આસકરણ )
કલ્યાણચન્દ્ર
આલમચન્દ
ભીમજી
ભક્તિવિલાસ
જયરત્ન
કસ્તૂરચન્દ્ર
હંસરાજ
આણંદચંદ
ચતુર્ભુજ
લાલચન્દ
હર્ષચન્દ
અમરચન્દ
ચુન્નીલાલ
ગુલાબચન્દ
જીવણજી
ખેમચન્દ
ભવાનીરામ
ભગવાનદાસ
માણકચન્દ
તનસુખજી
દૌલતજી
ચુન્નીલાલજી
કપૂરચન્દ
મનસુખ
ભાગચન્દ
રામલાલ
કપૂરચન્દ
સૂરદાસજી
માઇદાસ
જયવન્ત
પ્રતાપસી
ધર્મદાસ
ઉદેચન્દ

અણસણ કરી અણગાર સંવત સતરે હો,
સય બિડોત્તરે,
અહમદાવાદ મઝાર પરલોકે પહુંચા હો,
ચૈત્ર શુદિ તેરસે ॥૧૦॥

વાદી ગજદલસીંહ પાટ પ્રભાકર હો,
પ્રતપે તેહને,
હરપનન્દન અણવીહ પંડિત માંહિ હો,
લીહ કાઢી જિણે ॥૧૧॥

પ્રગટ જાસુ પરિવાર ભાગ્યવન્ત મોટો હો,
વાચક જાણીયે,
દિન દિન જયજયકાર જગ જિરંજીવો હો,
રાજસોમ ઈમ કહે ॥૧૨॥

ઇતિ મહોપાધ્યાય સમયસુંદરજી ગીતમ્॥

(૨)

## કવિ દેવીદાસકૃત

## મહોપાધ્યાય સમયસુંદરજી ગીતમ્

(રાગ આસાવરી-સિંધુડો)

સમયસુંદર વાણારસ વંદિયે,
સુલલિત વાણી વખાણોજી,
રાય રંજણ ગીતારથ ગુણનિલો જી,
મહિમા મેરુ સમાણોજી ॥૧॥ સમય૦

અરથ કરી અકબર મન રીઝવ્યો,
વલિ કહૂં બીજી વાતો જી,
જેસલમેર સાંડા જીવ છોડાવ્યા,
રાવલ કરિ રલિઆતો જી, ॥૨॥ સમય૦

શીતપુર માંહે જિણ સમઝાવિયો,
મખનૂમ મહમદ સેખો જી,
જીવદયા પરા પડહ ફેરાવિયો,
રાખી ચિહુંખંડ રેખોજી ॥૩॥ સમય૦

દંડ દિવાને અગલે દીપતા,
સંઘ ઘણો સોભાગો જી,
માને મોટા રાણા રાજિયા,
વણારીસ બડભાગો જી ॥૪॥ સમય૦

## परिशिष्ट ई

### (१) समयसुंदरने अंजलि अर्पतां गीतो

### राजसोमकृत

### महोपाध्याय समयसुंदरजी गीतम्

[ढाल हांजरनी]

નવ ખંડમેં જસુ નામ પંડિત ગિરુઆ હો,
તર્ક વ્યાકર્ણ ભણ્યા,
અર્થ કિયા અભિરામ, પદ એકણુરા હો,
આઠ લાખ આકરા ॥ ૧ ॥

સાધુ બડો એ મહન્ત અકબર શાહે હો,
જેહ વખાણીયો,
સમયસુંદર ભાગ્યવંત પાતિશાહ તૂઠો હો,
થાપલિ ઇમ કહ્યો રે ॥ ૨ ॥

જીવદયા જશ લીધ રાઉલ રંજી હો,
ભીમ જેસલગિરિ,
કરણી ઉત્તમ કીધ સાંડા છોડાયા હો,
દેશમેં મારતા ॥ ૩ ॥

સિદ્ધપુર માંહે શેખ મહમ્મદ મોટો હો,
જિણ પ્રતિબોધીયો,
સિન્ધુ દેશ માંહે વિશેષ ગાયાં છોડાવી હો,
તુરકે મારતી ॥ ૪ ॥

સખર વસ્ત્ર પટકૂલ ગચ્છ પહરાયો હો,
ખરતર ગરુઅડો,
વચન કલા અનુકૂલ પ્રબંધ દેખી હો,
શાસ્ત્ર કીધાં ઘણાં ॥ ૫ ॥

પર ઉપગાર નિમિત્તિ કીધો સગલો હો,
ધન ધન ઇમ કહે,
ગીત છંદ બહુ વૃત્તિ કલિયુગ હો,
જિણે શાકો કિયો ॥ ૬ ॥

જુગ પ્રધાન જિનચન્દ સ્વયંહસ્ત વાચક હો,
પદ લાહોરે દિયો,
શ્રી જિનસિંહસૂરિંદ શાહર લવેરે હો,
પાઠક પદ કીયો ॥ ૭ ॥

આગમ અર્થ અગાહ સયંમુખ સાચો હો,
જેણે પ્રરુપીયો,
ગિરુઓ ગુરુ ગજગાહ પરિવાર પૂરો હો,
જેહનો પરગડો ॥ ૮ ॥

કીધો ક્રિયા ઉદ્ધાર સંવત સાલે હો,
ઇક્કાણુ સમે,
ગૌતમને અણુહાર પંચાચાર પાલે હો,
ઘણું વલી ખપ કરે ॥ ૯ ॥

અણસણ કરી અણગાર સંવત સતરે હો,
સય બિડોત્તરે,
અહમદાવાદ મઝાર પરલોકે પહુંચ્યા હો,
ચૈત્ર શુદિ તેરસે ॥૧૦॥

વાદી ગજદલસીંહ પાટ પ્રભાકર હો,
પ્રતપે તેહને,
હરખનન્દન અણવીહ પંડિત માંહિ હો,
લીહ કાઢી જિણે ॥૧૧॥

પ્રગટ જાસુ પરિવાર ભાગ્યવન્ત મોટો હો,
વાચક જાણીયે,
દિન દિન જયજયકાર જગ ચિરંજીવો હો,
રાજસોમ ઇમ કહે ॥૧૨॥

ઇતિ મહોપાધ્યાય સમયસુંદરક ગીતમ્॥

(૨)

## કવિ દેવીદાસકૃત

## મહોપાધ્યાય સમયસુંદરજી ગીતમ્

(રાગ આસાવરી-સિંધુડો)

સમયસુંદર વાણારસ વંદિયે,
સુલલિત વાણી વખાણોજી,
રાય રંજણ ગીતારથ ગુણનિલો જી,
મહિમા મેરુ સમાણોજી ॥૧॥ સમય૦

અરથ કરી અકબર મન રીઝવ્યો,
વલિ કહૂં બીજી વાતો જી,
જેસલમેર સાંડા જીવ છોડાવ્યા,
રાવલ કરિ રલિઆતો જી, ॥૨॥ સમય૦

શીતપુર માંહે જિણ સમઝાવિયો,
મખનૂમ મહમદ સેખો જી,
જીવદયા પરા પડહ ફેરાવિયો,
રાખી ચિહુંખંડ રેખોજી ॥૩॥ સમય૦

દંડ દિવાને અગલે દીપતા,
સંઘ ઘણો સોભાગો જી,
માને મોટા રાણા રાજિયા,
વણારીસ બડભાગો જી ॥૪॥ સમય૦

સદ્ગુરુ સિંગલો ગચ્છ પહિરાવિયો,
લોકમાંહે યશ લીધો જી,
હર્ષનન્દન સરખા શિષ્ય જેહને,
'વાદી' વિરુદ પ્રસિદ્ધો જી ॥ ૫ ॥ સમય૦

જન્મભૂમિ સાચોરે જેહની,
વંશ પોરવાડ વિખ્યાતો જી,
માતુ 'લીલાદે' 'રૂપસી' જનામયા,
એહવા ગુરુ અવદાતો જી ॥ ૬ ॥ સમય૦

(શ્રી)જિનચન્દસૂરિ સંઇહથે દીખિયા,
સકલચન્દ ગુરુ શીશો જી,
સમયસુંદર ગુરુ ચિર પ્રતપૈ સદા,
ધે દેવીદાસ આસીસો જી ॥ ૭ ॥ સમય૦

ઇતિ શ્રી સમયસુંદરોપાધ્યાયાનાં ગીતમ્ ।

(૩)

## વાદી હર્ષનન્દનકૃત

## શ્રી સમયસુંદર ઉપાધ્યાયાનાં ગીતમ્

( રાગ મારુણી )

સાચ સાચોરે સદગુરુ જનમિયા રે,
રૂપસી જીરા નંદ,
નવયૌવન ભર સંયમ સંગ્રહ્યો જી,
સંહિથ શ્રી જિનચંદ ॥ ૧ ॥

ભલે રે વિરાજ્યો ઉપાધ્યાય દેશમેં રે,
સમયસુંદર સરદાર,
અધિક પ્રતાપી વડ જિમ વિસ્તરૈ રે,
શિષ્ય શાખા પરિવાર ॥ ૨ ॥ ભલે૦

ચવદૈ વિદ્યા આપણુ અભ્યસી રે,
પણ્ડિત રાય પડૂર,
છોડાયા સાંડા મયણે મારતા રે,
રાઉલ ભીમ હજૂર ॥ ૩ ॥ ભલે૦

લાહાઉરે અકબર રંજિયો રે,
આઠ લાખ અરથ દિખાડ,
વાચક પદવી પણ પામી તિહાં રે,
પરગડ વંશ પોરવાડ ॥ ૪ ॥ ભલે૦

સિન્ધુ વિહારે લાભ લિયઉ ઘણો રે,
રંજી મખનૂમ સેખ,
પાંચે નદિયાં જીવદયા ભરી રે,
રાખી ધેનુ વિશેષ ॥૫॥ ભલે૦

પાહરાયા પૂરા મુનિવર ગરછના રે,
પ્રણમે ભૂપતિ પાય,
બજડાવ્યા વાજા તાજા મેડતા રે,
રંજી મંડોવર રાય ॥૬॥ ભલે૦

વાલ્હો લાગે ચતુર્વિધ સંઘને રે,
સકલચંદ ગણિ શીશ,
ખડ વખતી વાદી સદારે,
હર્ષનંદન સુજગીશ ॥૭॥ ભલે૦

ઇતિ શ્રી સમયસુંદર ઉપાધ્યાયાનાં ગીતમ્।

# ટિપ્પણ

(ટિપ્પણમાં પહેલાં દરેક ઢાલ, દૂહાનો મુખ્ય સાર આપ્યો છે. ત્યાર પછી શબ્દોના અર્થ અને ત્યાર પછી વિશેષ સમજૂતી કે સરખામણી આપી છે. જ્યાં સમજૂતી લાંબી થઈ છે, ત્યાં શબ્દોના અર્થ વચ્ચે વચ્ચે આપ્યા છે. કાળા અક્ષરે છાપેલા આંકડા તે તે ઢાલ કે દૂહાની કડીનો સંખ્યાંક સૂચવે છે.)

## ખંડ પહેલો

**ऍ॰॥**—ગ્રંથલેખનના આરંભમાં લહિયાઓ કંઈક મંગલસૂચક નમસ્કાર લખતા. એમાં આ ચિહ્ન લગભગ ઘણી પ્રાચીન હસ્તપ્રતોમાં જોવા મળે છે. "આ ચિહ્નને, મારવાડમાં નાનાં બાળકોને અભ્યાસની શરૂઆતમાં ॥ ૫૦ ॥

ૐ नमः सिद्धं । ની કક્કાના—સ્વરવ્યંજનની અને કાતંત્રવ્યાકરણપ્રથમપાદ વગેરેની જે પાટીઓ ભણાવવામાં આવે છે તેમાં 'બે લીટી, ભલે, મીંડું, બે પાણ' તરીકે ગોખાવવામાં આવે છે. એને આધારે અત્યારના જૈન લહિયાઓ અને જૈન મુનિઓ સુદ્ધાં ઉપરોક્ત ચિહ્નને '**ભલે મીંડુ**' તરીકે ઓળખે છે. પરંતુ આ નામ ઉપરોક્ત ચિહ્નના વાસ્તવિક આશયને પ્રગટ કરવા માટે પૂરતું નથી. 'બે લીટી, ભલે, મીંડુ, બે પાણ' એ માત્ર ઉપરોક્ત ચિહ્નની આકૃતિ કેવી છે એની અપૂર્ણ માહિતી પૂરી પાડે છે......અત્યારની લગભગ છ સાત સૈકાથી એક સરખી રીતે ચાલી આવતી 'ભલે મીંડા'ની આકૃતિ (**ऍ॰॥**) એ પ્રાચીન ઓંકારના ચિહ્નમાંથી પરિવર્તન પામેલા ઓંકારની સાંકેતિક આકૃતિ છે."

'ૐ नमः सिद्धं ।' ની પાટી આ રીતે ભણાવવામાં આવે છે:— "બે લીટી, ભલે, મીંડુ, બડ બો લીઆરી, ઉગણ ચોટીઓ, માથે પોઠીઓ, નાનો વીટલો, માંમો માવળો, માંમારે હાથમેં દોય લાડુ, સીરાંવાળી સોકરી, પાછેવાળી ટુંડાળી, ધામે ઢાયો ધોકલો, માથે ચડીઓ છોકરો, હાથમેં ડાંગલી."

**મુનિ શ્રી પુણ્યવિજયજી**
(ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને
લેખનકળા, પૃ. ૬૦–૬૧).

**દૂહા ( પૃ. ૧ )** સીમંધર સ્વામી, યુગમંધર સ્વામી વગેરે વીસ વિચરતા જિનેશ્વરો, કેવળજ્ઞાનીઓ, તીર્થંકરો, ગણધરો, સાધુઓ, સદ્‌ગુરુ અને સરસ્વતીને પ્રણામ કરું છું. દવદંતી મોટી સતી થઈ ગઈ. સૃષ્ટિના કર્તાએ બીજી અસંખ્ય સ્ત્રીઓનું સર્જન કર્યું છે, પણ તેમાં દવદંતી પૂજાય છે. એવી દવદંતીની કથા ૭ ખંડમાં કહીશ, જે કહેતાં મારી જીભ પવિત્ર થશે, અને જે સાંભળતાં, હે ભાવિકજનો, તમારા કાન પવિત્ર થશે.

**૧–૨** સામી–સ્વામી; વિહરમાણ–હંમેશ વિચરતા; જિણ–રાગદ્વેષને સંપૂર્ણપણે જીતનાર આત્મા; અઢી દીપમઇ–અઢી દ્વીપમાં–જંબૂ + ધાતકી ખંડ + ½ પુષ્કરાવર્ત–એમ મળી અઢી દ્વીપમાં. સીમંધર સ્વામી જેમાં મુખ્ય છે એ વીસ જિનેશ્વર તે આ પ્રમાણે. ૧. સીમંધર, ૨. યુગમંધર, ૩. બાહુ, ૪. સુબાહુ, ૫. સુજાત, ૬. સ્વયંપ્રભ, ૭. ઋષભાનન, ૮. અનંતવીર્ય, ૯. સૂરપ્રભ, ૧૦. વિશાલ, ૧૧. વજ્રંધર, ૧૨. ચન્દ્રાનન, ૧૩. ચન્દ્રબાહુ, ૧૪. ભુજંગ, ૧૫. ઈશ્વર, ૧૬. નમિપ્રભ, ૧૭. વીરસેન, ૧૮. મહાભદ્ર, ૧૯. દેવજસા, ૨૦. અજિતવીર્ય.

જૈન ધર્મની માન્યતા પ્રમાણે કેડે હાથ દઈ ઊભેલા પુરુષની આકૃતિ જેવી ૧૪ રાજલોકની આખી સૃષ્ટિ બનેલી છે. તેમાં નીચેના ભાગમાં નરક અને ઉપરના ભાગમાં દેવલોક છે. અને નાભિના સ્થાને મનુષ્યક્ષેત્ર છે. આ મનુષ્યક્ષેત્ર અઢી દ્વીપમાં આવેલું છે. જૈન શાસ્ત્રની ભૂગોળ પ્રમાણે મેરુ પર્વતની આસપાસ એક લાખ જોજન પ્રમાણનો જંબૂદ્વીપ આવેલો છે. તેને ફરતો લવણ સમુદ્ર બે લાખ જોજન પ્રમાણનો છે. તેને ફરતો ધાતકી ખંડ ચાર લાખ જોજન પ્રમાણનો છે. તેને ફરતો કાલોદધિ આઠ લાખ જોજન પ્રમાણનો છે. અને તેને ફરતો પુષ્કરાવર્ત સોળ લાખ જોજન પ્રમાણનો છે. પરંતુ પુષ્કરાવર્તનો અડધો દ્વીપ મનુષ્યક્ષેત્ર માટે ગણાયો છે. બાકીના અડધા દ્વીપમાં માનુષ્યોત્તર પર્વત છે, જ્યાં માણસનો જન્મ થતો નથી. આમ જંબૂદ્વીપની બંને બાજુ ૨૨ લાખ જોજન જેટલો મનુષ્યક્ષેત્રનો પ્રદેશ આવેલો છે. એટલે બંને બાજુ મળીને તેમ જ જંબૂદ્વીપ સાથે આ મનુષ્યક્ષેત્રના પ્રદેશની ત્રિજ્યા ૪૫ લાખ જોજન જેટલી માનવામાં આવે છે.

આ અઢી દ્વીપમાં ૧૫ કર્મભૂમિ, ૩૦ અકર્મભૂમિ અને ૫૬ અંતરદ્વીપ, એમ ૧૦૧ મનુષ્ય ઉત્પન્ન થવાનાં ક્ષેત્ર છે. પરંતુ તેમાં અકર્મભૂમિ અને અંતરદ્વીપમાં હંમેશાં યુગલિકો જન્મે છે. આ યુગલિકોને જરા, વ્યાધિ કે દુઃખ જેવું કશું જ નથી હોતું. દસ કલ્પવૃક્ષો તેમની ઇચ્છા પૂરી પાડે છે. યુગલ—સ્ત્રી અને પુરુષ સાથે જન્મે છે, પતિપત્નીનો વ્યવહાર રાખે છે, અને એક યુગલને જન્મ આપે છે. અઢી દ્વિપની ૧૫ કર્મભૂમિને મનુષ્યનાં ધર્મકર્મનું ક્ષેત્ર માનવામાં આવી છે. આ પંદર કર્મભૂમિમાંથી ત્રણ જંબૂદ્વીપમાં, ૭ ધાતકી ખંડમાં અને ૭ પુષ્કરાવર્તમાં આવેલી છે. જંબૂદ્વીપમાં એક મહાવિદેહક્ષેત્ર, એક ભરતક્ષેત્ર અને એક ઐરાવત ક્ષેત્ર એ પ્રમાણે ત્રણ કર્મભૂમિ છે. ધાતકી ખંડ અને પુષ્કરાવર્તમાં એથી બમણી છે. એટલે અઢી દ્વીપમાં બધાં મળી પાંચ મહાવિદેહક્ષેત્ર, પાંચ ભરતક્ષેત્ર અને પાંચ ઐરાવતક્ષેત્ર આવેલાં છે.

દરેક મહાવિદેહના ૩૨ ભાગ છે, જે વિજયને નામે ઓળખાય છે. વિજય એટલે ચક્રવર્તીને જીતવા યોગ્ય ક્ષેત્ર. કુલ પાંચ મહાવિદેહનાં એ રીતે ૧૬૦ વિજયક્ષેત્ર છે. દરેક મહાવિદેહના આઠમા, નવમા, ચોવીસના અને પચીસમા વિજયમાં એક એક, એમ એક મહાવિદેહમાં ચાર વિહરમાણ જિન છે. એ પ્રમાણે અઢી દ્વીપનાં પાંચ મહાવિદેહોમાં બધા મળી ૨૦ વિહરમાણ જિન છે. મહાવિદેહ ક્ષેત્રોમાં હંમેશાં વીસ જિનેશ્વર વિચરતા જ હોય છે. તેઓ બધાનાં ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ એ પાંચે કલ્યાણક સમકાલીન જ હોય છે. વીસ જિનેશ્વરોનું નિર્વાણ થતાં તરત બીજા વીસ જિનેશ્વરો તેમનું સ્થાન લે છે. વર્તમાન સમયમાં આ મહાવિદેહ ક્ષેત્રોમાં ઉપરોક્ત સીમંધર સ્વામી વગેરે ૨૦ જિન વિચરે છે.

કોડિ–કરોડ; સહસ–સહસ્ર, હજાર; કેવલી–કેવળજ્ઞાની; સાધ–સાધુ. જૈન ધર્મ પ્રમાણે જ્ઞાન પાંચ પ્રકારનાં છે. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય અને કેવળજ્ઞાન.

કેવળજ્ઞાન તે ત્રિકાળનું જ્ઞાન છે. કેવળજ્ઞાન પ્રાપ્ત કરનારને આ સંસારમાં ફરી જન્મ લેવાપણું રહેતું નથી. તે મોક્ષનો અધિકારી બને છે. દરેક વિહર-માણ જિનની સાથે બે કરોડ કેવળજ્ઞાની હોય છે; અને દરેકની સાથે બે હજાર કરોડ સાધુઓ હોય છે. **૩–૫.** જિણચંદ–જિનચન્દ્ર–તીર્થંકર. આદિનાથ વગેરે

વર્તમાન ચોવીસીના ચોવીસ તીર્થંકરો. એમાં છેલ્લા બે તે પાર્શ્વનાથ અને મહાવીર સ્વામી. ચઉદ સહસ બાવન–આમાં લહિયાની ભૂલ છે. બીજી પ્રતમાં 'ચઉદહ સય બાવન' લખ્યું છે તે બરાબર છે. તીર્થંકરોના ચૌદ હજાર નહિ, પણ ચૌદ સો ને બાવન ગણધરો છે. ગણધરો એટલે પટ્ટશિષ્યો. તેઓ તીર્થંકરોની વાણીને સૂત્રરૂપે રચે છે. ગણધરો દ્વાદશાંગી (૧૪ પૂર્વ અને ૧૧ અંગ) ની રચના કરનાર છે. જૈન માન્યતા પ્રમાણે અંબાડી સહિત હાથીના માપ જેટલા કાજળની શાહી બનાવવામાં આવે તો તેટલી શાહીથી પહેલું પૂર્વ લખાય. ઉત્તરોત્તર દરેક પૂર્વમાં બમણી શાહી જોઈએ.

જતી–સાધુ; લાપ-લાખ; પૂરવ–પૂર્વ. સાષ–સાખ–સાક્ષી; સૂત્ર સિદ્ધાંતે સાષ–સૂત્ર સિદ્ધાંતમાં બતાવ્યા પ્રમાણે. તીર્થંકરોએ જેમને પોતાને હાથે જ દીક્ષા આપેલી છે એવા, ચોવીસે તીર્થંકરોના બધા મળીને ૨૮ લાખ સાધુ છે. આ ઉપરાંત પોતાને હાથે દીક્ષા ન આપી હોય એવા બીજા ૪૮૦૦૦ સાધુઓ છે. આ બધા સૂત્ર સિદ્ધાંતમાં બતાવ્યા છે.

ગણધરો પહેલા ૧૪ પૂર્વની રચના કરે છે. એ ચૌદ પૂર્વનો સાર નવકાર મંત્ર છે; કારણ કે ચૌદ પૂર્વમાં સાધકની પ્રથમાવસ્થાથી પૂર્ણાવસ્થા સુધીનો વિકાસ સમજાવ્યો છે. અને નવકારમાં પણ અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ–એ પાંચ પરમેષ્ઠિને નમસ્કાર કરવામાં આવે છે. પાંચ પરમેષ્ઠિ આત્મા ક્રમિક ઊર્ધ્વ વિકાસને દર્શાવે છે.

**૬–૧૦** સહૂનઇ–સહુને; સમરું–સ્મરું–સ્મરણ કરું; સરસતિ–સરસ્વતી; સામિણી–સ્વામિની; પસાય–પ્રસાદ–કૃપા; છે–છ; નિરમલ–નિર્મળ; બઇયરિ–બૈરી; સિરજી–સરજી; કરતાર-કર્તા સૃષ્ટિના–બ્રહ્મા; આઉલિ–આવળ; ફૂટર–શુદ્ધ પાઠ ફૂટર, એટલે સુવિકસિત, ખીલેલાં; ચાઢઈ–ચઢાવે; ભવિક–જે વ્યક્તિઓ ધર્મની ભૂમિકામાં આંતરદષ્ટિએ યોગ્ય હોય તે; અથવા જીવનની ઉત્ક્રાન્તિ માટે યોગ્ય આત્મા.

જૈન પરિભાષા પ્રમાણે તાત્ત્વિક સ્વરૂપના દર્શન માટે અભિમુખ એવી કોઈ પણ ધર્મની વ્યક્તિ, જે જીવ, અજીવ, પાપ, પુણ્ય, મોક્ષ વગેરે નવ

તત્ત્વોને માને છે તે ભવ્ય જન તરીકે ઓળખાય છે. જે વ્યક્તિ જીવ, અજીવ વગેરેમાં માને છે, પણ મોક્ષમાં માનતી નથી તે અભવ્ય જન તરીકે ઓળખાય છે.

**આઉલિ...કોય**—આશ્ચર્યની વાત છે કે આવળનું ફૂલ ખૂબ ખીલેલું અને સુંદર હોવા છતાં કોઈ પગે પણ પૂજા કરતું નથી, પણ ચંપાના ફૂલને સહુ કોઈ માથે ચડાવે છે.

**ઢાલ પહિલી** (પૃ. ૨) જંબૂદ્વીપમાં આવેલા ભરતક્ષેત્રમાં મગધ, અંગ, બંગ વગેરે દેશો આવેલા છે. તેમાં જાણે અમરાપુરી અવતરી હોય તેવી અયોધ્યા નગરી ગઢ, મઢ, મંદિર, ચૌટાં, ઊંચા આવાસ ઇત્યાદિથી શોભી રહી છે. ત્યાં નિષધ રાજા રાજ્ય કરી રહ્યો છે. એની ઇન્દ્રાણી જેવી પટરાણીએ નળ અને કૂબર નામના બે પુત્રરત્નને જન્મ આપ્યો છે. તેમાં નળને ઉત્તમ વસ્તુઓ પ્રત્યે સ્નેહ છે, જ્યારે કૂબર કૂડ અને કપટના ઘર જેવો છે.

૧-૮ જોયણ-જોજન; જુગતિ-યુક્તિ; સોહઈ-શોભે છે; ભલઉ-ભલો-સુંદર; માંમલઉ-મામલો, હકીકત; સાઢા-સાડા (અડધાના અર્થમાં); આરીજ-આર્ય; જેમાં ધર્મની પ્રવૃત્તિ થતી હોય તેવા દેશો; શુદ્ધ ધર્મના ઉપદેશકો, આરાધકો, પ્રવર્તકો જ્યાં રહેતા હોય તે દેશો. મઝાર-મધ્ય-માં; પરસિદ્ધ-પ્રસિદ્ધ; જંગલ-જાંગલા દેશ; અહિછત્તા-અહિછત્રા નગરી; વત્થ-શુદ્ધ પાઠ વચ્છ-વત્સ; મથપુર-શુદ્ધ પાઠ મચ્છપુર.

અયોધ્યા નગરીની વાત શરૂ કરતાં પહેલાં કવિએ પરંપરા પ્રમાણે જંબૂદ્વીપ, ભરતક્ષેત્ર, તેમાં બત્રીસ હજાર દેશનો ઉલ્લેખ કરી તેમાં સાડા પચીસ આર્ય દેશો અને તેની મુખ્ય નગરીનાં નામ ગણાવ્યાં છે. અંગ, બંગ, કલિંગ વગેરે પચ્ચીસ દેશો છે. ઉપરાંત કૈકેય નામનો દેશ અડધો ગણવામાં આવે છે. કેયધ-સં-કૈકેયાર્ધ → પ્રા. કેકય અદ્ધં → કેયધ.

આર્ય દેશોનો પ્રાકૃત ભાષામાં જૂનામાં જૂનો ઉલ્લેખ જૈન આગમોમાં શ્યામાચાર્યકૃત 'પ્રજ્ઞાપનાસૂત્ર'માં મળે છે. 'પ્રજ્ઞાપનાસૂત્ર'માં પદ ૧, સૂત્ર ૩૭માં

સાડા પચીસ આર્ય દેશોનાં નામ આ પ્રમાણે જોવા મળે છે:—

रायगिह मगह चंपा अंगा तह तामलित्ति वंगा य।
कंचणपुरि कलिंगा वाणारसी चेव कासी य॥
साएय कोसला गयपुरं च कुरु सोरियं कुसट्टा य।
कंपिल्लं पंचाला अहिछत्ता जंगला चेव॥
वारवई सोरठ्ठा मिहिल विदेहा य वच्छ कोसंबी।
नंदीपुर संडिल्ला भद्दिलपुरमेव मलया य॥
वइराड मच्छ वरणा अच्छा तह मत्तियावइ दसण्णा।
सोत्तियमई य चेदी वीइभयं सिंधुसोवीश॥
महुरा य सूरसेणा पावा भंगी य मासपुरी वट्टा।
सावत्थी य कुणाला कोडीवरिसं च लाटा य॥
सेयवियाविय णयरी केकयअद्धं च आरियं भणितं।
इत्थुप्पत्ती जिणाणं चक्कीणं रामकण्हाणं॥

આ આર્ય દેશોમાં ૬૩ શલાકા પુરુષોનો વાસ છે. ઋષભદેવ, અજિતનાથ, પાર્શ્વનાથ, મહાવીરસ્વામી વગેરે ૨૪ તીર્થંકરો; ભરત, સનતકુમાર, સગર, મંઘવાન વગેરે બાર ચક્રવર્તીઓ; હરિ–વાસુદેવ; રામ–બળરામ; બેઉ હરિ–અને વાસુદેવ–એટલે કે વાસુદેવો અને પ્રતિવાસુદેવો. આમ ૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તી, ૯ વાસુદેવો, ૯ પ્રતિવાસુદેવો, અને ૯ બળદેવો મળી ૬૩ પુરુષો ગણાવવામાં આવે છે.

**૧૦–૧૪** મઢ–મઠ ચઉહટા–ચૌટાં; ચંગ–સુંદર; ઉત્તંગ–ઊંચા; પહિરણુ–(સં. परिधान) પહેરે છે; પટંબર–પાટંબર–પાટ–(સં. पट्ट) એક પ્રકારનું રેશમી વસ્ત્ર; ષાટ–ખાટ; સયલા–સઘળા; પોસાલ–પૌષધશાળા–શ્રાવકે પૌષધ કરવાનું અલગ સ્થાન, ઉપાશ્રય; સાહ–સારી રીતે કાર્ય કરનાર; साधु करोति इति साधुकार–સાધુકાર પરથી સાહુકાર અને સાહ. સત્રૂકાર–દાનશાળા; સાધવી–સાધ્વી; રતી–રતીભાર, જરા પણ; સુધાયતી–શુદ્ધ સાધુમાર્ગમાં રહેલાં, શુદ્ધ રીતે પ્રવૃત્તિ કરનારાં; ધરમ–ધર્મ; ભાંજઈ–ભાંગે; કલેસ–ક્લેશ–સંતાપ; અયોધ્યાની પ્રજા અનેક રીતે

સુખી હતી. ચોર, જાર અને ચુગલીખોર સિવાય ત્યાં કોઈને દુઃખ નહોતું. શ્રેષ્ઠિઓ દાનશાળા બંધાવતા અને ગરીબોનો ઉદ્ધાર કરતા. સાધુસાધ્વીના ધર્મોપદેશને કારણે લોકોમાં ધાર્મિકતા રહેલી હતી. **૧૫-૧૭** વરણ-વર્ણ; નારુ અને કારુ-શ્રમ કરી ગુજરાન મેળવનાર સમાજનો કનિષ્ઠ વર્ગ-વસવાયાં અને કારીગરની ચૌદ જાત-નવ નારુ અને પાંચ કારુ.

સમયસુંદરે નવ નારુ આ પ્રમાણે બતાવ્યા છે:—કંદોઇ, કાઠી, કુંભાર, માલી, મરદનિયા (માલિસ કરનારા), સુતાર, ભઇસાયત (પખાલી), તંબોલી અને કંઠાર (કઠિયારો). પાંચ કારુ આ પ્રમાણે:- ગાંછા (વાંસની ટોપલી ગૂંથનારા), છીપા (કપડાં રંગનારા), સોની, ઘાંચી અને મોચી. આમ ચૌદ નારુકારુ અને ચાર મુખ્ય વર્ણ મળી અઢાર વર્ણ ગણાવ્યાં છે.

કેટલાક નવ નારુ અને નવ કારુ એમ અઢાર વર્ણ ગણાવે છે, અને તે પણ જુદી રીતે: નવ નારુ તે:-કોળી, વાઘરી, કલાલ, વાદી, બજાણિયા, સરાણિયા, ખરાદી, ચમાર અને ઢેડ. નવ કારુ તે:—સુતાર, લુહાર, કુંભાર, સોની, કંદોઈ, માળી, હજામ, ગોવાળ અને તંબોળી.

**૧૮-૨૫** બાર જોજન પ્રમાણની અયોધ્યા નગરી હતી. આગન્યા-આજ્ઞા; વઇરી-દુશ્મન; કિસી વાતરઉ-કોઈ વાતનો; મારવાડી ભાષાની આવી છાંટ કવિના આ રાસમાં ઠેર ઠેર જોવા મળે છે. **સીતા-કરી**—શીલમાં સીતા સરખી; દઉલતિ-દૌલત આપવામાં, દાન કરવામાં; ભગતિ-ભક્તિપૂર્વક; ઉત્તમસું સનેહ-ઉત્તમ વસ્તુ પ્રત્યે સ્નેહ; ગેહ-ઘર. નિષધ રાજાની પ્રજા સર્વ વાતે સુખી હતી. એની પટરાણી પણ સીતા જેવી સતી હતી. એના બંને પુત્રો રત્ન જેવા હતા. છતાં નલ અને કૂબર વચ્ચે ઘણો ફેર હતો.

કવિ મેઘરાજે અને મહીરાજે પોતાના રાસમાં નળના આગળના ભવની કથાથી શરૂઆત કરી છે, જ્યારે સમયસુંદર અને નયસુંદરે નળના ભવની કથાથી શરૂઆત કરી છે, અને પાછળથી નળદવદંતીના આગલા ભવોની વાત કરી છે.

**ઢાલ બીજી (પૃ. ૪)** એ અવસરે પરદેશથી એક દૂત આવ્યો. એણે રાજાને કહ્યું, "વિદર્ભ દેશ અને એનું કુંડિનપુર નગર જાણે પૃથ્વીરૂપી પદ્મિનીનાં કાનનાં

કુંડલ જેવાં છે. ત્યાં ભીમ રાજા રાજ્ય કરે છે: અપ્સરા કે વિદ્યાધરી કરતાં પણ ચઢી જાય એવી એની કુંવરીનું સર્જન કર્યા પછી ખુદ બ્રહ્મા પણ એવું બીજું સર્જન કરી શકયા નથી. એવી ચંદ્રવદની, મૃગલોચની દવદંતીના લગ્ન માટે ભીમ રાજાએ સ્વયંવર મંડપ માંડચો છે, અને મોટા મોટા રાજાઓને તેડવા માટે દૂત મોકલ્યા છે. તમારા કુંવરોને તેડવા માટે મને મોકલ્યો છે. તો નળ અને કૂબરને લઈને તમે પધારો."

૧–૨ જોગનારી–જોગનાની, એ નામની ઢાલ; ષાણિ–ખાણ; વઈરી-વેરી, દુશ્મન; કિયા ભગવા વેસ–ભીમના પ્રતાપ આગળ પોતે ઝાંખા પડી જવાથી, કંઈ આશા ન રહેવાથી વિરક્ત થઈ ગયા; સેત–શ્વેત, સફેદ; સુહણઈ–સ્વપ્નમાં; અપછરા–અપ્સરા; વિહિ–વિધિ, વિધાતા, દૈવ, બ્રહ્મા; કેતઉ–કેટલો; ઇંદ–ઇન્દ્ર; ચત્રુમુખ–ચતુર્મુખ, બ્રહ્મા. વિચઈ–સં. વિચિતિ પરથી, સમૂહના અર્થમાં; વેદ વિચઈ–વેદોનો સમૂહ, ચારે વેદ; ગિરુયા–મોટા; નિરષંતા–નિરખતાં; મૃગલોયણી–મૃગલોચની; સમકિત–સમ્યક્ત્વ, સત્ય દર્શન, જ્ઞાન અને ચારિત્ર્ય; સબલઊ–સબળ; સંવરા મંડપ–સ્વયંવર માટેનો મંડપ; સગલઈ–સઘળે; વડવડા–મોટા મોટા; સહલોચન–હજાર આંખવાળો ઇન્દ્ર; દરસણ–દર્શન; ભાવી–ભવિષ્યમાં થનાર.

આ રાસમાં તેમ અન્ય કેટલીક જૈન પરંપરાની કૃતિઓમાં નળદવદંતીનો અનુરાગ સ્વયંવરથી થાય છે. મહાભારતમાં સ્વયંવર થતાં પહેલાં હંસ દ્વારા નળ અને દમયંતી વચ્ચે પ્રેમ જન્મતો બતાવવામાં આવ્યો છે, અને માટે જ દમયંતી ગમે તેટલાં વિઘ્નો છતાં સ્વયંવરમાં નળને જ વરે છે.

૨–૪ **પૃથિવી રૂપિણી જાણિ** –કુંડિનપુરનગરી જાણે પૃથ્વીરૂપી પદ્મિનીના કાનના કુંડળ જેવી શોભી રહી છે. ઉત્પ્રેક્ષા અલંકાર. **સેત ગજ...નામ**—સ્વપનમાં સફેદ હાથી દીઠો માટે નામ દવદંતી પાડયું: કોણે સ્વપ્નમાં સફેદ હાથી દીઠો એ અહીં કવિએ બરાબર સ્પષ્ટ કર્યું નથી. જૈન પરંપરા પ્રમાણે દવદંતીની માતા પુષ્પવતી (પુપ્ફદંતી)એ સ્વપ્નમાં **દવ** એટલે કે આગથી ત્રાસીને નાઠેલો હાથી એટલે કે **દંતી** જોયો. માટે તેનું નામ **દવદંતી** રાખવામાં આવ્યું.

દવદંતીના નામ માટે મેઘરાજે વધારે સ્પષ્ટતાથી લખ્યું છે:-

'તે રાણીએ સુહણે પેખીયોજી, **દંતી** એક ઉદાર;
દવથી ત્રાઠો અતિ સુખ પામવાજી, આવીયો નૃપ ઘરબાર.
જાગી રાણી ભૂપતિ પૂછીયુંજી, સુહણા તણો વિચાર;
ગજ પરમાણે છોરૂ થાયસે જી, રાય કહે સુખકાર.
પુત્રી પ્રસવી રાણી રાયને જી, કીધાં ઉચ્છવ કામ;
સુપન વિચારી રાજા નવ ઠવેજી, **દવદંતી** એ નામ.'

દમયંતીના નામ માટે પ્રેમાનંદે આપેલો પ્રસંગ આ પ્રમાણે છે:-

'એવે સમે એક **દમન** નામે, આવીયો તાપસ;
આતિથ્ય કીધું તેહનું ને, જમાડયો ખટરસ.
ઘણા દિવસની ગઈ ક્ષુધા, ને પામીઓ સંતોષ;
ત્રિકાળ જ્ઞાને જાણીઓ, રાણીનો વંઝા દોષ.
પૂછીને ત્યાં ખરું કીધું, નિશ્ચે નહિ સંતાન;
કરુણા આણી આપીયું, રાયરાણીને વરદાન.
ત્રણ પુત્ર ને એક પુત્રી, હશે રૂપનાં ધામ;
એંધાણી રાખજે એટલી, જે માહરે નામે નામ.'

વળી બીજે સ્થળે લખે છે કે:-

દમ્યું જગત સ્વરૂપ ઉદે કરિયું, માટે **દમયંતી** નામ ધરિયું

કવિ નયસુંદરે 'નળદમયંતી રાસ'માં બંને નામ ગણાવ્યાં છે:-

"વનદંતી દવથી રાખીઓ, રાણી સુપન હવો સાખીઓ;
તેહ ભણી **દવદંતી** સુતા, ઈસું કહી હુલાવે પિતા.
રૂપે દમી ત્રિભુવન સુંદરી, તેહ ભણી **દમયંતી** કુંવરી;
એહુ નામે કરી હુલાવતાં, તૃપતી ન પામે મન હરખતાં."

'નૈષધીય'માં દમયંતીના નામ માટે કવિ આવી કલ્પના કરે છે:-

भुवनत्रयसुभ्रुवामसौ दमयन्ती कमनीयतामदम् ।
उदियाय यतस्तनुश्रिया दमयन्तीति ततोऽभिधां दधौ ॥ २–१८.

(ત્રિભુવનની સુન્દરીઓના લાવણ્યમદને પોતાની શરીરકાન્તિથી '**દમતી**' તે ઉદય પામી માટે 'દમયંતી' એમ નામ પાડવામાં આવ્યું.)

'કુમારપાલપ્રતિબોધ'માં સોમપ્રભાચાર્યે દમયંતીના નામ માટે આવી કલ્પના કરી છે:-

जणणी गब्भगयाए इमीए मए सव्वे वेरिणो दमियि त्ति पउणा कयं तीए 'दमयंती' त्ति नामं । (માતાના ગર્ભમાં રહી એણે મદમાં સર્વ વેરીઓને **દમ્યા** માટે પિતાએ તેનું **દમયંતી** એવું નામ પાડ્યું.)

૫–૭ અપ્સરા કે વિદ્યાધરી કરતાં પણ સૌન્દર્યમાં ચડી જાય એવી દવદંતીનું સર્જન કર્યા પછી ખુદ બ્રહ્મા પણ પોતાની વિદ્યા ભૂલી ગયા. દવદંતીના ગુણ ગણવા માટે સરસ્વતીએ હાથમાં જપમાળા લીધી, પણ હજુ એનો પાર આવતો નથી. દમયંતીના સૌન્દર્યની અલૌકિકતા બતાવવા કવિએ સુંદર કલ્પના કરી છે.

**દૂહા**—નિષધરાજા પોતાના પુત્રો સાથે કુંડિનપુર પહોંચ્યા. ભીમ રાજાએ તેમનો સારો સત્કાર કર્યો અને તેમને સારો ઉતારો આપ્યો. ચુંપસું–ચુપકીથી, શાંતિથી; પઈસારઉ–પેસારો, પ્રવેશનો સાદ પડાવ્યો; ભલિ પરિ–સારી રીતે, તાસિ–તેને; નડ–નલ નામના સરગટના ઊંચા રોપા. ડાભ–દર્ભ–એક પ્રકારનું નાનું ઘાસ. નલ ખરેખર નડ (નલ–ઊંચો રોપો) હતો, એમાં 'નલ' શબ્દ પર શ્લેષ રહેલો છે.

**ઢાલ ત્રીજી** (પૃ. ૭) ભીમ રાજાએ સજાવેલા સ્વયંવરમંડપનું કવિ વિગતે વર્ણન કરે છે. રાજાએ જમીન સરખી કરવી, પાણી છંટાવી સ્વયંવરમંડપ ઊભો કર્યો. સુંદર ચિત્રો, પરવાળાંવાળી મોતીની જાળ, સોનાનાં લટકણ, ઊંચી ધ્વજાઓ વગેરે વડે શોભી રહેલો અને ફૂલ, ચંદન, કપૂર અને ધૂપની સુવાસથી મહેકી રહેલો મંડપ જોઈને દેવોનું મન પણ મોહી જતું હતું. ત્યાં બધા

રાજકુમારો આવીને બેઠા. નિષધરાજા પણ પોતાના બંને પુત્રો સાથે ત્યાં બેઠા. નળની આગળ બીજા રાજકુમારો સાવ ઝાંખા પડી જતા હતા.

સરિષી-સરખી; જરબાપ-જરીથી ભરેલી; સકલાતિકથી પઉસુહાવઈ-અર્થ અસ્પષ્ટ છે. સકલતાનો અર્થ બનાત અથવા કીમતી ઊન લઈ શકાય; ફૂલ પગર વિચ્છિત્તિ-ફૂલના સમૂહથી કરેલી રચના. જૂના વખતમાં વાંસની ચીપોના ચોકઠામાં ફૂલની ભિન્નભિન્ન રચનાઓ જૈન મંદિરોમાં થતી, જેને લોકો 'ફૂલઘર' કહેતા; દરસાઉ-બતાવવા લાયક; ભાંતિ (સં. भक्ति) ભાત, રચના; ફૂટરા-સુંદર; ચિત્રામ-ચિતરામણ; નારીકુંજર-જેમાં સ્ત્રી અને હાથીનાં સુંદર ચિત્રો દોરવામાં આવ્યાં હતાં; ઝાબા-ઝમરુખ, કાચની હાંડી, તખ્તા; ગુણ-સુતર; ગટકઈ-લહેર મારી રહ્યાં હતાં; ચોવા-સુગંધી તેલ; ચંદુયા-ચંદરવા; પ્રોઈ-પરોવી; વિચિ-વિચિમઈ-વચમાં; પરવાલિ-પરવાળાં; સોનારા-સોનાનાં; સછઈ તાંહ-અર્થ અસ્પષ્ટ છે; પેસદત્રો-એક ઘરેણું; પગરા-પગનાં; કેતા હિવ-કેટલાં; ભાષઈ-ભાખે-કહે; રાષઈ-રાખે; રમઝોલ-રમઝટ; સેલારસ-પહાડમાંથી ઝરતો એક રસ, જે ધૂપમાં વપરાય છે; ચીડ-એક વનસ્પતિ; ચૂર-ચૂરો, ભૂકો.

**પૂતલી...લપટાઈ**-થાંભલા પર સુંદર પૂતળીઓ શણગારીને ગોઠવી હતી. જાણે અપ્સરા જોવા માટે આવી, પણ જોયા પછી ત્યાંથી ખસવાનું એને મન થયું જ નહિ. ઉત્પ્રેક્ષા અલંકાર; ગ્રહણો ગાંઠે કરિ-ઘરેણાં ગાંઠાએ કરીને-એટલે અલંકારોવડે શણગારીને.

**દૂહા**—સોળ શૃંગાર સજીને દમયંતી સ્વયંવરમંડપમાં આવી. સાથે વંશાવલિ જાણનાર સ્ત્રી-વેત્રિણીને લીધી હતી. હાથમાં વરમાળ લઈ રાજાઓને જોતી જોતી અને રાજાઓના ચિત્તને આકર્ષતી દવદંતી ચાલવા લાગી.

ચંપક-ચમક નામનો પથ્થર; ઈસર-ઈશ્વર-શંકર; લષમી-લક્ષ્મી; **૪-૫** લોઢાને ખેંચનાર ચમક પથ્થરની જેમ દવદંતીએ બધાંનાં ચિત્ત ખેંચી લીધાં. પણ દવદંતી પોતાના ચિત્તમાં જેને ખેંચે એ જ પ્રમાણ. ચિત્તને માટે માર્ગ ઘણો વિશાળ હતો, પણ દવદંતીને જોવા માટે જતા અને આવતા ચિત્તથી માર્ગ સાંકડો થઈ ગયો હોય એમ લાગતું હતું.

૬–૭—રાજાઓ વિચાર કરતા હતા કે સૃષ્ટિના કર્તાએ રતિને માટે કામદેવનું સર્જન કર્યું, લક્ષ્મીને માટે મુરારિનું, અને પાર્વતીને માટે શંકરનું, પણ દવદંતીને માટે કોનું સર્જન કર્યું હશે?

**ઢાલ ચઉથી** (પૃ. ૯) વેત્રિણી અંગ, મગધ, બંગ, કલિંગ વગેરે દેશના રાજાઓ બતાવતી ગઈ, પણ દવદંતીને તે કોઈ પસંદ પડયા નહિ. આગળ જતાં નળ રાજાને જોતાં દવદંતી હર્ષિત થઈ. નળને જોતાં એનું મન ઠર્યું. એણે નળરાજાને વરમાળા પહેરાવી. પછી ભીમ રાજાએ અતિશય ઉત્સાહપૂર્વક દવદંતીનાં લગ્ન કર્યાં.

વેત્રિણી–વેત્ર–નેતરની છડી હાથમાં લઈને આવતી સ્ત્રી. પુરુષ હોય તો વેત્રી; ઘુંઘટ ઉટમઈ–ઘુંઘટ ઊંચો કરે છે; વષત–વખત. જસુ–જેનો; રન્નમઈ–રણમાં; ચાડઇ–ચડાવે; ચાપ–બાણ; બંગ–બંગાળ; નિહોર–પ્રાર્થના, નિવેદન; દક્ષણ–દક્ષિણ; છયલ–છેલ; વચ્છ–વત્સ; કાસીનઉ–કાશીનો; પ્રહસમઈ–પ્રભાતે, સપર–સખર–શ્રેષ્ઠ; સખરામાં સખરી– શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ; સાલિ–ડાંગર, ચોખા; તપતિ–તાપ; પિસુન–વિરોધીઓ, દુશ્મનો; પડૂર–બહુ; ચાલવણી–હલનચલન; જીપિવા–જીતવા; સારિણી–પાણીની નીક; નલતરુ–નલરૂપી વૃક્ષ; ઉછાહ–ઉત્સાહથી; વિત્થિન્નિ–વિસ્તીર્ણ, ઠાઠમાઠથી; આરિમકારિમ–આગળ પાછળની વિધિ; હાથ મુકાવણ–હાથ મુકાવવાના; દાઈજઊ–દાયજો, કરિયાવર; જૂજૂઈ–જુદા; પરઠિ–ચાલી, મોકલી; વેડિ–શૂન્ય થઈ ગઇ, વિખરાઈ ગઈ.

૨. અંગદેશના રાજાનું રૂપ કંદર્પ કરતાં જીતી ગયું, માટે કંદર્પ અનંગ થઈ ગયો. અનંગ એટલે જેને અંગ નથી તે કામદેવ. શંકરે પોતાના ત્રીજા નેત્રથી કામદેવને ભસ્મ કરી દીધો ત્યારથી કામદેવ અંગ વિનાનો એટલે કે અનંગ તરીકે ઓળખાય છે. અહીં કવિ કહે છે કે અંગ દેશના રાજાનું રૂપ જોઈને કામદેવે પોતાનું રૂપ છોડી દીધું. એટલે કે અનંગ થઈ ગયો.

૩. મગધ દેશના રાજાનો પ્રબલ પતાપ જોઈને દુશ્મનો રણમાં નાસી ગયા. એમણે ધનુષ્ય પર બાણ ચડાવવાનું છોડી દીધું.

૯. બંગાળના રાજાને દુશ્મનની સ્ત્રીઓના કાજળના ચોર તરીકે ઓળખાવ્યો છે. કવિ લાક્ષણિક રીતે એમ કહેવા માગે છે કે જે રાજા બંગાળના રાજા સાથે દુશ્મનાવટ કરે છે એ રાજાને છેવટે હારવાનો અને દુઃખી થવાનો વખત આવે છે. એની દુઃખી થયેલી સ્ત્રી રડતી હોવાને લીધે એની આંખનું કાજળ ઘસાઈ જાય છે. અથવા વિધવા થાય તો આંખે કાજળ લગાડવાનું બંધ કરવું પડે છે. આ રીતે અંગ દેશનો રાજા દુશ્મનની સ્ત્રીઓનાં કાજળનો ચોર છે.

૧૦. કાશ્મીરના રાજાને છેલછબીલા તરીકે વર્ણવ્યો છે. કાશ્મીરને કેસર અને રત્નકંબલ (ઊનના કીમતી કામળા)ની ખાણ તરીકે ઓળખાવ્યો છે.

૧૨. આ મલયાચલનો રાજા છે, જેણે પોતાના દુશ્મનોને પગે પડાવ્યા છે. ત્યાં બાવના ચંદન હોવાને લીધે તાપના છ મહિના પસાર થઈ શકે છે. મલયાચલ દેશ દક્ષિણમાં આવ્યો. ત્યાં વર્ષમાં છ મહિના એટલો બધો તાપ પડે છે કે માણસ ત્યાં રહી જ ન શકે. પણ ચંદનનાં વૃક્ષોને લીધે તાપના એ છ મહિના લોકો પસાર કરી શકે છે.

૧૬-૧૭ દવદંતીના મોઢા પરના હાવભાવ, વિશેષતઃ એની આંખના હાવભાવ જ જણાવી દેતા હતા કે એ રાજા એને ગમે છે કે નહિ. દવદંતી જેમ જેમ આગળ ચાલતી જતી હતી તેમ તેમ આગળના રાજા વધારે સભાન થઈ ચબરાક અને આનંદી દેખાવાનો પ્રયત્ન કરતા જતા હતા. જ્યારે જે રાજા આગળથી એ પસાર થઈ જતી ત્યારે તે રાજાનું મોઢું નિરાશા અને નિષ્ફળતાથી કાળું થતું અને પાછળ અંધારું થતું હોય એવું લાગતું. કવિ કહે છે કે દીવીની જેમ થતું. એટલે કે દીવી લઈને માણસ જતો હોય તે જેમ જેમ આગળ જતો જાય તેમ તેમ આગળ પ્રકાશ પડતો જાય અને પાછળ અંધકાર થતો જાય, તેવી રીતે દવદંતી ચાલતી ત્યારે થતું હતું. ઉપમા અલંકાર. કાલિદાસે રઘુવંશમાં ઇન્દુમતીના સ્વયંવરના પ્રસંગે આવી જ ઉપમા આપી છે. જુદા જુદા દેશના રાજાઓના વર્ણનમાં પણ કાલિદાસના એ સ્વયંવરવર્ણનની અસર જણાય છે.

**૨૩. દવદંતી......દેહ**—દવદંતી વિચાર કરે છે કે નળ કામદેવ જેવો સુંદર છે, એટલે એના પ્રત્યે અનેક સ્ત્રીઓ આકર્ષાઈ હશે, પણ નળ ન મળતાં વિરહમાં ઝૂરી ઝૂરીને મૃત્યુ પામી હશે. એ બધાંનું પાપ તો નળને જ લાગ્યું હશે. આટલું બધું પાપ કરવા છતાં નળ આટલો બધો સુંદર કેમ છે?

**૨૪.** બીજા રાજાઓએ નળ પ્રત્યેની ઇર્ષ્યાથી, અભિમાનથી યુદ્ધ માંડયું, પણ નળે પોતાના બળ વડે તેમને પરાજિત કર્યા. કવિએ ફક્ત બે પંક્તિમાં જ આ ઘટના કહી દીધી છે.

**૨૯. હાથ...ભેદ.** આનંદપૂર્વક બંનેનો હસ્તમેળાપ થયો. તે સમયે પ્રેમ અને ક્ષોભને લીધે પરસેવો થયો એ જાણે હૃદયમાં ન સમાતો પ્રેમરસ શરીર ભેદીને બહાર નીકળ્યો હોય એમ લાગતું હતું. કવિએ બંને વચ્ચેના અપાર પ્રેમને સુંદર રીતે વર્ણવ્યો છે. **૩૨**—લગ્ન વખતે બંનેના છેડા બાંધવામાં આવ્યા. પરંતુ બંનેનાં હૃદય—અરે બંનેનાં જીવન એકબીજા સાથે સંલગ્ન થઈ ગયાં હતાં. 'હું તારો અને તું મારી' એ રીતે બંનેના પ્રાણ એક હતા, માત્ર દેહ જ જુદા હતા.

**દૂહા**—થોક—પુષ્કળ; સંપ્રેડણ—સં. સંપ્રેષણ—વળાવવું, માવીત્ર—માવતર—માતાપિતા; કદે—કયારે; દૈવ—ભાગ્ય.

**ઢાલ પાંચમી** (પૃ. ૧૩) સાસરે જતી દવદંતીને માતાએ આપેલી શિખામણ કેટલી સુંદર અને કેટલી વ્યવહારુ છે! કેદારા રાગના ઢાળમાં લખાયેલી, મધુરલય અને પ્રાસયુક્ત, ભાવવાહી પંક્તિઓ એક સુંદર ગીત જેવી બની ગઈ છે.

સોભ—શોભા; પાસે—પાઠાંતર 'પાયે' વધારે સાચું છે. કિણ સેતી—કોઈની સાથે; સગલી—બધી; શીષ—શીખ, શિખામણ; દઉલતિ—દૌલત.

**દૂહા**—દવદંતી પોતાના પતિ સાથે વહેલમાં બેઠી. ભીમ રાજા કેટલેક સુધી તેમને મૂકી આવ્યો. નળ પોતાના લશ્કર સાથે જતો હતો. ત્યાં અડધી રાતે માર્ગમાં ભમરાઓનો અવાજ સાંભળ્યો. કશું દેખાતું નહોતું. તેમનું લશ્કર પણ થંભી ગયું. તે વખતે દવદંતીએ પોતાના કપાળ પર હાથ ઘસતાં એના

તિલકમાંથી તેજપુંજ પ્રગટ થયો. એ વડે જોયું તો એક સાધુ એકાંતમાં કાઉસગ્ગ કરી રહ્યા હતા અને એના શરીર આસપાસ ભમરા ઊડતા હતા.

વહિલિ-વહેલ; મઝારિ-માં; કટકઉ-સૈન્ય; ભમરાંરા-ભમરાના; અચરિજ -આશ્ચર્ય; લસકેર-લશ્કર; નિરતિ-નિર્વૃતિ, નિરાંત, શાંતિ; ઉજુયાલઉ-અજવાળુ; સાધ-સાધુ; નિગ્રંથ-જેણે પોતાની ગ્રંથીઓ છેદી નાખી છે તે સાધુ; કાઉસગ- એક ચિત્તે નિશ્ચિત સમય સુધી ધ્યાન ધરવાની ક્રિયા માટે વપરાતો જૈન પારિભાષિક શબ્દ; મુગતિનઉ-મુક્તિનો.

**ઢાલ. છઠ્ઠી (પૃ. ૧૫)** કટકે સાધુનો દેહ જોયો. કોઈ મદઝરતા હાથીએ સાધુના શરીર સાથે પોતાનું માથું ઘસ્યું હતું તેથી સાધુના શરીરે મદ ચોંટેલો. એ મદ પર ભમરાઓ આવીને બેઠેલા. છતાં સાધુ કાઉસગમાંથી ચલિત થયા નહોતા. નળ અને દવદંતીએ મુક્તિ પંથના એ સાધુને પ્રદક્ષિણા કરી વંદન કર્યાં. કાઉસગ પાળ્યા પછી સાધુએ તેમને ધર્મોપદેશ આપ્યો અને દવદંતીના ભાલના તિલકનું કારણ કહ્યું.

ત્રિણ્હ-ત્રણ; તોરઈ નાંમનઈ-તારા નામની; કિરિયા-ધાર્મિક ક્રિયા; નાણઈ દુખ-દુઃખ આણતા નથી; ષાજિષણું-ખંજવાળવું; રુંષ-રુંખ, વૃક્ષ. પરસંસા-પ્રશંસા; અણગાર-સાધુ; દુત્તર-દુસ્તર, પાર ન કરી શકાય તેવું; કાઉસગ પારિનઈ-કાઉસગ પાળીને, કાઉસગ પૂરો થયે; આઉષઉ-આયુષ્ય, જીવન; ધ્રમ-ધર્મ; અવધિ ન્યાની -અવધિ જ્ઞાનવાળા; વિરતંત-વૃત્તાંત; પચખાણ-વ્રત પાળવા માટેનો લીધેલો નિયમ; હું જંગમ ભેટિયઉ-લહિયાની ભૂલને લીધે 'તિરથ' શબ્દ રહી ગયો છે. સાધુને જંગમ તીર્થ-હરતા ફરતા, જીવતા જાગતા તીર્થ તરીકે ઓળખાવે છે.

જૈન પરંપરાની નળદવદંતીની કથામાં આ પ્રસંગ જોવા મળે છે. કાઉસગ કરતી વખતે ચિત્ત ગમે ત્યાં ન ભમવું જોઈએ. આસપાસ જે કંઈ થતું હોય તેની અસર ચિત્ત પર ન થવી જોઈએ એ દર્શાવવાના, અને એ દ્વારા ધર્મોપદેશ આપવાના હેતુથી આ પ્રસંગ ઉમેરાયેલો લાગે છે. દવદંતીના તિલકનું કારણ પૂર્વ ભવનાં સદ્કાર્યો છે એમ સમજાવીને સાધુએ સદ્કાર્યો માટે ઉપદેશ આપેલો છે.

**દૂહા**–નળ રાજા દવદંતીને વન, વાડી, આવાસ વગેરે બતાવતો અયોધ્યા નગરમાં આવી પહોંચ્યો. હર્ષપૂર્વક સ્ત્રીપુરુષોએ એને વધાવ્યો. એના સત્કાર માટે મંત્રીએ સુંદર પ્રવેશદ્વાર તૈયાર કરાવ્યો.

ચુંપસું–ખંતથી; પહુતઉ–પહોંચ્યો; વધાઉ–સત્કાર; પઈસારઉ–પ્રવેશ; દાર–દ્વાર.

**ઢાલ સાતમી** ( પૃ. ૧૮ ) નળ અને દવદંતી પધારતાં હોવાથી કોટવાલે નગર સ્વચ્છ કરાવ્યું, પાણી છંટાવ્યું, ગલીએ ગલીએ ફૂલ વેર્યાં, તોરણો બંધાવ્યાં, હાટ શણગાર્યાં, વાજિંત્રો વાગ્યાં. મંગલ ગીતો સાથે નલદવદંતીને વધાવવામાં આવ્યાં. બધાંએ તેમને આશીર્વાદ આપ્યા. નળનાં માતાપિતાની એ રીતે ઇચ્છા પરિપૂર્ણ બની.

કરડઉ–કરડો, કઠોર; બુહરાવી–સાફ કરાવી, બોહારી (દેશ્ય, સાવરણી) પરથી; વિખેર્યાં–વિખેર્યાં; ગૂડી–ધ્વજા; પલાણુ–જિન; સોવન–સુવર્ણ; મનરલી–મનની ઇચ્છા; સીલ–શીલ; સુરીસરૂ–સૂરિશ્વર; તસુ–તેમના. મુલકતી–મલકાતી;

૮–૯. દરેક ખંડને અંતે સમયસુંદર પોતાના ગુરુ યુગપ્રધાન જિનચન્દ્રસૂરિ, જિનસિંહસૂરિ અને સકલચન્દ્ર ગણિનું સ્મરણ કરે છે.

શ્રી જિનચન્દ્રસૂરિ અકબરના સમયમાં થઈ ગયા. બાદશાહ અકબરે તેમની પાસેથી ધર્મોપદેશ ગ્રહણ કર્યો હતો, માટે તેઓ અકબર–પ્રતિબોધક તરીકે ઓળખાયા છે. જિનચન્દ્રસૂરિનો જન્મ મારવાડમાં ખેતસર ગામે સં. ૧૫૯૫ માં થયો હતો. તેમના પિતાનું નામ શ્રીવંત અને માતાનું નામ સિયાદે. તેમનું બાલ્યાવસ્થાનું નામ સુલતાન હતું. આચાર્યશ્રી જિનમાણિક્ય સૂરિના ઉપદેશથી પ્રભાવતિ થઈ તેમણે ૯ વર્ષની વયે સં. ૧૬૦૪ માં દીક્ષા લીધી હતી. તે વખતે સાધુ તરીકે તેમનું નામ સુમતિધીર રાખવામાં આવ્યું. સં. ૧૬૧૨ માં જિનમાણિક્ય સૂરિનું અવસાન થતાં ખરતર ગચ્છની શાખા સમા બેગડ ગચ્છના આચાર્ય ગુણપ્રભસૂરિએ સુમતિધીરને જેસલમેરમાં આચાર્યની પદવી આપી અને જિનમાણિક્યસૂરિના પટ્ટધર ( ગચ્છનાયક ) તરીકે જિનચન્દ્રસૂરિના નામથી જાહેર કર્યા.

સમ્રાટ અશોકના આમંત્રણથી જિનચન્દ્રસૂરિ સં. ૧૬૪૮ માં ખંભાતથી વિહાર કરી લાહોર ગયા હતા. તેમની સાથે મહોપાધ્યાય જયસોમ, વાચનાચાર્ય કનકસોમ, વાચક રત્નનિધાન, પં૦ ગુણવિનય વગેરે ૩૧ સાધુઓનો પરિવાર હતો. જિનચન્દ્રસૂરિની તેજસ્વી પ્રતિભા અને નિર્મળ પવિત્રતાથી પ્રભાવિત થઈને અકબર બાદશાહે જૈન તીર્થોની રક્ષા અને અહિંસા માટે કેટલાંક ફરમાનો કાઢયાં હતાં. ઉપરાંત અકબરે પોતાના હાથે સં. ૧૬૪૯ ના ફાગણ વદ ૧૦ ને દિવસે જિનચન્દ્રસૂરિને 'યુગપ્રધાન'નું બિરુદ આપ્યું. આ પ્રસંગે મહામન્ત્રી કર્મચન્દ્ર બચ્છાવતે એક કરોડ રૂપિયા જેટલું ખર્ચ કરીને એક વિશાળ શાનદાર મહોત્સ ઉજવાવ્યો હતો.

સં. ૧૬૭૦ માં મારવાડમાં બિલાડા ગામે જિનચન્દ્રસૂરિનો ૭૪ વર્ષની વયે સ્વર્ગવાસ થયો હતો.

જિનચન્દ્રસૂરિએ જિનવલ્લભસૂરિરચિત 'પૌષધવિધિ પ્રકરણ' પર ૩૫૫૪ શ્લોક પ્રમાણ ટીકા લખેલી છે.

યુગપ્રધાન જિનચન્દ્રસૂરિના આદ્યશિષ્ય સકલચન્દ્રગણિ. તેઓ રીહડ ગોત્રના હતા. સમયસુંદરના તેઓ દીક્ષા ગુરુ હતા. સકલચન્દ્રગણિની ચરણ-પાદુકા બીકાનેર રાજ્યમાં નાલ ગામે હજુ પણ છે.

સમયસુંદરે પોતાનો અભ્યાસ વિશેષતઃ વાચક મહિમરાજ પાસે કરેલો. આ મહિમરાજ પાછળથી આચાર્ય જિનસિંહસૂરિ તરીકે ખ્યાત થયા. સમયસુંદર આ રાસના દરેક ખંડને અંતે પોતાના મોટા ગુરુ યુગપ્રધાન જિનચન્દ્રસૂરિ, દીક્ષાગુરુ સકલચન્દ્રગણિ અને વિદ્યાગુરુ જિનસિંહસૂરિનું સ્મરણ કરે છે.

## ખંડ બીજો

**દૂહા**— ૪૫ આગમોને વંદન કરી કવિ બીજો ખંડ શરૂ કરે છે. નળ અને દવદંતી અનેક પ્રકારે સુખ ભોગવવા લાગ્યાં. સુખમાં વરસ તેમને માસ જેવડું લાગતું, માસ દિવસ જેવડો લાગતો, દિવસ ઘડી જેવડો લાગતો અને ઘડી ક્ષણ જેવી લાગતી. સમય જતાં નિષધરાજાએ નળને રાજ્ય સોંપ્યું. કૂબરને

**દૂહા**–નળ રાજા દવદંતીને વન, વાડી, આવાસ વગેરે બતાવતો અયોધ્યા નગરમાં આવી પહોંચ્યો. હર્ષપૂર્વક સ્ત્રીપુરુષોએ એને વધાવ્યો. એના સત્કાર માટે મંત્રીએ સુંદર પ્રવેશદ્વાર તૈયાર કરાવ્યો.

ચુંપસું–ખંતથી; પહુતઉ–પહોંચ્યો; વધાઉ–સત્કાર; પઈસારઉ–પ્રવેશ; દાર–દ્વાર.

**ઢાલ સાતમી** ( પૃ. ૧૮ ) નળ અને દવદંતી પધારતાં હોવાથી કોટવાલે નગર સ્વચ્છ કરાવ્યું, પાણી છંટાવ્યું, ગલીએ ગલીએ ફૂલ વેર્યાં, તોરણો બંધાવ્યાં, હાટ શણગાર્યા, વાજિંત્રો વાગ્યાં. મંગલ ગીતો સાથે નલદવદંતીને વધાવવામાં આવ્યાં. બધાંએ તેમને આશીર્વાદ આપ્યા. નળનાં માતાપિતાની એ રીતે ઇચ્છા પરિપૂર્ણ બની.

કરડઉ–કરડો, કઠોર; બુહરાવી–સાફ કરાવી, બોહારી (દેશ્ય, સાવરણી) પરથી; વિખેર્યાં–વિખેર્યાં; ગૂડી–ધ્વજા; પલાણુ–જિન; સોવન–સુવર્ણ; મનરલી–મનની ઇચ્છા; સીલ–શીલ; સુરીસરૂ–સૂરિશ્વર; તસુ–તેમના. મુલકતી–મલકાતી;

૮–૯. દરેક ખંડને અંતે સમયસુંદર પોતાના ગુરુ યુગપ્રધાન જિનચન્દ્રસૂરિ, જિનસિંહસૂરિ અને સકલચન્દ્ર ગણિનું સ્મરણ કરે છે.

શ્રી જિનચન્દ્રસૂરિ અકબરના સમયમાં થઈ ગયા. બાદશાહ અકબરે તેમની પાસેથી ધર્મોપદેશ ગ્રહણ કર્યો હતો, માટે તેઓ અકબર–પ્રતિબોધક તરીકે ઓળખાયા છે. જિનચન્દ્રસૂરિનો જન્મ મારવાડમાં ખેતસર ગામે સં. ૧૫૯૫ માં થયો હતો. તેમના પિતાનું નામ શ્રીવંત અને માતાનું નામ સિયાદે. તેમનું બાલ્યાવસ્થાનું નામ સુલતાન હતું. આચાર્યશ્રી જિનમાણિક્ય સૂરિના ઉપદેશથી પ્રભાવતિ થઈ તેમણે ૯ વર્ષની વયે સં. ૧૬૦૪ માં દીક્ષા લીધી હતી. તે વખતે સાધુ તરીકે તેમનું નામ સુમતિધીર રાખવામાં આવ્યું. સં. ૧૬૧૨ માં જિનમાણિક્ય સૂરિનું અવસાન થતાં ખરતર ગચ્છની શાખા સમા બેગડ ગચ્છના આચાર્ય ગુણપ્રભસૂરિએ સુમતિધીરને જેસલમેરમાં આચાર્યની પદવી આપી અને જિનમાણિક્યસૂરિના પટ્ટધર ( ગચ્છનાયક ) તરીકે જિનચન્દ્રસૂરિના નામથી જાહેર કર્યા.

સમ્રાટ અશોકના આમંત્રણથી જિનચન્દ્રસૂરિ સં. ૧૬૪૮ માં ખંભાતથી વિહાર કરી લાહોર ગયા હતા. તેમની સાથે મહોપાધ્યાય જયસોમ, વાચનાચાર્ય કનકસોમ, વાચક રત્નનિધાન, પં૦ ગુણવિનય વગેરે ૩૧ સાધુઓનો પરિવાર હતો. જિનચન્દ્રસૂરિની તેજસ્વી પ્રતિભા અને નિર્મળ પવિત્રતાથી પ્રભાવિત થઈને અકબર બાદશાહે જૈન તીર્થોની રક્ષા અને અહિંસા માટે કેટલાંક ફરમાનો કાઢયાં હતાં. ઉપરાંત અકબરે પોતાના હાથે સં. ૧૬૪૯ ના ફાગણ વદ ૧૦ ને દિવસે જિનચન્દ્રસૂરિને 'યુગપ્રધાન'નું બિરુદ આપ્યું. આ પ્રસંગે મહામન્ત્રી કર્મચન્દ્ર બચ્છાવતે એક કરોડ રૂપિયા જેટલું ખર્ચ કરીને એક વિશાળ શાનદાર મહોત્સ ઉજવાવ્યો હતો.

સં. ૧૬૭૦ માં મારવાડમાં બિલાડા ગામે જિનચન્દ્રસૂરિનો ૭૪ વર્ષની વયે સ્વર્ગવાસ થયો હતો.

જિનચન્દ્રસૂરિએ જિનવલ્લભસૂરિરચિત 'પૌષધવિધિ પ્રકરણ' પર ૩૫૫૪ શ્લોક પ્રમાણ ટીકા લખેલી છે.

યુગપ્રધાન જિનચન્દ્રસૂરિના આદ્યશિષ્ય સકલચન્દ્રગણિ. તેઓ રીહડ ગોત્રના હતા. સમયસુંદરના તેઓ દીક્ષા ગુરુ હતા. સકલચન્દ્રગણિની ચરણ–પાદુકા બીકાનેર રાજ્યમાં નાલ ગામે હજુ પણ છે.

સમયસુંદરે પોતાનો અભ્યાસ વિશેષતઃ વાચક મહિમરાજ પાસે કરેલો. આ મહિમરાજ પાછળથી આચાર્ય જિનસિંહસૂરિ તરીકે ખ્યાત થયા. સમયસુંદર આ રાસના દરક ખંડને અંતે પોતાના મોટા ગુરુ યુગપ્રધાન જિનચન્દ્રસૂરિ, દીક્ષાગુરુ સકલચન્દ્રગણિ અને વિદ્યાગુરુ જિનસિંહસૂરિનું સ્મરણ કરે છે.

## ખંડ બીજો

**દૂહા**— ૪૫ આગમોને વંદન કરી કવિ બીજો ખંડ શરૂ કરે છે. નળ અને દવદંતી અનેક પ્રકારે સુખ ભોગવવા લાગ્યાં. સુખમાં વરસ તેમને માસ જેવડું લાગતું, માસ દિવસ જેવડો લાગતો, દિવસ ઘડી જેવડો લાગતો અને ઘડી ક્ષણ જેવી લાગતી. સમય જતાં નિષધરાજાએ નળને રાજ્ય સોંપ્યું. કૂબરને

યુવરાજ કર્યો અને પોતે દીક્ષા લઈ પંચાચાર પાળવા લાગ્યા. દીક્ષા લઈ, આકરાં તપજપ કરી તેઓ સ્વર્ગ સિધાવ્યા. દરમ્યાન એક કદંબ નામનો પ્રતાપી રાજા નળની આજ્ઞા માનતો નહોતો. નળે એને હરાવ્યો. એથી લોકોએ ખુશ થઈ નળને આશિષ આપી. પણ કૂબરને નળની ખૂબ ઈર્ષ્યા થતી હતી.

પઈન્ના–પ્રકીર્ણ; અનુયોગ દાર–અનુયોગદ્વાર; ચઉગાંન–ચૉગાન, ખુલ્લામાં; કબહી–કયારેક; વાગમઈ–બાગમાં; ચબોલા–વિનોદમાં બોલવું; કથ્નું દેશ્ય 'ચવઈ' પરથી, વિકૃત રૂપ–ચિબાવલો. હીયાલી–હરિયાલી, પ્રહેલિકા, સમસ્યા; અહનિસિ–અહર્નિશ, હંમેશ; પંચાચાર–જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્ર્યાચાર, તપાચાર અને વીર્યાચાર; અષંડ–અખંડ, નરેસરૂ–રાજા; મથર–મત્સર–શુદ્ધ પાઠ મચ્છર;

૧–૨. અગિયાર અંગ, બાર ઉપાંગ, ૭ છેદગ્રંથ; ચાર મૂલસૂત્ર, દસ પ્રકીર્ણ, નંદીસૂત્ર અને અનુયોગદ્વાર–એમ બધાં મળી ૪૫ આગમો જૈન ધર્મનાં છે. અગિયાર અંગ આ પ્રમાણે :–આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, વ્યાખ્યા પ્રજ્ઞપ્ત્યંગ (ભગવતી સૂત્ર), જ્ઞાતાધર્મકથાંગ, ઉપાસકદશાંગ, અંતકૃદ્દશાંગ, અનુત્તરૌપપાતિક દશાંગ, પ્રશ્નવ્યાકરણાંગ, વિપાકશ્રુતાંગ. મૂળ બાર અંગ અને બાર ઉપાંગો હતાં. પરંતુ દૃષ્ટિવાદાંગ નામનો ગ્રંથ સૈકાઓ થયાં નષ્ટ થઈ ગયો હોવાથી એ ગણાવવામાં આવતો નથી. બાકીનાં ૪૫ આગમો આજે પણ ઉપલબ્ધ છે.

બાર ઉપાંગો આ પ્રમાણે છે:–ઔપપાતિકોપાંગ, રાજપ્રશ્નીયોપાંગ, જીવાભિગમોપાંગ; પ્રજ્ઞાપનોપાંગ, સૂર્યપ્રજ્ઞપ્ત્યુપાંગ, ચન્દ્રપ્રજ્ઞપ્ત્યુપાંગ, જમ્બુદ્વીપ પ્રજ્ઞપ્ત્યુપાંગ, નિરયાવલિકોપાંગ, કલ્પવતંસિકોપાંગ, પુષ્પિકોપાંગ, પુષ્પચૂલિકોપાંગ, વૃષ્ણિદશોપાંગ. ૭ છેદગ્રંથ આ પ્રમાણે :–દશાશ્રુતસ્કંધ, બૃહત્કલ્પ, વ્યવહાર, નિશીથ, મહાનિશીથ, જીતકલ્પ. ચાર મૂલસૂત્રો આ પ્રમાણે :–આવશ્ય, દશવૈકાલિક, પિંડનિર્યુક્તિ, ઉત્તરાધ્યયન. દસ પ્રકીર્ણ આ પ્રમાણે :–ચતુઃશરણ, આતુર, પ્રત્યાખ્યાન, ભક્તપરિજ્ઞા, સંસ્તારક, મહાપ્રત્યાખ્યાન, તંદુલવૈચારિક, ગચ્છાચાર, ગણિવિદ્યા, દ્રેવેન્દ્રસ્તવ, મરણસમાધિ.

**૧૪. નામ...દંડ**–કદંબ નામનો રાજા નળની આજ્ઞા માનતો નહોતો, નળ તેને હરાવે છે. જૈન પરંપરાની કૃતિઓમાં નળના વિરોધી તરીકે કલિનું

પાત્ર આવતું નથી. પણ આવા પ્રતાપી રાજા કે રાક્ષસોની વાત આવે છે. કેટલીક કૃતિઓમાં કૃષ્ણરાજને હરાવ્યાની વાત આવે છે. અહીં કદંબ રાજાને હરાવ્યાનો ઉલ્લેખ છે. વાચક મેઘરાજને પણ કદંબ રાજાનો ઉલ્લેખ કર્યો છે. જુઓ:—

કટક સજાઈ લેઈ ચડયો, માંડે ઝૂઝ અવિલંબ;
નળ જીત્યો પુણ્યે કરી, ભાગ્યો રાય કદંબો રે.

મેઘરાજકૃત નલ-દવદંતી રાસ.

**ઢાલ પહિલી** (પૃ. ૨૦) કૂડ અને કપટથી ભરેલા કૂબરે નળને જુગાર રમવા માટે બોલાવ્યો. નળ ગયો. બંને ભાઈ જુગાર રમવા લાગ્યા. જુગારનું બંનેને વ્યસન થઈ પડયું. દિવસરાત જુગાર રમતાં તેઓ ખાવાનું ભૂલ્યા. નળ વારંવાર હારવા લાગ્યો. એનો એક પણ પાસો સીધો પડતો નહોતો. આ વાત સાંભળી દવદંતી નળ પાસે આવી. એણે નળને ઘણું સમજાવ્યો છતાં નળે દવદંતીનું કહ્યું માન્યું નહિ. એમ કરતાં નળ જુગારમાં પોતાનું રાજ્ય હાર્યો, અને દવદંતીને પણ હારી ગયો.

રામતિ રમાં-રમત રમવા; સારી-બાજી; પાસાંરી-પાસાની; ષેલ-ખેલ; ત્રોટણિ-તોટો, ખામી; હોડા-હોડમાં; બાંહના બાહરષા-બાંયના બેરખા; હાસણિ-હાસ્ય, આનંદ; કાહા-કેવી વાત; લાહા-લાભ; પાપરથી-સાચો શબ્દ પાપરધી-એટલે પારધિ; મુંહતા-મહેતા. મુંહતા એટલે મોઢા ઉપર વાત કરનારા એ અર્થમાં આ શબ્દ રાજાઓની પાસે રહી વાત કરનારા રાજ્યના પ્રભાવશાળી માણસો માટે વપરાતો. આજે પણ મારવાડમાં મુંહતા શબ્દ વપરાય છે. પાછળથી કેટલાંક કુટુંબોની અટક મુંહતા કે મહેતા પડી ગઈ. વારાવિયણિ રે-વાર્યો, 'વારવું'નું પ્રેરક રૂપ; પાઠાંતર કહિવરાવિયણિ-મહેતા પાસે કહેવરાવ્યું એ અર્થમાં. ષપષી જિનઈ-ગુસ્સે થઈને; ષપષી પરથી ખફગી-નારાજીના અર્થમાં. લોગાઈ (અથવા લુગાઈ) સ્ત્રી અથવા પત્ની. આજે પણ આ શબ્દ મારવાડમાં પ્રચલિત છે. કાંષ-કાંક્ષા, ઇચ્છા; સમાર્યણિ-બરાબર કરી લીધી.

સમયસુંદરની જેમ પ્રેમાનંદ અને ભાલણની કૃતિમાં નળને એના ભાઈએ જુગાર રમવા બોલાવ્યો એમ વર્ણવ્યું છે. મહાભારતમાં પણ એ જ પ્રમાણે આવે છે. પણ નયસુંદર અને મેઘરાજે નળને જૂગાર રમવાની ઇચ્છા થઈ એમ વર્ણવ્યું છે. જુઓઃ—

"ચંદન કડૂઓ ચંદ્રને, લંછણ જલનિધિ ખાર;
તિમ નલને જુવટાતણો, અવગુણ એક અપાર."

મેઘરાજકૃત નલદવદંતી રાસ

**દ્યૂત...દાતારો**–આ સાતે વ્યસનો દુર્ગતિએ દોરી જનાર છે. જૈનધર્મની કથાઓમાં વ્યસનની વાત આવતાં આ સાતે વ્યસનો ગણવામાં આવે છે. એક સંસ્કૃત સુભાષિતમાં આ સાતે વ્યસનો ગણાવ્યાં છેઃ—

द्यूतं च मांसं च सुरा च वेश्या, पापरर्धी चार्यं परदारसेवा।
एतानि सप्त व्यसनानि लोके, घोरातिघोरं नरकं नयन्ति ॥

**દૂહા**–રાજા થતાં કૂબરે નળને રાજ્ય છોડી જવાનું કહ્યું. પિતાએ નળને રાજ્ય આપ્યું હતું, પણ પોતે ભાગ્યથી રાજ્ય મેળવ્યું. તખત–તખ્ત; ષલક –ખલક, દુનિયા; ષિજમતિ–તહેનાત, સેવાચાકરી.

**ઢાલ બીજી ( પૃ. ૨૪ )** નળ નગરી છોડીને નીકળ્યો. સાથે દવદંતી પણ ચાલી, કૂબરે દવદંતીને અટકાવી, કારણ કે એણે જુગારમાં દવદંતીને પણ જીતી લીધી હતી. પણ લોકોએ કૂબરને સમજાવ્યો, કે દવદંતી ભાભી એટલે માતા સમી ગણાય. વળી, દવદંતી તો સતી છે. એ જીવતાં તારા હાથમાં આવવાની નથી. નગર છોડીને જતાં નળ–દવદંતીને રથ આપવામાં આવ્યો, પણ નળે એ લીધો નહિ. વનવાસ જતાં નળદવદંતીને વિદાય આપવા નગરના લોકો આવ્યા. તેમના વિયોગથી પ્રજાને ખૂબ દુઃખ થયું.

મહુલ–મહેલમાં; હુસઈ–થશે; ભઉજાઈ–ભોજાઈ–ભાભી; પયોહર–પયોધર, સ્તન. સઊ તિમ પંચાસ–સો ભેગા પચાસ વધારે; આસ–આશા; પાલી–પગપાળી; ષવાસ–ખવાસ. ષલક લોગાઈ ષવાસ–બધાં દાસદાસીઓ રસબડઈ–બડઇ

એટલે મોટી અને રસ એટલે લાગણી–મોટી લાગણીથી રડતા કૂટતા; સરિષઉ–સરખો; કિરપાલ–કૃપાળુ; લાર–સાથે. મારવાડી શબ્દ. આજે પણ મારવાડમાં આ શબ્દ વપરાય છે. જેમ કે 'થારે **લારે** મેં આતા હું'–એટલે 'તારી સાથે હું આવું છું'; માલઉ–માળો; પરવસૂ–પરવશ; આથિ–ધન, મિલકત આધાર; અવથા–અવસ્થા; ઉદાલી લેસી–પડાવી લેશે; સરાપ–શાપ; ભૂંહ–ભૂમિ; અલવાણી–અડવા પગે, પગે કંઈ પહેર્યું નથી, अनुपानत् પરથી. પાઠક–ઉપાધ્યાયની પદવી જેને મળી હોય તે.

**૭. નલ તે......આસ**–વનવાસ જતા નળને રથ આપવામાં આવ્યો ત્યારે નળે એ લીધો નહિ. જ્યારે ત્રણ ખંડની સિદ્ધિ છોડી ત્યારે એક રથની શી આશા? જૈન પરંપરાની કેટલીક કૃતિઓમાં રથ આપ્યાની વાત આવે છે, કેટલીકમાં નથી આવતી. અહીં નળે રથ તરત પાછો આપી દીધો એમ કવિ કહે છે. બીજી કેટલીક કૃતિઓમાં નળે રથ લીધો અને જ્યાંથી જંગલ શરૂ થયું અને રથ આગળ જઈ શકે તેમ નહોતો ત્યાં આગળ નળે રથ છોડી દીધો એવો ઉલ્લેખ છે. **૧૨. ક્રીડામૃગ......સોર**–મૃગ, સુક, સારિકા, પરાપત, મોર વગેરે પશુપંખીઓને પણ નળદવદંતી પ્રત્યે કેટલો બધો પ્રેમ હતો એ કવિ બતાવે છે. કાલિદાસે શાકુન્તલમાં શકુન્તલાની વિદાય વખતે પશુપંખીઓના શકુન્તલા પ્રત્યે દર્શાવેલા ભાવનું સ્મરણ અહીં થાય છે.

**દૂહા**–નગર છોડતાં નળે નગર બહાર પાંચસો હાથ ઊંચો એક સ્તંભ ઉખેડી પોતાની શક્તિની ખાતરી કરી લીધી. વનમાં જતાં નળદવદંતીને ખૂબ કષ્ટ પડચાં. દવદંતીથી આવું આકરું કષ્ટ જ્યારે સહન થતું નહોતું ત્યારે નળ એને મદદ કરતો હતો.

ચીતાર્યઉ–યાદ કર્યું; થાંભઉ–સ્તંભ; પાંચસઈ હાથનઉ–પાંચસો હાથ ઊંચો; નેટિ–નક્કી; દેસઉટઈ–દેશવટે; ફરસઈ–સ્પર્શથી; રજ–ધૂળ, બીજો અર્થ પાપ; નિપાપ–પાપરહિત; તાવડ–તડકો, 'તાપ'ને સ્વાર્થિક પ્રત્યય ડ લગાડતાં તાપડ, તે પરથી તાવડ, તાવડો; આકરઉ–આકરો; ષમાય–ખમાય; ઊઢણ–વસ્ત્ર; સયલ સરીર–આખા શરીરે; વિસામઉ–વિસામો; સાસીણી–શ્વાસભેર; કડિ–કટિ –કમરે; ત્રિપતા–તૃપ્ત.

**૧-૨.** બાળપણમાં ગુરુએ કહેલો બોલ નળને યાદ આવ્યો. ગુરુએ કહ્યું હતું કે જે માણસ પાંચસો હાથનો સ્તંભ ઉપાડી શકશે તે ચોક્કસ અયોધ્યાનો ધણી થશે. નળે એ સ્તંભ ઉપાડયો અને એને ખાતરી થઈ કે પોતે ભવિષ્યમાં અયોધ્યાની ગાદી પર ચોક્કસ આવશે.

૫. સતીના ચરણના સ્પર્શથી પૃથ્વી નિષ્પાપ થઈ. રજ શબ્દમાં શ્લેષ રહેલો છે. સંસ્કૃતમાં રજ એટલે પાપ પણ થાય. સતીના ચરણના સ્પર્શથી પાપરૂપી ધૂળ ઊંચે ગઈ અને એથી પૃથ્વીનું પાપ જતાં પૃથ્વી નિષ્પાપ થઈ.

**૬-૧૦.** વનમાં કષ્ટ પડવા લાગ્યાં ત્યારે નળ ડગલે ને પગલે પ્રેમપૂર્વક દવદંતીને મદદ કરતો હતો. આ પંક્તિઓમાં વારંવાર તરસી થતી, પગે દાઝતી, વારંવાદ બેસી પડતી અને કમરે હાથ દઈ શ્વાસભેર ચાલતી દવદંતીનું કવિએ આબેહૂબ અને તાદશ ચિત્ર દોર્યું છે.

**ઢાલ ત્રીજી** ( **પૃ. ૨૮** ) એક દિવસ નળદવદંતી એક મોટા જંગલમાં આવ્યાં. સૂરજ આથમવા આવ્યો હતો. નદીમાં હાથપગ ધોઈ, પાણી પી તેઓ એક લતામંડપમાં ગયાં. ત્યાં બંને સૂઇ ગયાં. પણ નળને ઊંઘ આવતી નહોતી. કયાં જવું એ માટે એને પ્રશ્ન થતો હતો. સાસરે જાય તો માનહાનિ થાય. પરદેશ જાય તો દવદંતી બંધનરૂપ થઈ પડે. માટે દવદંતીનો જંગલમાં ત્યાગ કરવાનો એ વિચાર કરે છે.

પ્રહસમઇ–પ્રભાતે; ઉદ્દાલી નઈ લીધી–પડાવી લીધી; **સૂરિજ......સહું રે**–નળનું દુઃખ હું દેખી નહિ શકું એમ કરીને સૂરજ આથમી ગયો; દુહવાયઇ–દુભવાઇને, દુઃખી થઈને; પોટી–ખોટી; લોકિક ન પાણિ રે—લોકોમાં કીર્તિ ન મેળવું; માનહાનિ થાય; સાહે–પકડવું. **૧૪. નારી નઈ...સાહે રે**—દવદંતીને હું આ વનમાં છોડી દઈશ, પણ જો કદાચ એ જાગશે તો છેડો પકડયા વિના એટલે કે સાથે આવ્યા વિના રહેશે નહિ.

**ઢાલ ચઉથી** ( **પૃ. ૨૯**)—દવદંતીનો ત્યાગ કરતાં નળ પોતાની જાતને ધિક્કારે છે. પોતાને કેવો ધારીને દવદંતી પરણે છે, અને અંતે પોતે કેવો નીવડે છે? હળવેથી નળ દવદંતીના માથા નીચેથી પોતાનો હાથ

કાઢે છે. દવદંતી જાગી ન જાય એ માટે, જેના પર એ સૂઈ ગઈ છે તે પોતાનું વસ્ત્ર ન ખેંચતાં કિરપાણ વડે કાપી નાખે છે. વસ્ત્ર કાપતી વખતે એ કામ ન કરવા માટે ડાબા અને જમણા હાથ વચ્ચે વિવાદ ચાલે છે. પણ નળ એનું પાપ પોતાને શિરે લઈ લેતાં સમાધાન થાય છે.

આશ્રયઉ–આશ્રય લીધો; એરંડીયઉ–એરંડાનું વૃક્ષ; નીમડચઉ–નીવડચો; ડંડાકાર–દંડકારણ્ય; અટવીનું નામ; અમૂલિક–અમૂલ્ય; પાથર–પથ્થર; નીલી–નીલમણિ; પાચિલે–કસોટીના પથ્થર પર; પરષતાં–પરખતાં; સોનઉ–સોનું; સર ભલઉ–સુંદર સરોવર; હલુયઇ–હળવેથી; સઇ–પોતાનો; ચઉરી–ચોરી; પાંતર્યઉ–ભૂલ્યો, છેતરાયો, ખોટું કામ કર્યું; કોસ–ઢાંકણુ, મ્યાન; સોસ–અફસોસ; મીત–મિત્ર; હથ લેવઇ–હસ્તમેળાપમાં; રસ તઇં લીયઉ–રસ તેં લીધો; ષાધઉ–ખાધો; ઝુઝ્ઝ–ઝુઝ્ઝ–યુદ્ધ; સૂલ–શૂળ, દુઃખ; સમારિ કરું સૂલ–સુધારવાનું કામ કરી દુઃખ અનુભવું. ભારીષમઉ–ભારેખમ; ડાવઉ–ડાબો; જિમણઉ–જમણો; પરભાવિ–પ્રભાવથી; વેસાસ–વિશ્વાસ, સમરણુ–સ્મરણ.

૮–૯. દવદંતીનો ત્યાગ કરતી વખતે નળના મનમાં દવદંતીનો કંઈ દોષ નથી, ઊલટાનું દવદંતીની અપેક્ષા પ્રમાણે પોતે એને સુખી નથી કરી શકતો એનું દુઃખ છે. માટે જ એ પોતાની જાતને ધિક્કારે છે. કલ્પવૃક્ષને બદલે એરંડો, રત્નને બદલે પથ્થર, નીલમણિને બદલે કાચ, સોનાને બદલે પિત્તળ અને સુંદર સરોવરને બદલે સેવાળ જેવો પોતાની દૃષ્ટિએ નીવડવાને લીધે દુઃખ અનુભવે છે. પ્રેમાનંદના નળાખ્યાનમાં દમયંતીના વાંકને લીધે નળ એનો ત્યાગ કરે છે. જોકે એ ત્યાગ સહેલો નથી, માટે જ દમયંતીને છોડીને ગયેલો નળ વારંવાર પાછો ફરે છે. જુઓ :–

‘શી સગાઈ પરતનયા તણી? દુષ્ટ દમયંતી એ પાપિણી;
શી પ્રીત છેહ દીધો જેણીએ, હું વિના મચ્છ ખાધાં એણીએ.
મલિન મન એનું નિર્ધાર, કો સમે મારો કરે આહાર;
ન ઘટે એસું રહેવું મળી’, રાયને ઉપજાવે બુદ્ધિ કળિ.

× × ×

દીઠું સુખ અંતર પરજળ્યો, સંભારી મચ્છ ને પાછો વળ્યો;
કળિ તાણે વાટ વન તણી, પ્રેમ તાણે દમયંતી ભણી.
વિચારવારિનિધિમાં પડચો, આવાગમન હિંડોળે ચઢચો.
સાત વાર આવ્યો ફરી ફરી, તજી ન જાયે સાધુ સુંદરી.

નળાખ્યાન—પ્રેમાનંદ

૧૨. નળ કિરપાણિકાને કહે છે કે તું તારું મ્યાન છોડી બહાર આવ. જો મેં મારા જીવનનું ઢાકણુ છોડી દીધું, દવદંતી જેવી સ્ત્રીનો ત્યાગ કરવાં લજ્જા, શરમ છોડી અને પતિ તરીકેનો ધર્મ મૂક્યો, તો પછી તું તારું ઢાંકણુ છોડતાં અફસોસ શા માટે કરે છે?

૧૩–૨૦. ડાબા અને જમણા હાથ વચ્ચે વસ્ત્ર ચીરવા માટે કવિએ મૂકેલો સંવાદ ખરેખર રસિક છે. નયસુંદરના નળદમયંતા રાસમાં આ કરસંવાદ જોવા મળે છે. પણ એમના કરતાં સમયસુંદરે કરસંવાદ વધારે રસિક રીતે ખીલવ્યો છે.

દૂહા—દવદંતીને છેલ્લા પ્રણામ કરી, એના વસ્ત્ર ઉપર પોતાના રુધિર વડે સંદેશો લખી નળે વિદાય લીધી. પણ એ તરત જઈ શક્યો નહિ. એનું અંતર દુઃખથી ભરાઈ ગયું. દવદંતી સૂતી હતી. એટલે રાતના એની સંભાળ લેવા અને એ રીતે થોડો સમય વધારે દવદંતી સાથે રહેવા મળે એ વિચારે નળ પ્રભાત થતાં સુધી રોકાય છે. સવાર પડતાં, દવદંતી જાગે તે પહેલાં, નળ આંખમાં આંસુ સાથે ચાલ્યો જાય છે.

લાર–સાથે; પરણામ–પ્રણામ; દૈવપ્રતઈ–દૈવના પ્રત્યે; મરિષ–મૂર્ખ; સોય–તેજ; નીપાઇ–નિષ્પાદિતા–ઉત્પન્ન કરીને; નિટોલ–(સં. निस्तुल) જેની સમાનતા નહિ તે, અત્યંત, અથવા નક્કી; વેલિ વિચાલી–વેલડીઓની વચમાં; સાથરઇ–(સં. संस्तरण) સંથારો, પાથરવાનું વસ્ત્ર; **સૂરિજ...વિછાય**–આલિશાન મહેલમાં સેજતળાઈ પર સૂનારી દવદંતીને જમીન પર એક માત્ર પાથરવાના સાધારણ વસ્ત્ર પર સૂવાનો વખત આવ્યો.

૧૧. વિધાતા જડમતિ છે અને જગતનું અનિષ્ટ જ છે, કારણ કે વિધાતાએ ચંદ્ર બનાવીને એને કષ્ટ આપનારો રાહુ પણ બનાવ્યો.

**ઢાળ પાંચમી** (પૃ. ૩૪)—રસ્તામાં નળે એક બળતા સાપને જોયો. સાપે નળને બચાવવા કહ્યું. એ સાપ તે નળના પિતા નિષધ રાજા હતા. પણ નળને એની ખબર નથી. સાપ નળને કરડે છે. એથી નળ કદરૂપો થઈ જાય છે. એથી નળને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને એ દીક્ષા લેવાનો વિચાર કરે છે, તે વખતે સાપ નળને સાચી વાત કહે છે. નિષધરાજા સ્વર્ગમાંથી નળને મદદ કરવા સાપનું રૂપ લઈ ને આવે છે. એને કરડીને કદરૂપો બનાવે છે કે જેથી ગમે ત્યાં જવામાં નળને કોઈ ઓળખી શકે નહિ. વળી, મૂળરૂપ ધારણ કરવા માટે તે વસ્ત્ર અને આભરણ આપે છે, અને નળને ઉપાડી સુસમાપુર મૂકી આવે છે.

સુસમાપુરમાં નળ જાય છે તે વખતે એક ગાંડો હાથી તોફાને ચડ્યો છે. કોઈ એને વશ કરી શકતું નથી. કુબડો નળ એને વશ કરે છે. દધિપર્ણ રાજા એથી ખુશ થાય છે. એને મોટી બક્ષિસ આપે છે, અને પોતાને ત્યાં રાખી લે છે.

પડૂર-મોટો; રુંખડાં-વૃક્ષો; સબદ-શબ્દ; રાખિ રાખો-રાખો રાખો, રક્ષા કરો, બચાવો; વીયળ-(પાઠાંતર વીંટ્યો) વીંટળાયેલો; અવધિ જ્ઞાન-પાંચ જ્ઞાનમાંનું એક જ્ઞાન; ઉત્તરાસંગ-ખેસ; જૂબઈ-ડંખે; અહી-અહિ-સાપ; ચારિત્ર-દીક્ષા; નિરીહ-(निर्गता ईहा) વૈરાગ્ય; સૂધળી-શુદ્ધિપૂર્વક; અણસણ-અણુશન-ઉપવાસ; બત્રીસ બદ્ધ પંડિત નાટક-સ્વર્ગમાં ભજવાતાં બત્રીસ જાતનાં નાટકો; સ્વર્ગલોકમાં ભજવાતાં આવાં બત્રીસ નાટકોનું વર્ણન 'રાયપસેણિજ્જ' નામના ગ્રંથમાં જોવા મળે છે; ઊલષઈ-ઓળખે; ભોગકરમ-ભોગાવલિ કર્મ, જ્યાં સુધી એ કર્મ હોય ત્યાં સુધી માણસને સુખ ભોગવવું જ પડે; નાલેર-નાળિયેર; દેવ નીમીયળી-દેવ નિર્મિત, દેવે બનાવેલું; ચંગ-સુંદર; તે ધ્યોજી-શુદ્ધ પાઠ-તેથ્યોજી-ત્યાં; સમઇ-સમયે; પોઇસ-(सं. पश्य) જુઓ, જોજો, આઘા ખસજો; પહેલાંના વખતમાં

ઢેડ લોકો જ્યારે રાતના નીકળતા ત્યારે અંધારામાં કોઈને સ્પર્શ ન થઈ જાય માટે 'પોઇસ' 'પોઇસ' (જોજો, જોજો) એમ બૂમ મારતા રસ્તામાં ચાલતા, જેથી સામેથી આવતા લોકો આઘા ખસી જતા; ટલિજ્યો ઇક ગમઇ–એક બાજુ ખસી જજો; અચરિજ–આશ્ચર્ય; મેહની પરિ–મેઘની જેમ; અછેહો–(સં.अच्छेद्य) સંપૂર્ણ, પુષ્કળ; સંચ–(સં. सिचय) વસ્ત્ર; ઝાલણુ–પકડ્યું; નિરભિ–નિર્ભય; ખેલાવઇ–ખેલાવે, રમાડે; લઘ લાઘવી–હાથની યુક્તિ; ધકઊ–ધક્કો; સારિષઊ–સરખો, જેવો; પારિષઊ–પારખ્યો; વિચિ–વચ્ચે; ખોલઇ–ખોળામાં; પરિઘલ–(મૂળશબ્દ અપરિઘલ), ખૂબ; વિચાલો–વચ્ચે, મધ્યમાં; ઉવઝાય–ઉપાધ્યાય; પભણઈ–કહે.

૧–૭. મહાભારતમાં કર્કોટક નાગનો પ્રસંગ આવે છે, તેમ જૈન કથામાં પણ સાપનો પ્રસંગ આવે છે. ફેર એટલો છે કે મહાભારતમાં કર્કોટક ગેરસમજથી કરડે છે, જૈન કથામાં સાપ નળનો પિતા જ છે, અને અવધિજ્ઞાનથી નળનું દુઃખ જાણી પોતે કરડવા આવ્યો છે. નળને દીક્ષા લેતો અટકાવવાની અને એને સુસમાપુર મૂકી આવવાની વાત પણ ફક્ત જૈન કથામાં આવે છે.

૮–૧૩. મહાભારતમાં નળ ઋતુપર્ણ રાજાને ત્યાં અશ્વશાળામાં નોકરીએ રહે છે એવો સીધો ઉલ્લેખ છે. જૈન પરંપરાની કૃતિઓમાં નળ ગાંડા હાથીને વશ કરીને દધિપર્ણ રાજાને ખુશ કરે છે અને દધિપર્ણ એને પોતાને ત્યાં રાખે છે એમ બતાવ્યું છે. ગાંડા હાથીને વશ કરવાના પ્રસંગથી અશ્વવિદ્યાની જેમ નળને હસ્તિવિદ્યા પણ આવડતી એમ જૈન કથાઓમાં વિશેષ બતાવ્યું છે.

## ખંડ ત્રીજો

**દૂહા**—સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન અને સમ્યગ્ ચારિત્ર્ય—એ રત્નત્રયીને પ્રણમીને ત્રીજો ખંડ શરૂ કરું છું. નળની વાત, જાણે ખીરમાં ખાંડ ભળી હોય એવી મીઠી છે. નાણ–જ્ઞાન: અનઇ–અને; દંસણ–દર્શન; ચરિત–ચારિત્ર્ય; સુગતિ–સદ્‌ગતિએ; નિગ્રંથ–સાધુઓ; ષીરસું–ખીરમાં.

**ઢાલ પહિલી** ( પૃ. ૩૮) દધિપર્ણ રાજાએ આદરમાન દઈ કૂબડાને પોતાની પાસે બોલાવી પૂછ્યું, "તું ક્યાં વસે છે? તારું કુટુંબ ક્યાં છે? તું હાથીને વશ કરવાની વિદ્યા ક્યાંથી શીખ્યો? અને અહીં કેમ આવ્યો?" કૂબડાએ કહ્યું, "હું અયોધ્યામાં રહું છું. મારું કુટુંબ ત્યાં છે. મારું નામ હુંડિક છે. હું નળરાજાનો રસોઇયો છું. એમણે મને આ બધી વિદ્યા શિખવાડી છે. હું સૂર્યપાક રસવતી પણ જાણું છું." નળ અને મારા વિના એ વિદ્યા કોઈ જાણતું નથી. નળ રાજા નાના ભાઈ કૂબર સાથે જુગાર રમતાં હારી ગયા. પછી દવદંતીની સાથે વનવાસ નીકળ્યા અને હવે સાંભળ્યું છે કે તે વનમાં અવસાન પામ્યા છે. એટલે હું આ તરફ આવ્યો છું. નળના સમાચાર સાંભળી દધિપર્ણને ખૂબ દુઃખ થયું. હુંડિકે દધિપર્ણ રાજાને સૂર્યપાક રસવતી બનાવીને જમાડી. દધિપર્ણે ખુશ થઈ હુંડિકને પાંચસો ગામ અને લાખ ટકા રોકડા બક્ષિસ આપી. પણ હુંડિકે ગામ લીધાં નહિ. તેણે માત્ર ટકા અને વસ્ત્રાદિ લીધાં. રાજાએ એને જે માગે તે આપવાનું કહ્યું, પણ હુંડિકે બીજું કંઈ ન માગતાં રાજ્યમાં સાતે વ્યસનો નિવારવા માટે કહ્યું. રાજાએ એ પ્રમાણે દેશમાં ઢંઢેરો ફેરવાવ્યો. આ રીતે હુંડિક સુખમાં રહેવા લાગ્યો. એમ કરતાં કેટલોક સમય પસાર થઈ ગયો.

૧-૩. આસાઉરી-આશાવરી રાગ; ગજઝાલણકલા-હાથીને પકડવાની, વશ કરવાની વિદ્યા; હુંડિક-નળ એ નામથી દધિપર્ણ રાજાને ત્યાં રહે છે; મહાભારતમાં નળ દધિપર્ણ નહિ પણ ઋતુપર્ણ રાજાને ત્યાં રહે છે, અને એનું નામ ત્યાં બાહુક છે. જૈન પરંપરાની કથાઓમાં કેટલીકમાં હુંડિક નામ છે, કેટલીકમાં કૂબજ. હુંડિક નામ જૈન કથાઓમાં પરંપરાગત પારિભાષિક રીતે ઊતરી આવ્યું છે. જૈન ધર્મની માન્યતા પ્રમાણે આઠ પ્રકારનાં કર્મોમાં એક 'સંસ્થાન' નામનું કર્મ છે, જેને લીધે શરીરની જુદી જુદી રચના ઘડાય છે. આ સંસ્થાન કર્મ છ પ્રકારનું છે—સમચતુરસ્ર, ચતુરસ્ર, ન્યગ્રોધ પરિમંડળ, સાદી, વામન અને હુંડક. પહેલા કર્મ પ્રમાણે માણસને સંપૂર્ણ રીતે સુંદર અને સમપ્રમાણ શરીર પ્રાપ્ત થાય છે. હુંડક કર્મને લીધે માણસને તદ્દન બેડોળ અને વિચિત્ર શરીર પ્રાપ્ત થાય છે. નળનું શરીર એવું થઈ

ગયું હતું માટે એનું નામ જૈન કથાઓમાં આ હુંડક કર્મ પરથી હુંડિક પ્રચલિત થયું છે.

પ્રેમાનંદે બાહુકનું વર્ણન હાસ્યરસિક અને અતિશયોક્તિ ભરેલું કર્યું છે. સરખાવો :—

> કદ્રુપ કાયા કામળ ઓઢી, કરમાંહે ખરેરો રે;
> પ્રગટ ખારે ખંખારીને બોલ્યો, તીખો ને તરેરો રે.
> કારમો સરખો કપોળ ચડાવે, ટૂંકડા કર નચાવે રે;
> નાસિકાએ સડકા તાણે ને, નયણાં મચમચાવે રે.
>
> × × ×
>
> ભૂત પિશાચ કે જમકિંકર, પ્રેત અથવા રાહુ રે
> અયોધ્યામાં રોતાં રાખવા, બાળકને તે હાઉ રે.

૪–૫. સૂયાર–(સં. सूपकार) રસોઇયો; સૂર્યપાક રસવતી–સૂર્યપાક નામની રસોઈ. મહાભારતમાં પણ આ રસોઈનો ઉલ્લેખ છે. નળ સિવાય આવી રસોઈ બનાવતાં બીજા કોઈનેય આવડતું નહોતું. દમયંતીને આવી રસોઈ બનાવતાં આવડતું હતું કે નહિ તેનો ઉલ્લેખ નથી. નળ જેવો ચક્રવર્તી રાજા આવી રસોઈ બનાવતો. એ જોતાં રસોઈ બનાવવી એ એ સમયે પુરુષો માટે હલકું કામ નહિ ગણાતું હોય. સૂર્યપાક બનાવવા માટે થાળીમાં રસોઈની સામગ્રી મૂકી, એ થાળી સૂર્યના પ્રકાશમાં મૂકવામાં આવતી, અને પછી સૂર્યની સ્તુતિ કરવામાં આવતી. એથી સ્વાદિષ્ટ રસોઈ થઈ જતી. વર્તમાન સમયની Sun–Cookerની શોધને મળતી આવે એવી આ વાત છે. નળે सूर्यपाक અથવા नलपाक નામનો રસોઈને લગતો એક ગ્રંથ લખ્યો હોવાનું પણ મનાતું. સંસ્કૃત સાહિત્યમાં પાકશાસ્ત્રને લગતા પણ કેટલાક ગ્રંથો લખાયા છે. भोजनकुतूहलम् નામના એક પ્રાચીન ગ્રંથમાં જુદી જુદી અનેક વાનગીઓના આકાર, રંગ, સ્વાદ, બનાવવાની રીત, વગેરે વિશે ભરપૂર માહિતી સળંગ પદ્યમાં આપવામાં આવેલી છે.

૬–૯. મુંયઉ–મૃત્યુ પામ્યો. આ રીતે નળ પોતે પોતાના મૃત્યુની વાત કરે છે. મહાભારતની કથામાં નળ બાહુક તરીકે નળના મૃત્યુની વાત કરતો

નથી. કેટલીક જૈન કૃતિઓમાં નળના મૃત્યુની વાત આવતી નથી. ગુણિયણ ......જેણ રે-ગુણિજન વિના ગુણિજનના ગુણને કોઈ ઓળખી શકે નહિ. બીજાની સાચી કદર કરવા માટે માણસમાં પોતાનામાં કદર કરવાની શક્તિ હોવી જરૂરી છે. નિરવાણ-નિર્વાણ-મૃત્યુ; મૃત કારિજ-મૃત્યુ પછીની વિધિ. **૧૦-૧૫.** ઢંઢેરઉ ફેર્યઉ-ઢંઢેરો ફેરવ્યો. દધિપર્ણ રાજા હુંડિકને બક્ષિસ આપે છે અને હુંડિક તે બધી લેવાની ના પાડે છે, એમાં બંને સાચા ગુણિજન છે એની પ્રતીતિ થાય છે. સાત વ્યસન નિવારવા માટે હુંડિક સલાહ આપે છે અને દધિપર્ણ તે પ્રમાણે વર્તે છે ત્યાં કવિનું ઉપદેશક તત્ત્વ આવી ગયું છે.

**દૂહા**-એક દિવસ હુંડિક સરોવરકિનારે એક વૃક્ષ નીચે ઉદાસ થઈને બેઠો હતો. ત્યાં એક બ્રાહ્મણ પથિક આવ્યો. એણે બે શ્લોક કહ્યા, જેમાં દવદંતી જેવી સતીને ત્યજવા માટે નળને સખત ઠપકો આપવામાં આવ્યો હતો. 'નળ જેવો નિર્દય, નિર્લજ અને ભુંડો બીજો કોઈ નહિ, જેણે પોતાની નારીને ત્યજી. એવો નળ બળીને ભસ્મ કેમ ન થઈ ગયો?' આ સાંભળી નળની આંખમાં આંસુ આવ્યાં.

**૧-૫.** નાંખિ નીસાસ-નિસાસો નાંખે; નિસત્ત-નિઃસત્ત્વ; સુકલત્ર-પત્ની; વેસાસ-વિશ્વાસ; ભસમ-ભસ્મ; સિલોક-શ્લોક; પ્રણાલ-ઝરણું, પાણીની ધારા, પરનાળું;

**ઢાલ બીજી** (પૃ. ૪૦) કૂબડાએ વિપ્રને પૂછ્યું, 'તને આવું ગીત કોણે કહ્યું? મને પણ આ સાંભળી કરુણા ઊપજી અને આંખમાંથી આંસું આવ્યાં. વળી કહે તું ક્યાંથી આવ્યો? તેં આ વાત ક્યાં સાંભળી?' પથિકે કહ્યું, "નળ દવદંતીને સૂતી મૂકીને ચાલ્યો ગયો. તે વખતે દવદંતીને સ્વપ્નું આવ્યું કે પોતે આંબાના વૃક્ષ પર ચડી છે. પણ ત્યાં તો કોઈ હાથીએ વૃક્ષને પાડયું અને પોતે ભોંય પર પડી. આવું સ્વપ્ન આવતાં દવદંતી એકદમ ઝબકીને જાગી. જોયું તો નળ પાસે નહોતો. આથી તે ખૂબ નિરાશ થઈ રોવા લાગી."

૧–૪. ઉપની–ઊપજી; પથિક પોતાને 'કુસલઊ' (કુશલ) નામથી ઓળખાવે છે. જુદી જુદી કૃતિઓમાં આ બ્રાહ્મણ પથિક જુદા જુદા નામથી ઓળખાયો છે. કેટલીક કૃતિઓમાં એનું કશું જ નામ આપવામાં આવ્યું નથી. પોતાની વાત સાંભળી નળને દુઃખ થાય છે, રડવું પણ આવે છે, પણ પોતે નળ છે એમ કહી પથિક આગળ પ્રગટ થતો નથી.

૫–૭. સુહણઊ–સ્વપ્ન; ગજ ઉનમલિઊ–હાથીએ ઉખેડી નાખ્યો; ભૂંહ–ભૂમિ પર. રૂપ–સ્વરૂપ, હકીકત, બનાવ; ઝલફલી–હાંફળીફાંફળી. આ સ્વપ્નની વાત જૈન પરંપરાની લગભગ બધી જ કૃતિઓમાં મળે છે. મહાભારતની પરંપરાની કૃતિઓમાં સ્વપ્નની વાત આવે છે, પણ બીજી કશી વિગત, જૈન પરંપરા જેવી આવતી નથી. આ સ્વપ્નનો અર્થ આગળની પંક્તિઓમાં કરી બતાવ્યો છે. ૮–૧૫ હાસઉ–હાસ્ય–મજાક; સોઝંત–શોધતાં; નાહ–નાથ; સુપન–સ્વપ્ન; નિરુછાહ–નિરુત્સાહ; સિગલઊ–સઘળું. નળ પોતાનો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે એવી શંકા દવદંતીને એકદમ પડતી નથી. તેને થાય છે કે નળ પાણી લેવા કે સ્નાન કરવા ગયો હશે, અથવા કોઈ વિદ્યાધરી એને ઉપાડી ગઈ હશે, અથવા નળ ક્યાંક સંતાઈને પોતાની મજાક કરતો હશે. માટે એ કહે છે, 'હમણાં હું નળને શોધી કાઢું છું, મારી આગળથી એ જાય ક્યાં?' પણ ઘણું શોધવા છતાં નળ ન મળ્યો ત્યારે એણે સ્વપ્નનો વિચાર કર્યો.

દૂહા–આ છ પંક્તિમાં દવદંતી સ્વપ્નનો અર્થ કરે છે. આંબો એ પ્રીતમ છે; ફૂલફલાદિક એ રાજ્ય છે; ભ્રમર એ સમાજ છે; રાજ્ય કૂબરના હાથમાં જતાં નળરૂપી આંબો ઊખડી પડ્યો; વૃક્ષ પરથી પોતે પડી એટલે પતિથી વિખૂટી પડી.

**ઢાલ ત્રીજી** (પૃ. ૪૩) નળ પોતાનો ત્યાગ કરીને ચાલ્યો ગયો, એથી દવદંતીને ઘણું દુઃખ થયું. વિલાપ કરતી દવદંતી પહેલાં નળનો દોષ જુએ છે. પુરુષમાત્ર લગ્ન હોંશે હોંશે કરતા હોય છે, પણ નિર્વાહ

કરતી વખતે દુઃખ ધરે છે.

**ચઉરી ચડણરી હુંસિ પુરુષ સગલા કરઇ,**
**પણિ નિરવાહણ વેલ ઘણેરા દુઃખ ધરઇ.**

પણ પછી દવદંતીને લાગે છે કે 'નળને દોષ શા માટે દેવો? દોષ તો મારા પોતાનાં કર્મનો જ હશે. મેં કોઈ સ્ત્રીના પતિને ભંભેર્યા હશે, માતાપુત્રને વિખૂટાં પડાવ્યાં હશે, ખોટી સાક્ષી આપી હશે, કે કોઈક ભવમાં સાપિણી થઈને કોઈ ઉત્તમ પુરુષને કરડી હોઇશ, કે દેવદ્રવ્ય ખાધાં હશે, કે સાધુ-મહંતને સંતાપ્યા હશે, જૂ, માંકણ લીખ તડકે મારી નાખ્યાં હશે...' વગેરે.

હીયુ-હૈયું; રનમઇ-રાનમાં, વનમાં; યામિની-રાત્રિ; ચઊરી-ચોરી; ચઊરી ચડણરી-ચોરીએ ચડવામાં, લગ્ન કરવામાં; હુંસિ-હોંશે; નિરવાહણ વેલ-નિર્વાહની વેળાએ, નિભાવવામાં; નાહ-નાથ, પતિ; નિપટ-બહુ; સઊકિ-શોકય, સપત્ની; કૂડી સાષ-ખોટી સાક્ષી; દિવાણી ચડી-અદાલતમાં જઈ; પરતાતિ-પારકી ચિંતા, નિંદા, ફજેતી; ચઉતરઇ-ચોતરે; ઊલવ્યા-ઓળવ્યા, છુપાવ્યા, જાહેર ન કર્યા; કારાછપીછ-(સં. कारापित) કરાવેલું, દેવને માટે કરાવેલી વસ્તુ; વરત-કોસ ખેંસવા માટેનું જાડું દોરડું; **કોહરમાંહિ કાપીયા**-કૂવામાં ઉતારી ઉપરથી દોરડું કાપી નાખ્યું; દ્રહ-(સં. हरद) હોજ; તાલઉ-તાળુ; પડકુંચી-પ્રતિકુંચી; **તાલઉ-ચોરિયા**-બીજાના તાળાને કુંચી લાગુ પાડીને મેં રત્નો ચોરી લીધાં હશે; સુલ્યા-સડેલાં; આધ્રણ-આંધણ; ઊરિયા-ઓર્યાં; લાગા-લાગ્યાં; હુસ્યઇ-થશે.

**દૂહા**-સસલાં, મૃગ વગેરે પ્રાણીઓને પોતાના ભરતાર વિશે પૂછતી દવદંતી આખો દિવસ ભટકતી રહી. સૂર્યને થયું કે 'આ વિરહિણી મારી હાજરીમાં ન મરે તો સારું.' એમ કરી તે આથમી ગયો. ચન્દ્રોદય થવાથી દવદંતીનો મદનવિકાર વધ્યો. ઘા ઉપર જેમ મીઠું ભભરાવવાથી દુઃખ થાય તેમ વિરહમાં મદનવિકાર વધવાથી એ વધારે દુખી થવા લાગી. વિહ્વલ બનેલી દવદંતીએ ચંદ્રની સાથે પોતાના પ્રિયને સંદેશો મોકલાવ્યો.

સારણિ–સારો, આખો; હજૂર–પ્રત્યક્ષ, હાજરીમાં; સૂર–સૂર્ય; ચંદઈ –ચન્દ્રે; ચાંદ્રણિ–ચાંદરણું, ચાંદની; ખંત–( સં. ક્ષત ) ઘા; ખાર–(સં. ક્ષાર) મીઠું; ખંત ઉપરિ જિમ ખાર–ઘા ઉપર જેમ મીઠું ભભરાવવામાં આવે (અથવા બીજી કહેવત, દાઝયા ઉપર જેમ ડામ દેવામાં આવે ) અને એ જેટલી બળતરા કરાવે તેવી રીતે દવદંતી વિરહિણી હતી, અને તેમાં મદન–વિકાર વધારનાર ચન્દ્રનું ચાંદરણું પથરાયું; સસિહર–ચન્દ્ર; સંદેસડઉ–સંદેશો.

**ઢાલ ચઉથી** ( પૃ. ૪૬ ) દવદંતી ચંદ્ર સાથે પોતાના પતિને સંદેશો મોકલાવતાં કહે છે, " હે વહાલા, તને જુગાર રમતાં મેં અટકાવ્યો; તું રાજ હારી ગયો, ત્યારે તારી સાથે હું વનમાં નીકળી, અને દુઃખમાં અડધો ભાગ પડાવ્યો. મારો તો એવો કયો અપરાધ થયો કે તું મને સૂતી મૂકીને ચાલ્યો ગયો ? તારે માટે હું કેટલી ઝૂરું છું ? તેં જેવું કર્યું તેવું તો કોઈ ન કરે. હવે મને વિશ્વાસ રહ્યો નથી. પુરુષ સાથે પ્રીતિ તે કેવી હોય ? હે નલ, પુરુષો મહા કપટી હોય છે એમ બતાવવા કવિઓ તારું દૃષ્ટાંત લેશે. ". આમ સંદેશામાં દવદંતીએ ઘણા ઉપાલંભ દીધા.

સાયર–સાગર; સુત–પુત્ર; સાયરસુત–ચન્દ્રનો જન્મ સમુદ્રમાંથી થયો હતો માટે; થારી–તારી; વાલિંભ–વલ્લભ, વહાલા; આધ–અડધું; સઉ પંચાસ –સો અને પચાસ, કેટલાયે; નિરતિ–નિર્વૃતિ, નિરાંત, અહીં ભાવના અર્થમાં; પરતીતિ–પ્રતીતિ; દાષસ્યઇ–દાખવશે, બતાવશે; ષોડિ–ખોડ, લાંછન; ઊલંભડા–ઉપાલંભ, ઠપકો, મહેણું.

સુમધુર લયમાં લખાયેલી આ ઢાળમાં દવદંતી નળને મીઠો ઠપકો આપે છે. સમયસુંદરે આ ઢાળને એક સ્વતંત્ર ગીત તરીકે, થોડા ફેરફાર સાથે લખી છે. એમાં છેલ્લી કડી કાઢી નાખી છે, અને તેની જગ્યાએ ત્રણ કડી વધારે ઉમેરી છે:—

હો વસ્ત્ર અક્ષર વાંચ્યા વાલહા રે—હો વાલહા રે,
હું પીહરિ ચાલી પરભાતિ
હો કંત વિહૂણી કામણી રે—હો કામણી રે,
હો પીહરિ ભલી પંચ રાતિ ॥
પીહરિ ભલી પંચ રાતિ-ચં૦

હો વલણ વેગી કરે વાલહા રે—હો વાલહા રે,
હું રાખીસિ સીલ રતન્ન
હો લેખ મિટઇ નહીં વિહિ લિખ્યા-હો વિહિ લિખ્યા રે,
હો જૂઠા કીજઇ તે જતન્ન ॥
જૂઠા કીજઈ તે જતન્ન—ચં૦

હો બારે વરસે એ મિલ્યા —હો એ મિલ્યા રે
નલદવદંતી નર નારિ
હો ભાવના સમયસુંદર ભણઇ—હો સુંદર ભણઇ રે,
હો સીયલ વડઉ સંસાર ॥
સીયલ વડઉ સંસાર—ચં૦

**ઢાલ પાંચમી** (પૃ. ૪૯): પોતાના વસ્ત્ર ઉપર લખેલા અક્ષર દવદંતીએ વાંચ્યા. સાસરે જવા કરતાં પિયર જવાનું એણે પસંદ કર્યું. માર્ગમાં એક સાર્થ મળ્યો. એની સાથે દવદંતી જંગલ ઓળંગવા લાગી. તે વખતે સાર્થને લૂંટવા આવેલા ચોર દવદંતીના પ્રભાવથી નાસી ગયા. એથી સાર્થવાહે દવદંતીને કુલદેવીની જેમ રૂડી પેરે રાખી. એવામાં પુષ્કળ વરસાદ પડયો. જળસ્થળ એક થઈ ગયાં. એટલે દવદંતી સાર્થને છોડી એકલી આગળ ચાલી. માર્ગમાં એને એક રાક્ષસ મળ્યો. દવદંતીના શીલ-પ્રભાવથી રાક્ષસ એને ખાઈ શકતો નથી. અવધિજ્ઞાનથી એ રાક્ષસે

દવદંતીને નળ ક્યારે મળશે એ કહ્યું. રાક્ષસે દવદંતીને પિયર મૂકી જવા કહ્યું. પણ દવદંતીએ પરપુરુષ સાથે પોતે જતી ન હોવાનું જણાવ્યું.

શિક્ષા–શિખામણ; જોષિમભરી–જોખમભર્યું; લોક લાગૂ ઘણા–પાછળ પડનારા લોકો ઘણા મળે; પીહરિ–પિયરમાં; પ્રીતા–સ્નેહાળ; કેથી થાઉ–કઈ બાજુ જાઉં, શું કરું? ધૂલી ધૂસર–ધૂળવાળું; છૂટઇ વેણીદંડસુ–માથાના છૂટા વાળ સાથે; દલિદ્રી–દરિદ્ર, મેલીઘેલી; જાંગુલિ–સાપ કે નાગને વશ કરવા માટેનો મંત્ર અથવા વિદ્યા; સીહ–સિંહ; આગિનઇ–અગ્નિને; પરભાવિ–પ્રભાવથી; સાથ–સાર્થ, વણજાર; લાંધુ–ઓળંગુ; ચરડ–લૂંટારા; વાઉલી–(સં. वातुली) વાયડી; તસ્કર–ચોર; સાનિધિ કારિણી–સાન્નિધ્યને કારણે; ઝૂઝૂઇએ–અનેક પ્રકારે; વનમઇ–વનમાં; ઉપગાર–ઉપકાર; ડેરઇ–ડેરામાં; મારગખેદ-રસ્તાનો શ્રમ; વૂઠઉ મેહ–પુષ્કળ વરસાદ પડ્યો; કાતી જિસી–કાતર જેવી તીક્ષ્ણ; ષાઉ ષાઉ–ખાઉ ખાઉ; ભરાડ–બૂમ પાડીને, બરાડીને; ચાપડી–હકીકત અથવા ખાનગી વાતના અર્થમાં; ફરસતઉ–સ્પર્શતાં; સત્ત સાહસ કરી–સત્ત્વ ગુણના સાહસે કરી; વ્યંતર–દેવની એક જાતિ (દેવ ચાર પ્રકારના છે: ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક); મેલઉ–મેળાપ; પહુતઉ–પહોંચ્યો; લહિસઇ–મેળવશે.

**૨–૩. કંત વિહૂણી......છાવરઇ એ**—દવદંતી મનમાં વિમાસે છે કે સાસરે જવા કરતાં પિયર જવું વધારે સારું. પોતે પતિ વિના એકલી સાસરે જાય એ યોગ્ય નથી. વળી રૂપ અને યૌવન જોખમભર્યાં છે. ડગલે ને પગલે દોષ આવી પડે. અને લોકોમાં પણ સંભાળ લેનારા અને બચાવી લેનારા ઓછા હોય છે; પાછળ પડનારા, ટીકા અને નિંદા કરનારા લોકો વધારે હોય છે.

**૬. સુણિ...ભાગિનઇ**—કવિ દવદંતીના શીલનો પ્રભાવ બતાવતાં કહે છે કે જેમ જાંગુલિ મંત્ર સાંભળતાં સાપ નાસવા લાગે છે, સિંહને દેખીને હાથી નાસવા લાગે છે, અગ્નિને દેખી વાઘ નાસવા લાગે છે, તેમ દવદંતીના શીલના પ્રભાવથી એના માર્ગમાં આવતાં બધાં વિઘ્નો દૂર થવા લાગ્યાં.

**૧૦. એ વાઊલી...ગયા એ**—દવદંતીએ ચોરોને પડકાર ફેંક્યો, પણ એ વાયડી વાત કરે છે એમ માની ચોરો સાર્થને લૂંટવા માટે તત્પર થયા. પરંતુ દવદંતીએ સિંહણની જેમ હુંકાર કર્યો, એથી ચોરરૂપી મૃગ ત્રાસીને નાસી ગયા. આ અને આ પછી આવતી આવી બીજી કેટલીક ઘટનાઓમાં કવિએ દવદંતીના શીલના પ્રતાપે કેવાં કેવાં વિઘ્નો દૂર થાય છે એ બતાવ્યું છે. પરંતુ એ ઘટના ચમત્કૃતિભરેલી અને અસ્વાભાવિક બની જાય છે.

**૧૯. જિન ધ્રમ...સહીએ**—દવદંતીએ રાક્ષસને કહ્યું, "જૈન ધર્મના પ્રસાદથી મને તારાથી મરણનો જરા પણ ભય નથી. પણ મારા જેવી સતી સ્ત્રીનો સ્પર્શ કરતાં તું બળીને ભસ્મ થઈ જશે."

## ખંડ ચોથો

**દૂહા**—અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવલીઓએ ભાખેલો ધર્મ એ ચાર શરણ કહેવાય છે. તેને પ્રણમીને કવિ ચોથો ખંડ શરૂ કરે છે.

ચ્યાર–ચાર; સરણા–શરણ; સાસનનઊ–શાસનનું; ચિહુનઇ–ચારેને; સલહેસિ–(સં. શ્લાઘ પરથી સલહ) સ્તુતિ કરીશ.

**ઢાલ પહિલી (પૃ. ૫૪)** દવદંતીએ પતિ ન મળે ત્યાં સુધી કઠણ વ્રત લઈ ત્યાગમય જીવન જીવવા માંડ્યું. ચાલતાં ચાલતાં તે એક પર્વત ઉપર આવી. વર્ષાઋતુ પૂરી થાય ત્યાં સુધી એક ગુફામાં રહેવાનો એણે નિશ્ચય કર્યો.

તાસીમ–ત્યાં સુધી; પરિહર્યા–છોડી દીધાં; ષોલ–ખોળ, વિલેપન; વિગઇ–(સં. विकृति) વિકાર કરનાર ખાદ્ય પદાર્થ. શરીરમાં વિકાર કરનાર ૭ વસ્તુઓ સાધુઓ માટે ત્યાજ્ય ગણાય છેઃ ઘી, દૂધ, દહીં, તેલ, ગોળ, સાકર અને તળેલું; વાલિંભ વિણુ–વલ્લભ (પતિ) વિના; અભિગ્રહ–વ્રત, નિયમ; વરસાલાસીમ–વર્ષાકાળ સુધી; શાંતિનાથ–સોળમા તીર્થંકર; નીપાય–નિપજાવીને; સુધુ–શુદ્ધ; મનસુધ–શુદ્ધ મનથી; તપનઇ પારણઇ–તપ પૂરું થતાં પારણું કરતી વખતે; પંચ પરમેષ્ટિ–અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, અને સાધુ.

૩. **તાંસીમ...**કહે—જ્યાં સુધી પ્રીતમ પોતે પોતાના હાથે પાન ન આપે ત્યાં સુધી પાન ન ખાવાનો, ચંદન વગેરેનો શરીરે લેપ ન કરવાનો અને પતિ વિના ઘી–દૂધ વગેરે ન ખાવાનો દવદંતી નિશ્ચય કરે છે.

**ઢાલ બીજી** (પૃ. ૫૫) સાર્થવાહે દવદંતીને જોઈ નહિ, એટલે એ એને પગલે પગલે તપાસ કરતો કરતો ગુફા પાસે આવી પહોંચ્યો. તે સમયે દવદંતી શાંતિનાથની પ્રતિમાની પૂજા કરતી હતી. દવદંતીની વાત સાંભળી પાસે રહેતા તાપસો પણ આવ્યા. સાર્થવાહે દવદંતીને પોતાની ધર્મગુરુ કરી, એ વખતે અચાનક વરસાદ તૂટી પડયો. એ વખતે દવદંતીએ તાપસોને જલપૂરમાંથી બચાવવા એમના આશ્રમ આસપાસ લીટી દોરી, ત્યાં વરસાદ પડતો અટકાવ્યો. તાપસોના આશ્રમ પાસે સાર્થવાહે ધીમે ધીમે તાપસપુર નગર વસાવ્યું. ત્યાં અઢારે વર્ણ વસવા લાગી અને મોટા મોટા વેપારીઓ પણ ત્યાં આવીને વસ્યા.

આસન્ન–નજીક; વરત્તરી–શુદ્ધ પાઠ 'વર તરી'–ઉત્તમ હોડી; મ બીહઉ–બીશો નહિ; લીક–લકીર, લીટી; ઊંચઇ સાદિ–ઊંચે અવાજે; સેહરઉ–શેખર, શોભારૂપ કલગીદાર વસ્તુ, જેમ મુકુટ ઉપર શેખર હોય છે તેમ; વિવહારીયા–વેપારીઓ; વસઇ–વસે છે; સુજગીસ–બહુ જશવાળા, જાણીતા. **એ છઇ... પાંચમઉ**–શાંતિનાથને એક જ ભવમાં ચોવીસ તીર્થંકરોમાં સોળમાં તીર્થંકરનું અને બાર ચક્રવર્તીઓમાં પાંચમા ચક્રવર્તીનું સ્થાન મળેલું છે.

૧. **હિવ...**પૂઠિ–સાર્થવાહને દવદંતીના શીલના ચમત્કારની પૂરેપૂરી પ્રતીતિ થઈ ગઈ હતી. વરસાદ પડવાને લીધે દવદંતીને લાગ્યું કે સાર્થ હવે આગળ વધી શકશે નહિ, અને જો પોતે જણાવીને નીકળશે તો કોઈ જવા દેશે નહિ. માટે દવદંતી કોઈને પણ જણાવ્યા વિના એકલી આ પર્વત પર આવી ગુફામાં રહેવા લાગી. પરંતુ સાર્થવાહે જ્યારે પોતાના ડેરામાં દવદંતીને જોઈ નહિ, ત્યારે દવદંતીની ગેરહાજરીથી રખે કંઈ ઉપદ્રવ થાય એ બીકે એનાં પગલાં શોધતો શોધતો એ પર્વત પરની ગુફા પાસે આવી પહોંચ્યો.

૯. **પહિલઉ...**ઇણપરી–પહેલાં મારું નામ વસંત હતું. પરંતુ ધર્મોપદેશ આપીને તમે હવે મને ખરેખર ગુણવંત બનાવ્યો છે.

**૧૦–૧૩** અચાનક અતિવૃષ્ટિ થતાં પાસે રહેતા તાપસો દવદંતી પાસે આવ્યા. દવદંતીએ પોતાના સતીત્વના પ્રભાવે, આશ્રમની આસપાસ લીટી દોરી ત્યાં વરસાદ પડતો અટકાવ્યો. આથી બધા તાપસો દવદંતીથી પ્રભાવિત થયા. આ પ્રસંગ જૈનપરંપરાની લગભગ ઘણીખરી કૃતિઓમાં જોવા મળે છે. વસુદેવહિંડી અને ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રમાં પણ આ પ્રસંગો જોવા મળે છે.

**દૂહા**–એક દિવસ અડધી રાતે પર્વત ઉપર જાણે સૂર્યોદય થયો હોય એટલો બધો પ્રકાશ જોવા મળ્યો. દેવતાઓ, વિદ્યાધરો વગેરે ત્યાં આવજા કરી રહ્યા હતા. શું બની રહ્યું છે એ જોવા માટે દવદંતી, સાર્થવાહ, તાપસ અને નગરના લોકો એકઠા થયા.

આધિ રાતિ–અડધી રાતે; દિનકાર–સૂર્ય; સુરકોલાહલ–દેવતાઓનો કોલાહલ; દેષિવા સુરિંદ–ઇન્દ્રને જોવા.

**ઢાલ ત્રીજી (પૃ. ૫૭)**–આ ઢાલમાં એ આખો પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે. દેવતાઓ, વિદ્યાધરો વગેરે કોલાહલ કરી રહ્યા હતા, કારણ કે કૂબરના પુત્ર સિંહકેસરીને એ વખતે કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું હતું. દેવોએ સોનાનું સિંહાસન રચ્યું હતું. મુનિવર તે પર બેઠા હતા અને બધા દેવતાઓ તેમને પ્રણામ કરી રહ્યા હતા. દવદંતી, સાર્થપતિ વગેરે કેવલીને પ્રણામ કરીને બેઠાં. ત્યાં યશોભદ્ર ગુરુ આવ્યા. કેવલીએ યશોભદ્ર ગુરુને પ્રણામ કર્યા. પછી કેવલીએ ધર્મોપદેશ આપી, કેળવજ્ઞાનથી જાણી, દવદંતીના શીલના પ્રભાવની વાત કરી. કેવલીની વાત સાંભળી કુલપતિને પણ દીક્ષા લેવાનું મન થયું. એણે કેવલીની વાત પૂછી. કેવલીએ કહ્યું, "હું નળરાજાના ભાઈ કૂબરનો પુત્ર સિંહકેસરી છું. શૃંગાપુરીના કેસરરાયની પુત્રી બંધુમતી સાથે લગ્ન કરીને આવતો હતો, ત્યાં માર્ગમાં આ પર્વતના શૃંગ પર યશોભદ્ર ગુરુ જોયા. એમને મેં પૂછ્યું કે મારું આયુષ્ય કેટલું? એમણે કહ્યું કે પાંચ દિવસ. એથી હું ગભરાવા લાગ્યો. ગુરુએ કહ્યું કે તું ગભરા નહિ. એક દિવસની દીક્ષાથી પણ માણસ મોક્ષે જઈ શકે છે. એટલે મેં ગુરુ પાસે દીક્ષા લીધી. ગુરુનો ઉપદેશ સાંભળતાં

મને કેવળજ્ઞાન ઉદ્‌ભવ્યું છે." આમ કેવલી પોતાની વાત કરી ધર્મોપદેશ આપતા હતા, ત્યાં એકાએક યોગનિરોધ કરી તેઓ આયુષ્ય પૂરું થતાં મોક્ષે ગયા. દવદંતીએ એ વખતે યશોભદ્ર ગુરુ પાસે દીક્ષા લેવાની વાત કરી, પણ યશોભદ્ર ગુરુએ દવદંતીનાં ભોગાવલિ કર્મ હજુ બાકી હતાં તેથી દીક્ષા લેવાની ના કહી.

કેવલી–જેને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું હોય તે; પરણામ–પ્રણામ; ધ્રમ–ધર્મ; દેસણા–ઉપદેશ; ધંધઈ (સં. ध्यांध्य–धियः आंध्यं ध्यांध्यं)–બુદ્ધિનું અંધપણું; ગોતીહર–(સં. गुप्तिघर) કેદખાનું; સરિષઉ–સરખું; નર ભવ સુતતરુ સારિષઉ–માનવ તરીકે જન્મ મળવો એ કલ્પતરુ સમાન છે; ધરમણિ–ધર્મિણી, ધર્મભરેલું આચરણ કરવાવાળી; ઉદેગો–ઉદ્વેગભરેલો; ભારિજ્જા–ભાર્યા, પત્ની; સકજ–સકાર્ય, પ્રવૃત્તિશીલ; ચેટી–દાસી; સામી–સ્વામી; આઊષઊ–આયુષ્ય; દીહ–દિવસ; સમઊ–સમાન; મારો–બહાદુર માણસ; દાલિદ્–દરિદ્રતા; ખુહા–ક્ષુધા; વેયણા–વેદના; વચ્છ–વત્સ; મ બીહ–ગભરા નહિ; સાંપ્રત–અત્યારે; સીજઇ–(સં. सिध्यति)–મોક્ષમાં જાય; અનન્નમણો–અનન્ય મને; અવસ્સ–અવશ્ય; પવજ્જા–દીક્ષા; મુકિખં–મોક્ષ; વૈમાણિઉ–વૈમાનિક દેવ; પરિહરી–ત્યાગ કર્યો; ન્યાન–જ્ઞાન; યોગનિરોધ–મન, વચન અને કાયાના તમામ વ્યાપારોને અટકાવવા; મોક્ષમાં જવાની છેલ્લી સ્થિતિને યોગ–નિરોધ કહે છે; મુગતિ–મુક્તિ, મોક્ષ; અંધવિચિ–અધવચ્ચે; પ્રતિબોધ-ઉપદેશ; નિસ્તાર–પાર, ઉદ્ધાર; દીષ–દીક્ષા; સીખ–શિખામણ.

**૫–૬ ધ્રઈ...લિગારો રે**—મુનિએ સંસારની અસારતા અને ધર્મની આવશ્યકતા સમજાવી છે. ધર્મ વિનાનો જન્મ ફોક છે. સંસાર દુઃખના ભંડાર જેવો છે. માટે ધર્મ જ જીવનને તારનાર સાધન છે.

**૨૨ मरण...नत्थि**—મરણ સમાન બીજો ભય નથી, દરિદ્રતા સમાન બીજો પરાભવ નથી, પંથ ચાલવા (મુસાફરી) સમાન જરા, એટલે કે ઘડપણ નથી. ક્ષુધા–ભૂખ સમાન બીજી વેદના નથી.

**૨૩ વચ્છ...દેવો રે**—હે વત્સ, તારું મૃત્યુ નજીક છે જાણી તું ગભરાઈશ નહિ. તું અત્યારે ને અત્યારે જ દીક્ષા લઈ સંયમ ધારણ કર. એક દિવસની દીક્ષાથી પણ માણસ મોક્ષે જાય છે, અથવા દેવલોકમાં ગતિ કરી શકે છે.

**૨૪ एक.....होई**—એક દિવસનો દીક્ષાપર્યાયવાળો, પણ અનન્ય મનવાળો હોય તો, એ મોક્ષમાં ન જાય તો અવશ્ય વૈમાનિક દેવ તો થાય. યશોભદ્ર ગુરુ અને સિંહકેસરી કેવલીનો પ્રસંગ જૈન પરંપરાની ઘણીખરી કૃતિઓમાં વસુદેવહિંડીના સમયથી જોઈ શકાય છે. ધર્મનો પ્રભાવ બતાવવા સિવાય નળદવદંતીના કથાવસ્તુ સાથે અનિવાર્યપણે બંધ બેસતો હોય એવો આ પ્રસંગ લાગતો નથી. આ પ્રસંગ દ્વારા બે વસ્તુ જોઈ શકાય છે. એક તો ગુરુ કરતાં પણ શિષ્યને પહેલું કેવળજ્ઞાન થઈ શકે છે અને છતાં શિષ્યનો ગુરુ પ્રત્યેનો સદ્ભાવ એટલો ને એટલો જ રહે છે. સિંહકેસરીને કેવળજ્ઞાન થયું છે, યશોભદ્ર ગુરુને નથી થયું. છતાં યશોભદ્ર ગુરુ આવે છે ત્યારે સિંહકેસરી તેમને આદરમાન દઈ ઉચ્ચાસને બેસાડે છે. બીજું, આ પ્રસંગમાં એ પણ જોઈ શકાય છે કે થોડી પણ, સાચા ભાવથી અને અનન્ય મનથી કરેલી તપશ્ચર્યા સાધારણ તપશ્ચર્યા કરતાં ચડી જાય છે. માટે જ એક દિવસની દીક્ષાવાળો પણ મુક્તિ પામી શકે છે કે દેવલોકમાં જઈ શકે છે.

ઢાલ **ચઉથી** (પૃ. ૬૦): આ અને પાંચમી ઢાલમાં યશોભદ્ર ગુરુ દવદંતીને એના પાછળના ભવની વાત કરે છે. આ ઢાલમાં સાથે, બાર વર્ષના વિરહનું કારણ પણ સમજાવે છે. પાછળના એક ભવમાં નળ અને દવદંતી મમ્મણ રાજા અને વીરમતી રાણી હતાં. તેઓ બંને એક દિવસ વનક્રીડા માટે જતાં હતાં ત્યારે રસ્તામાં એક સાર્થ મળ્યો. તેની સાથે એક સાધુ હતો. સાધુને જોઈ પોતાને અપશુકન થયા એમ માની તેમણે એ સાધુને સાર્થથી છૂટો પાડી પોતાના સેવકો પાસે બંધાવ્યો. પણ પછી કોપ શાંત થતાં સાધુને છોડાવ્યો, અને એની પાસેથી ધર્મોપદેશ ગ્રહણ કર્યો. વળી વીરમતી તો સાધુની સાંથે અષ્ટાપદની તીર્થયાત્રા પણ કરી આવી. મમ્મણ અને વીરમતીએ ધર્મમાં રહી, અનશન કરી દેહ પાડ્યો, એટલે એ બંનેનો દેવલોકમાં જન્મ થયો.

પ્રસન–પ્રશ્ન; પૂરવ ભવ–આગલા જન્મમાં; મુણિંદ–મુનિવર; **કીધાં...મંદ**–શુભ, અશુભ, તીવ્ર કે મંદ, ગમે તે કર્મો કર્યાં હોય તેમાંથી છુટાતું નથી. એ દરેક કર્મનાં સારાંનરસાં ફળ ભોગવવાં જ પડે છે. સાધ–સાધુ; મુંડ–સાધુ; પાષંડ–પાખંડ, દંભ; વિછોહણ–વિયોગ; સીમ–સુધી; તાંઈ–તેને; સાધનઇ–

સાધુને; સમતાઈ–સમતા ધારણ કરીને; પેડિ–જંગલમાં; અષ્ટાપદ–એક તીર્થ; પાડુયાજી–પામશો; ભોલડા–ભોળા લોકો; ભવભર્મ–ભવના ભ્રમમાં અથવા ભ્રમણમાં; ષામઈ–ખામઈ, માફી માગે છે; સૂઝતા–શુદ્ધ, ખપે તેવા; ભરત ભરાવી ચઊવીસ–ભરત મહારાજે અષ્ટાપદ તીર્થમાં કરાવેલી ચોવીસ પ્રતિમાઓ; ચાડચા–ચોડચા; અણસણ–અનશન, ઉપવાસ; સુરસુખ–દેવલોકનું સુખ.

**ઢાલ પાંચમી ( પૃ. ૬૨ )** : નળ–દવદંતીના પાછળના બીજા ભવોની વાત આ ઢાલમાં કરવામાં આવી છે. મમ્મણ અને વીરમતી દેવલોકમાંથી આહીરકુળમાં ધણ અને ધૂસરી નામનાં આહીર–આહીરાણી થાય છે. ધણ એક દિવસ જંગલમાં ભેંસ ચારવા જાય છે ત્યારે વરસતા વરસાદમાં કાઉસગ્ગમાં રહેલા એક સાધુને માથે છત્ર ધરે છે અને પછી એ સાધુને પોતાને ઘેર લાવી ચાતુર્માસ રાખી સેવાચાકરી કરે છે. આ પુણ્યકાર્યને લીધે તેઓ એ પછીના ભવમાં યુગલિક તરીકે જન્મે છે. ત્યાંથી દેવલોકમાં ખીર અને દંદીર નામે જન્મી, મનવાંછિત સુખ ભોગવી, છટ્ઠા ભવમાં નળ અને દવદંતી તરીકે જન્મે છે. વીરમતી અને મમ્મણના ભવમાં સાધુને બાર ઘડી સુધી બાંધી સાર્થથી વિયોગ પડાવ્યો એ કર્મનાં ફળ આ છટ્ઠા ભવમાં નળ અને દવદંતીને ભોગવવાં પડચાં. બાર ઘડી સાધુને વિયોગ પડાવ્યો, માટે નળ અને દવદંતીને બાર વર્ષનો વિયોગ ભોગવવો પડચો.

સરગપુરી સરિષઉ–સ્વર્ગપુરી, અમરાપુરી જેવું; મહિષી–ભેંસ; પેડિ–જંગલ; ગેહ–ઘેર; વષાણ–વ્યાખ્યાન; કરમ ધકઉ એ દીધ–કર્મે એ ધક્કો દીધો.

**દૂહા**–રાત પૂરી થઈ. સવાર પડચું; યશોભદ્ર સૂરિ તાપસપુર પહોંચ્યા. દવદંતીએ સાત વર્ષ પર્યંત ઉપરની એ ગુફામાં ધર્મમય આચરણ સાથે પસાર કર્યાં.

**ઢાલ છઠ્ઠી ( પૃ. ૬૪ )** – એક દિવસ કોઈએક પુરુષે દવદંતીની ગુફા પાસે આવી કહ્યું, ‘મેં તારા ભરતારને જોયો છે. મારે ઉતાવળ છે એટલે હું જાઉં છું. તારો પતિ પાસે જ છે.’ આમ કહી, ઊંચો હાથ કરી એ

પુરુષ ચાલ્યો ગયો. એના શબ્દો સાંભળી દવદંતી બહાર આવી, અને પેલા પુરુષની પાછળ જવા લાગી. પરંતુ ઉતાવળમાં જતો એ પુરુષ મળ્યો નહિ, એટલે એ પાછી ફરવા લાગી. પણ પાછા ફરતાં ગુફાનો માર્ગ જડયો નહિ અને વનમાં એ ભૂલી પડી ગઈ. આમતેમ એ ભમતી હતી ત્યાં એક રાક્ષસી એને ખાવા આવી. એથી દવદંતી ગભરાઈ ગઈ, પણ એના સતીત્વને લીધે અને જૈન ધર્મ પ્રત્યેની દૃઢ આસ્થાને પ્રતાપે રાક્ષસી એને ખાવાને બદલે એના ચરણમાં નમવા લાગી.

રાક્ષસીના ભયમાંથી મુકત થયેલી દવદંતી ફરી ભમવા લાગી. એને ખૂબ તરસ લાગી, પણ ક્યાંય પાણી નહોતું. એટલે દવદંતીએ એક સૂકી નદીમાં પગની પાની પછાડી અને એના સાચા ધર્મના પ્રતાપે નદી વહેવા લાગી. પાણી પી, સ્નાન કરી તૃપ્ત થઈ એ એક વડના ઝાડ નીચે બેઠી. ત્યાં એક મુસાફર આવ્યો. એણે દવદંતીને પૂછ્યું, 'તું કોઈ વનદેવતા જેવી દેખાય છે.' દવતંતીએ કહ્યું, 'ના રે, હું તો સામાન્ય સ્ત્રી છું. વાણિયાની દીકરી છું. પતિ સાથે હું પિયર જતી હતી, પણ મારો પતિ મને એકલો મૂકીને ચાલ્યો ગયો છે. તો મને તાપસપુર પહોંચાડો.' મુસાફરે કહ્યું, 'સૂરજ આથમે છે તે બાજુ તાપસપુરનો માર્ગ છે, પણ એ બાજુ અમારે આવવાનો જોગ નથી. કહે તો કોઈ નજીકના વસ્તીવાળા ગામ સુધી મૂકવા આવીએ.' દવદંતી તે મુસાફર સાથે ધનદેવ સાર્થવાહ પાસે ગઈ. ધનદેવે એને સ્નાન, ભોજન વગેરે કરાવી, રથમાં બેસાડી અચલપુર નામના નગરે પહોંચાડી.

આપદા-આપત્તિ, દુઃખ; ફીટી-મટી; સંપદા-સંપત્તિ, સુખ; સુપસાય-સદ્કૃપાથી; ઢૂકડઊ-પાસે; સબ્દ-શબ્દ; લારિ-પાછળ પાછળ; નિધાન-ભંડાર; દુષ-દુઃખ; નિરુછાહ-નિરુત્સાહ; પોતઈ-પોતાનાં; યસકાર-યશ અપાવનાર; આહટ દોહટ-અસ્તવ્યસ્ત વિચાર; ભાજજો-ભાંગજો; ભર્મ-ભ્રમ, અથવા ભ્રમથી ઉત્પન્ન થતો ભય; કડપે ચડયા-કાંઠે ચડયાં, વેગથી વહેવા લાગ્યાં; વૂહી-વહેવા લાગી; ષિણ-ક્ષણ; પંથેવાઉ-(સં. पथवाह) સાર્થવાહમાં

સાથે ચાલતો મુસાફર; દ્રેઠિ–દષ્ટિ; આવણરઉ–આવવાનો; લાગ–જોગ; ધીરપ–ધીરજ.

આ ઢાલમાં કવિએ દવદંતી તાપસપુરથી અચલપુર જાય છે ત્યાં સુધીના પ્રસંગો વર્ણવ્યા છે: અજાણ્યા મુસાફરે નળના સમાચાર આપવા, દવદંતીનું તેની પાછળ જવું અને ભૂલા પડવું, રસ્તામાં રાક્ષસી મળવી, તરસ લાગતાં નદીમાં પાણી વહેતું કરવું અને બીજા એક પથવાહ સાથે ધનદેવ સાર્થવાહ પાસે જવું અને ત્યાંથી અચલપુર જવું વગેરે પ્રસંગો સમયસુંદરના કલ્પેલા નહિ, પણ જૈન પરંપરાની કથામાં વર્ણવેલા છે. સમયસુંદરે આ પ્રસંગો બહુ ઝડપથી વર્ણવી દીધા છે. એમાં પ્રસંગો સ–રસ વર્ણવાતા હોય એવું લાગતું નથી. વળી, વારંવાર સતીત્વના અને ધર્મના પ્રતાપે તત્કાળ દૂર થઈ જતી આપત્તિઓને લીધે વાચકને દવદંતીના દુઃખ પ્રત્યે થવી જોઈએ તેવી સહાનુભૂતિ થતી નથી. આ પ્રસંગો પરથી તો એવી છાપ ઊઠે છે કે કવિનો આશય દવદંતીનાં દુઃખો બતાવવા કરતાં એના શીલનો ચમત્કાર બતાવવા તરફ વિશેષ છે. પરંતુ ડગલે ને પગલે એવા ચમત્કાર આવવાને લીધે એનું મહત્ત્વ કે એની અસરકારકતા ઘટી જાય છે. એથી વાચક તો ચિત્તની સ્વસ્થતા ને શાંતિ રાખીને જ બેસે છે કે દવદંતીના માથે ગમે તેટલી આપત્તિ આવી પડશે, પણ એ એના શીલના પ્રભાવે તેને દૂર કરી શકશે.

મહાભારતની કથામાં ચમત્કારો નથી આવતા એવું નથી. પ્રેમાનંદ અને ભાલણના નળાખ્યાનમાં પણ ચમત્કારો આલેખાયેલા જ છે. વસ્તુતઃ મધ્યકાલના ધર્મપ્રધાન સાહિત્યમાં આવા ચમત્કાર તો ઠેર ઠેર જોવા મળે છે. પરંતુ એની અતિશયતાથી એની અસરકારકતા ઘટી જાય છે એ તો દેખીતું જ છે.

# ખંડ પાંચમો

**દૂહા**—અચલપુર નગરની બહાર એક વાવમાં સ્નાન કરી દવદંતી પોતાનાં વસ્ત્ર સૂકવતી હતી. તે વખતે ત્યાંના રાજા ઋતુંપર્ણની રાણી ચન્દ્રજશાની દાસી પાણી ભરવા આવી. એણે દવદંતીને જોઈ. દવદંતીનું રૂપ જોઈ એને આશ્ચર્ય થયું. એણે રાણીને આ રૂપવતી સ્ત્રીની વાત કરી, એટલે રાણીએ તેને તેડાવી પોતાને ત્યાં રહેવા કહ્યું. ચન્દ્રજશા દવદંતીની માસી થતી હતી, પરંતુ એ વાતની નહોતી ખબર દવદંતીને કે નહોતી ખબર ચન્દ્રજશાને. દવદંતીએ સાર્થવાહને જેમ પોતે વણિકપુત્રી છે એમ કહ્યું હતું તેમ ચન્દ્રજશાને પણ પોતાનું ખરું નામ ન આપતાં એમ જ કહ્યું.

શ્રુત વ્યવહાર–આગમ વ્યવહાર; વાવિ–વાવ; સીતલ–શીતલ; ઊગાવઈ–સૂકવે છે, વસ્ત્ર પહોળાં કરી ફટફટાવે છે; અપછર–અપ્સરા; સાઈએ–હોંશે ભેટવા.

**૧. લોકાલોક...વ્યવહાર**–કેવળજ્ઞાન અનંત છે. લોક અને અલોકને એ પ્રકાશનારું છે, છતાં કવિ શ્રુત વ્યવહારને પ્રણામ કરે છે. શ્રુતજ્ઞાન કરતાં કેવળજ્ઞાન દેખીતી રીતે ચડિયાતું છે. તોપણ કેવળજ્ઞાનની એક મર્યાદા છે, જે શ્રુતજ્ઞાનને નથી. કેવળજ્ઞાન બોલી શકતું નથી, શ્રુતજ્ઞાન બોલેલું છે, સાંભળેલું છે. એ જ્ઞાન આગમોમાં સચવાયેલું છે. માટે જ આગમોનો આધાર લઈને વ્યવહાર કરનારનો કેવલીઓ પણ, દોષ કાઢી શકે નહિ, કારણ કે વ્યવહાર માટે પ્રત્યક્ષ પ્રમાણ આગમોનું જ છે. એટલા માટે જ લોક–વ્યવહારમાં કેવલજ્ઞાન કરતાં શ્રુતજ્ઞાન ચડી જાય છે. એટલે કવિ શ્રુત વ્યવહારને પ્રણામ કરે છે.

મહાભારતના નલોપાખ્યાનમાં દમયંતી વિયોગાવસ્થામાં ફરતી ફરતી ચેદિરાજ સુબાહુના ઘેર જાય છે. વસુદેવહિંડીમાં દવદંતી અચલપુરના રાજા રિપુશત્રુને ત્યાં જતી બતાવી છે. અન્ય જૈન કૃતિઓમાં અચલપુરના ઋતુ–પર્ણ રાજાને ત્યાં જતી વર્ણવી છે.

**ઢાલ પહિલી** (પૃ. ૭૧)–ચન્દ્રજશા રાણી દાનશાલા મંડાવી ગરીબોને દાન આપતી હતી. દાનશાલામાં બેસી દાન દેવા માટે દવદંતીએ ચન્દ્રજશાની રજા માગી. એક દિવસ દવદંતી દાનશાલામાં બેઠી હતી ત્યારે ત્યાં આગળથી એક કોટવાલ એક ચોરને બાંધીને લઈ જતો હતો. દવદંતીને જોઈ ચોરે પોતાને બચાવવા વિનંતી કરી. દવદંતીએ કોટવાલને બાબત પૂછતાં જાણ્યું કે ચોરે રાજકુંવરી ચન્દ્રાવતીનો રત્નકરંડક ચોર્યો છે. દવદંતીએ દયા ઊપજવાથી ચોરને છોડી દેવાનું કોટવાલને કહ્યું. પરંતુ કોટવાલે તેમ ન કરતાં, દવદંતીએ એક ચળુ ભરી પાણી છાંટયું, જેથી તેના શીલના પ્રભાવને લીધે ચોરનાં બંધન તૂટી ગયાં. આ સમાચાર ગામમાં પ્રસરી ગયા. બીજે દિવસે દવદંતીએ ચોર પિંગલને એની વાત પૂછતાં જણાયું કે વસંત સાર્થવાહ, જે હવે તાપસપુરનો રાજા છે, એનો દાસ તે પિંગલ. અત્યારે ઋતુપર્ણ રાજાને ત્યાં એ ચાકર તરીકે રહ્યો હતો. એણે રાજાના ઘરમાંથી રત્નકરંડકની ચોરી કરી અને પકડાયો, પણ દવદંતીએ દયાભાવથી એને બચાવી લીધો.

ઊધરઈ–ઉદ્ધાર કરે; નિરમલઊ–નિર્મળ; સત્રૂકાર–સત્રકાર–દાનશાળા; લહું–મેળવું; આદેસ–આજ્ઞા, રજા; ઇહિક લોક–દુનિયાના જાતજાતના લોકો; મેહ–મેઘ; આગલિ જાતઊ–આગળથી પસાર થતો; કાઠઊ–કઠણ, સખત; રાષિ રાષિ–રક્ષા કરો, બચાવો; રત્નકરંડો–રત્નનો કરંડિયો; નિહોરો–વિનંતી; માનઊ–માનો; સટક્કો–સટાક દઈને, ઝટ; ચલૂ–(સં. चुलुक) ચળુ, હથેળીમાં માય તેટલું; દ્રહ–દ્રોહ; દીધઊ ઘરિ ષાત્રાજી–ઘરમાં ખાતર પાડયું; ચોરાં વિચિ પડચા મોરાજી–ચોરોમાં તકરાર પડી; કાષમાંહિ–કાખમાં, બગલમાં; અંગિત–ચેષ્ટા, હાલચાલ પરથી; ઉસરામણ–ઓસરાવવું, ટાળવું, ઓળવીને કૃતઘ્ન થવું; વાધઈ–વધે; વસુધાવાન–પૃથ્વીનું તેજ.

**૧૨–૧૪.** દવદંતીએ પોતાના શીલના–પ્રભાવથી ચોરને છોડાવ્યો, તે એટલા માટે નહિ કે ચોરે ચોરી નહોતી કરી, પરંતુ દવદંતીને તેના પ્રત્યે દયા ઊપજી હતી. રાજાએ દવદંતીને કહ્યું, 'હું પ્રજાને રૂડી પેરે રાખું છું અને રાજ્યમાં ન્યાય પ્રવર્તાવી દુષ્ટ હોય તેને દંડું છું. જો તું આ રીતે ગુનેગારને

છોડાવી દે તો મારા બોલનો દ્રોહ થાય અને રાજ્યમાં મત્સ્યગલંગલ ન્યાય પ્રવર્તે. એટલે જેમ મોટી માછલી નાના માછલાંને ખાઈ જાય તેમ રાજ્યમાં પણ બળવાન માણસો દુર્બળને મારીને પોતાનું વર્ચસ્વ ફેલાવે. એટલે જો તું આ ચોરને છોડાવશે, તો રાજ્યમાં એથી યોગ્ય ન્યાય નહિ પ્રવર્તે.' દવદંતી ચોરે કરેલી ચોરીનો બચાવ નહોતી કરતી. એણે રાજાને કહ્યું, 'જો મારા દેખતાં ચોર મરે તો મારું હૈયું તો દયા વગરનું કઠોર જ કહેવાય.'

૧૮-૨૦. પિંગલ તાપસપુરનો છે, જ્યાં દવદંતી કેટલોક સમય રહી હતી. વસંતક સાર્થવાહ, જે તે વખતે દવદંતીને મળ્યો હતો તે હવે તાપસપુરનો રાજા બન્યો; કૂબરે એને ત્યાંનો રાજા બનાવ્યો. પિંગલ એનો દાસ હતો. એણે કોઈક ઘરમાં ખાતર પાડ્યું. રત્નપાત્ર લઈ નાસતો હતો, ત્યાં રસ્તામાં ચોરોએ એને લૂંટી લીધો. પણ પછી ચોરોમાં અંદર અંદર તકરાર પડી. તાપસપુરથી આવી પિંગલ અચલપુરના રાજાને ત્યાં ચાકર રહ્યો. ત્યાં પણ એણે ચોરી કરી. વસ્તુતઃ એ રીઢો ચોર બની ગયો હતો. દવદંતી આગળ પોતે હરામખોર થઈ ગયાનું કબૂલ પણ કરે છે.

પ્રેમાનંદના નળાખ્યાનમાં હારચોરીનો પ્રસંગ છે. ત્યાં દમયંતીની માસીનું નામ ભાનુમતી છે અને કુંવરીનું નામ ઇન્દુમતી છે. આ રાસમાં પિંગલ રત્ન ચોરે છે અને દવદંતી એને બચાવી લે છે. નળાખ્યાનમાં ટાડલે મૂકેલો હાર કલિ ગળી જાય છે, અને દમયંતીને માથે એનું આળ આવે છે. એથી દમયંતીને ઘણું દુઃખ થાય છે. 'લેનારો ફાટી પડજો' એમ કહેતાં ટાડલો ફાટે છે અને તેમાંથી હાર પડે છે. જુઓ. :

ઇંદુમતિ કહે, આપે છૂટશો, શો શોર કરવો ઠાલો;
માળા મારી કરમાં મૂકો, જો જશ હોયે વહાલો.'
સેવક સખીઓ એમ કહે છે, 'એણીએ માળા લીધી;
મારો, બાંધો, તાણો, પછાડો,' અબળા આકળી કીધી.
કીધી એ નિશ્ચે ચોરટી, રાજમાતાએ જણાવી રીસ રે;
દમયંતી દુઃખ પામી ઘણું, પછે સમર્યા શ્રી જગદીશ રે.

× × ×

સૂરજ સાખી વિષ્ણુ ને વાય, જો મેં કીધો હોય અન્યાય;
બાઈ, હાર તમારો જડજો, લેનારો ફાટી પડજો.
એવું કહેતામાં કળિજુગ નાઠો, ત્યારે તડાક ટોડલો ફાટચો;
માંહે થકો પડચો નીસરી હાર, સતીને ત્રૂઠચા વિશ્વાધાર.
અંતરિક્ષથી અકસ્માત, વરસ્યો હારતણો વરસાદ;
એકએકપેં અદકાં મોતી, રાજમાતા ટગટગ જોતી.

**નળાખ્યાન–પ્રેમાનંદ**
(કડવાં ૪૪–૪૫)

**દૂહા**—પિંગલ તાપસપુરના સમાચાર આપે છે. યશોભદ્ર ગુરુના ઉપદેશથી વસંત સાર્થવાહનું દુઃખ કેવી રીતે ઓછું થાય છે અને કૂબર એને તાપસપુરનો રાજા બનાવે છે એની વાત એ કરે છે. દવદંતીએ પિંગલને દીક્ષા લેવાનો ઉપદેશ આપ્યો. અને એક દિવસ બે મુનિને જોતાં દવદંતીએ તેમને પિંગલની દીક્ષાની વાત કરી. પિંગલે દીક્ષા લીધી અને બંને મુનિ સાથે ત્યાંથી ચાલ્યો.

જદિ–જ્યારથી; અઉલૂ–અવળું, માઠું; પુહતઉ–પહોંચ્યો; **શ્રી વસંત... પ્રધાન**–શ્રી વસંતશેખર એવું મુખ્ય નામ રાખ્યું, અથવા વસંત રાજા બનાવી શેખર નામનો પ્રધાન આપ્યો. સમહુતઉ–સુમુહૂર્તમાં; દેહરઈ–દેરામાં મંદિરમાં; દીષ–દીક્ષા; બિહુંસું–બંને સાથે; સૂધી–શુદ્ધ; સીષ–આજ્ઞા.

ઢાલ બીજી (પૃષ્ઠ ૭૫)—ભીમ રાજાએ દવદંતી અને નળની ભાળ કાઢવા માટે મોકલેલો વિપ્ર હરિમિત્ર અચલપુર આવી ચંદ્રજશા રાણીને અને રાજાને મળે છે, અને નળદવદંતીના વનવાસથી ભીમ તથા પુષ્પવતી રાણીને થયેલા દુઃખની વાત કરે છે. ચન્દ્રજશાએ આ વાત પહેલી જ વાર સાંભળી, એથી એને પણ દુઃખ થયું. ત્યાર પછી હરિમિત્ર દાન-શાળામાં ખાવા ગયો. ત્યાં એણે દવદંતીને જોઈ. તરત ચન્દ્રજશાને વાત કરવામાં આવી. ચન્દ્રજશાએ દવદંતીને ન ઓળખવા માટે માફી માગી. પછી

દવદંતીની વાત રાજાને કરવામાં આવી. રાજાએ દવદંતીનું ભાલતિલક પ્રકાશે છે કે નહિ એની ખાતરી કરી જોઈ.

બાંભણુ-બ્રાહ્મણ; દેષનઈ-દેખીને; ષબરિ-ખબર; નિપટ-અત્યંત; ષેમ-ક્ષેમ; સંભ્રમ સેતી-સંદેહ સાથે, આકુળવ્યાકુળ થઈને; વરપુર-મોટાં મોટાં નગરો; ભૂષ્યઊ-ભૂખ્યો; નીઠ-નક્કી; ઇતિરા દિવસ-આટલા દિવસ; નોલષી-ન ઓળખી; માસમ-મા જેવી; થારઊ-તારું; આંમણ ભામણે-ઓવારણાં લઈને, ઉત્સાહપૂર્વક અનેક રીતે; સષરઊ-સારામાં સારો; રંગસું-આનંદ પૂર્વક; જૂયટઈ-જુગારમાં; આસાસના-આશ્વાસન; કિલેશ-કલેશ; ઉદ્યોત-પ્રકાશ; અજુઆલઊ-અજવાળું; અગિન-અગ્નિ; પાણિ-હાથ.

**૧૯-૨૧. ઇણ અવસર...પ્રમાણિ**—દવદંતીને ચન્દ્રજશા જ્યારે રાજા પાસે લઈ ગઈ ત્યારે સાંજ પડી ગઈ હતી. થોડી વારમાં સૂર્યાસ્ત થયો અને અંધારું પણ થવા લાગ્યું. તે વખતે સભામાં પ્રકાશ થવા લાગ્યો. એટલે રાજાને પ્રશ્ન થયો કે અગ્નિ વિના આ પ્રકાશ ક્યાંથી આવ્યો. ત્યારે રાણીએ દવદંતીના તિલકની વાત કરી. એની ખાતરી કરી જોવા રાજાએ દવદંતીના કપાળ પર હાથ મૂકી જોયો, તો તેટલા વખત માટે એકદમ ઘોર અંધારું થઈ ગયું. એથી રાજાને ખૂબ આશ્ચર્ય થયું.

મહાભારતમાં અને તદનુસાર પ્રેમાનંદના નળાખ્યાનમાં દમયંતીની ભાળ કાઢનાર બ્રાહ્મણનું નામ સુદેવ છે. અહીં હરિમિત્ર નામનો બ્રાહ્મણ આવે છે. નળાખ્યાનમાં સુદેવ આવે છે તે વખતે રાજમાતાના વ્રતની પૂર્ણાહુતિનો ઉત્સવ ધાર્મિક વિધિ અને ધામધૂમથી ઊજવાતો હતો. તે વખતે સુદેવને દમયંતીનો મેળાપ થાય છે. જૈન પરંપરાની કૃતિઓમાં દાનશાળામાં દવદંતી દાન આપવા બેઠી હોય છે ત્યાં ભીમ રાજાનો દૂત (આ રાસમાં હરિમિત્ર) ભૂખ્યોતરસ્યો ખાવા જાય છે ત્યારે દવદંતીનો મેળાપ થાય છે. નળાખ્યાનમાં દમયંતીને એની માસીએ દાસી તરીકે રાખી હતી, અને દમયંતીને માસીને ઘેર કષ્ટ પડ્યું અને એને માથે ચોરીનું આળ પણ આવ્યું. આ રાસમાં દવદંતી એક પતિવિયોગી સતી તરીકે રહે છે. એને કોઈ જાતનું શારીરિક કે

માનસિક કષ્ટ માસી તરફથી પડ્યું નથી. દવદંતીને ઓળખવા માટેની એક એંધાણી એના કપાળનું તિલક છે. એ બંને પરંપરામાં જોવા મળે છે, પરંતુ જૈન કથાઓમાં એ તિલક, કપાળે હાથ ઘસવાથી સૂર્ય જેવો પ્રકાશ આપતું હતું એમ બતાવવામાં આવ્યું છે, જ્યારે નળાખ્યાનમાં બતાવ્યા પ્રમાણે દમયંતી વાળની લટ હેઠળ એ તિલક સંતાડી રાખતી અને લટ ઉઠાવતાં તિલક પ્રકાશતું.

સરખાવોઃ—

ગુરુએ ગોરી ઓળખી, જડ્યું અબળાનું એંધાણ;
ભામિનીના ભાલ ઉપર, . વિધિએ નીમ્યો ભાણ.
અગોપ રાખતી માસિમંદિર, કેશકેરી લટ,
ખસી વેણી સૂરજ ઝળક્યો, હૃદે ભરાયું ઊલટ.
સમીપ આવ્યાં સામસામાં, નેત્રજળ જેમ નેવ;
સાથે બંન્યો બોલિયાં 'હો દમયંતી', 'સુદેવ'.

**પ્રેમાનંદકૃત નળાખ્યાન**

( કડવું ૪૭મું )

**દૂહા**—અહીં હવે કવિ પિંગલને મળેલી અસાધારણ સિદ્ધિની વાત કરે છે. જ્યારે દવદંતી, ચન્દ્રજશા, હરિમિત્ર, રાજા વગેરે સભામાં હતા ત્યારે એક દેવતા ત્યાં આવ્યો. એણે પોતાની વાત કરી. દીક્ષા લીધા પછી પિંગલ તાપસપુર પહોંચ્યો. ત્યાં સ્મશાનમાં કાઉસગ્ગમાં રહી, અનશન કરી એણેદેહનો અંત આણ્યો. આ તપશ્ચર્યાના ફળરૂપે એ પહેલા સ્વર્ગનો દેવતા થયો. દવદંતીએ જો એને ઉપદેશ ન આપ્યો હોત તો એ નર્કમાં જાત. આથી દવદંતી પર ઉપકાર બુદ્ધિથી પ્રસન્ન થઈ એણે સુવર્ણની વૃષ્ટિ કરી.

મારીતણિ મુંકાવીયણિ–દેહાંતની શિક્ષામાંથી છોડાવ્યો; સંજમ–સંયમ; સમસાણઈ–સ્મશાનમાં; જતિ–સાધુ; ઉપસર્ગ–ઉપદ્રવ; નરગઈ–નરકમાં; જંતિ–જાત; સોવન્ન–સુવર્ણ.

૪–૫. સાધુ થયા પછી ધર્મમાં અને આકરી તપશ્ચર્યામાં એ પ્રવૃત્ત થયો. એક દિવસ જે રીઢો ચોર હતો, તે સાધુપણામાં કઠણ તપશ્ચર્યા કરવાવાળો

નીકળ્યો. એ કાઉસગ્ગ લઈને સ્મશાનમાં એકચિત્તે તપ કરતો હતો. સ્મશાનમાં ચિતાનો પ્રજ્વળતો અગ્નિ પ્રસરવાં લાગ્યો અને જતિના શરીર સુધી પહોંચ્યો. પણ સાહસિક સાધુએ એ ઉપસર્ગ સહન કરી લીધો, એટલે કે પોતે બળી ગયો, પણ કાઉસગ્ગમાંથી ચલિત થઈ સ્થાન છોડી આઘો ચાલ્યો ન ગયો. સાથે અનશન વ્રત પણ એણે ધારણ કરેલું. અગ્નિથી નહિ, તો ભૂખથી પણ એના દેહનો અંત આવવાનો હતો. આ રીતે પિંગલ ચોરમાંથી બીજા ભવમાં સ્વર્ગનો દેવતા થયો. દવદંતીએ જો એને ઉપદેશ ન આપ્યો હોત તો તે આવી સિદ્ધિ મેળવી શકત નહિ.

**ઢાળ ત્રીજી (પૃષ્ઠ ૭૮)**—હરિમિત્ર દવદંતીને લઈને કુંડિનપુર આવ્યો. ઘણે વર્ષે દુઃખી પુત્રીનો મેળાપ થવાથી ભીમ રાજાને અને રાણીને હર્ષ થયો. નળને મેળવવાની કંઈક યોજના કરવા માટે ભીમે દવદંતીને કહ્યું. એવામાં દધિપર્ણ રાજાના દૂતે એક દિવસ આવીને સમાચાર આપ્યા કે દધિપર્ણ રાજા પાસે એક રસોઈયો છે, જેને સૂર્યપાક રસવતી બનાવતાં આવડે છે. આ પરથી દવદંતી સમજી ગઈ કે એ નળ જ હોવો જોઈએ, કારણ કે નળ સિવાય બીજા કોઈને સૂર્યપાક રસવતી બનાવતાં આવડતું નથી. એ માટે તપાસ કરવા એક વિપ્રને મોકલ્યો. સાથે વિરહી રાગના બે શ્લોક કહ્યા, જેમાં નળની નિંદા કરવામાં આવી હતી.

(ત્રીજા ખંડની બીજી ઢાલમાં કૂબડા બનેલા નળને વિપ્ર મળે છે ત્યારે નળ એને પૂછે છે, 'કહિ પછઈ તિહાં થયું જેહ રે પંથિડા' એના ઉત્તરમાં બ્રાહ્મણે ત્યાર સુધીમાં જે જે ઘટનાઓ બની તે કહી બતાવી. ત્રીજા ખંડની એ બીજી ઢાલનું અનુસંધાન હવે અહીં મળે છે. નળ અને વિપ્ર વચ્ચે શું બન્યું તે હવે કવિ કહે છે.)

નળને બદલે કૂબડો જોતાં બ્રાહ્મણને શંકા તો થઈ કે એ કદાચ નળ ન પણ હોય. કૂબડો બ્રાહ્મણને પોતાને ઘેર લઈ ગયો અને એને સૂર્યપાક રસવતી જમાડી. બ્રાહ્મણે ત્યાંથી પાછા ફરી જે પ્રમાણે બન્યું હતું તે પ્રમાણે ભીમ રાજાને કહ્યું.

દેષનઈ–દેખીને, જોઈને; ષિપ્ર–ક્ષિપ્ર, જલદી; અણુમતિ–અનુમતિ, રજા; પાએ–પગમાં; કાદમમય–કર્દમમય–કાદવવાળી; સુખકંદ–સુખના મૂળ જેવી; ગેહ–ઘેર; અઠાઈ મહુચ્છવ–આઠ દિવસનો મહોત્સવ, સામાન્ય રીતે આઠ દિવસના ઉપવાસને અંતે થતો મહોત્સવ; પૂજા–જૈન મંદિરોમાં વાજિંત્રો સાથે ભણાવાતી પૂજા; બાંહબીસ–દિલાસો, આશ્વાસન; ઉપક્રમ–પ્રારંભ; આધઉ–અડધું; પ્રભૂત–પુષ્કળ; અછઈ–છે; ભૈમી–દવદંતી; ગોપવઈ–સંતાડે છે; ખજૂયઉ–(સં. खद्योत) આગિયો; સૂર–સૂર્ય; સાંસઉ–સંશય, શંકા; ભાંજુ–ભાંગુ, દૂર કરું; મઈ–માં, તેમાં; સનૂર–સતેજ; વીષ–વીખ, મોટી ફાળ; બગસીસ–બક્ષિસ; વિસવાવીસ–વીસે વીસા, સોએ સો ટકા, પૂરેપૂરી; પાસ–ખાસ.

૫. થાઈ...સુખકંદ—કવિએ અહીં અતિશયોક્તિ ભરેલું વર્ણન કર્યું છે. કવિ કહે છે કે દવદંતી એના પિતાને મળી તે વખતે બંનેની આંખમાંથી હર્ષનાં એટલાં બધાં આંસુ પડ્યાં કે પૃથ્વી કાદવવાળી થઈ.

૧૭–૧૮ દવદંતીનઇ...હજૂર—નળની ભાળ કાઢવા મોકલેલા વિપ્રને કૂબડાને જોઈને થાય છે કે ક્યાં નળ અને ક્યાં કૂબડો. જરૂર દવદંતીને કાચમાં મરકતમણિની ભ્રાંતિ થઈ છે.

દૂહા—દવદંતી એ કૂબડાને બોલાવવા માટે પોતાના પિતાને કહે છે. પિતા બીજી વાર દવદંતી સ્વયંવર કરે છે એવી બનાવટી વાત કરી દધિપર્ણની સાથે કૂબડો આવે એવી યુક્તિ કરે છે.

આથિ–માલિકીની વસ્તુ; આલોચી–યોગ્યાયોગ્ય વિચાર કરી; દેસઊટઈ–દેશવટે.

ઢાલ ચઉથી (પૃ. ૮૫)–દવદંતીના સ્વયંવરમાં પહોંચવા માટે પૂરતો સમય ન હોવાથી ચિંતાતુર દેખાતા દધિપર્ણ રાજાને કૂબડો રથ જોડી પહોંચાડવા તૈયાર થયો. રસ્તામાં દધિપર્ણ અને કૂબડાએ પરસ્પર પોતાની અક્ષવિદ્યા અને અશ્વવિદ્યાની આપલે કરી. સૂર્યોદય થતામાં તેઓ કુંડિનપુર આવી પહોંચ્યા.

રૂઠઉ–રૂઠ્યો; **ઐ એ કામ...પાંતરઈ**—કામ શું નથી કરતો એ જ આશ્ચર્ય છે. કામવૃત્તિ આગળ તો ડાહ્યા માણસો પણ છેતરાઈ જાય છે; હુયઈ–હોય; સમરથ–સમર્થ; સરિષા–સરખા; દુયઉ–બંને; થઇયિાયત (સં. स्थगिका युत)–પાનસોપારીની પેટી રાખવાવાળો પણ સાથે હતો. ષેડે–ખેડ, બેસીને ચલાવ; ષડઉ–ખડઉ–ખડો, ઊભો છે; બીલ–કરંડક–બીલના આકારનો કરંડિયો; કડિ–કેડે; તુરંગમ–ઘોડા; ઈલા–પૃથ્વી; બહુ રત્નાં બોલી જઈ ઇલા—वहुरत्ना वसुंधरा, પૃથ્વી અનેક રત્નોથી ભરેલી છે; ઊઢણઉ–ઉપરનું વસ્ત્ર; ઝાષિ–ઝાંખરામાં; વડઉ–મોટું; જોયણ–જોજન; હેલિ–રમતમાં; લંઘિયા–ઓળગ્યાં; અસૂર (સં. उत्सूर) સાંજ, સાંજે થતું મોડું.

**૮–૯ વહિલ...પરઇ**–રથમાં રાજા બેઠો. એની પાછળ પ્રધાન રાજાના શિર પર છત્ર ધરીને બેઠો. બંને બાજુ બે ચામરધારી પુરુષો, હાથમાં રાજા માટે પાનદાની લઈ બેઠેલો એક દાસ અને રથ હાંકનાર કૂબડો એમ મળી ૭ જણ રથમાં બેઠા. મહાભારતની કથામાં અને તદનુસાર પ્રેમાનંદ અને ભાલણના નળાખ્યાનમાં ઋતુપર્ણ રાજા, સુદેવ અને બાહુક–ફક્ત ત્રણ જણ જ રથમાં બેઠા હતા. જૈન પરંપરાની કથામાં દધિપર્ણ રાજાને ઠાઠમાઠથી સ્વયંવરમાં જતો બતાવવામાં આવ્યો છે.

**૧૪. ઉત્તમ...આહુરા**–દધિપર્ણ રાજાનું વસ્ત્ર ઊડીને ઝાંખરામાં ભરાઈ ગયું અને એણે એની વાત નળને કરી. એટલામાં તો રથ પચ્ચીસ જોજન દૂર નીકળી ગયો હતો. નળે કહ્યું કે 'જો ઉત્તમ ઘોડા હોત તો પચાસ જોજન તો રમતમાં કાપ્યા હોત, પરંતુ આ તારા મધ્યમ ઘોડા છે, માટે પચ્ચીસ જોજનનું અંતર કપાયું.' નળને અશ્વવિદ્યા આવડતી હતી. કવિએ ઉપરની સાતમી કડીમાં બતાવ્યું છે તેમ એના રથના ઘોડા 'જાતીલા લક્ષણ ગુણ ભર્યા' હતા. છતાં એ ઘોડા નળને મધ્યમ પ્રકારના લાગે છે. અને માટે અંતર કાપી શકાય એથી ઓછું કપાય છે. પ્રેમાનંદે નળાખ્યાનમાં અશ્વવિદ્યાને અશ્વની જાત સાથે બહુ સંબંધ ન હોય એ જાતનું, બાહુકની અશ્વપરીક્ષા વિચિત્ર પ્રકારની હોય એવું કંઈક અતિશયોક્તિભર્યું વર્ણન કર્યું છે. જુઓ :

કરણ લૂલા ને ચરણ રાંટા, બગાઈ બહુ ગણગણે;
અસ્થિ નીસર્યાં ત્વચા ગાઢી, ભયાનક હણહણે.
ચારે નોહે ચાલવાના, આગળ નીચા પાછળ ઊંચા;
ખૂંધા ને ખોડે ભર્યાં, એ કરડકણા બે બૂચા.
ઋતુપર્ણ જોઈ શીશ ધુણાવીને, બોલ્યો વળતી ખીજી;
'એ જોડી શું કુરૂપ લાવ્યા, જોડ ઘણી છે બીજી.
પવનવેગે પાણીપંથા, શત જોજન હીંડે ઠેઠ;
એવા ઘોડા મૂકીને કાં, જોડચા દૈવની વેઠ ?'
બાહુક કહે, 'શી ચેષ્ટા માંડી', શું ઓળખો અશ્વની જાત.
જો પુષ્ટ હયને જોડશો તો, હું ન આવું સાથ.'

**પ્રેમાનંદકૃત નળાખ્યાન**
(કડવું ૫૩મું)

૧૮. દધિપર્ણ રાજા અને નળ પરસ્પર વિદ્યાની આપલે કરે છે. એટલે બંને અશ્વવિદ્યા ને અક્ષવિદ્યાના જાણકાર બને છે. નળને માટે અક્ષવિદ્યા ઉપયોગી છે, કારણ કે હવે પછી કૂબર સાથે દ્યૂત રમવામાં અને જીતવામાં એ નળને મદદરૂપ નીવડનાર છે. પ્રેમાનંદના નળાખ્યાનમાં નળને અક્ષવિદ્યા મળે છે, બરાબર તેજ વખતે એના શરીરમાંથી કલિ બહાર નીકળી જાય છે.

૧૯. **અરુણ...સાબાસિ.** અરુણ સારથિએ સૂર્યનો રથ ઉદયાચલ પર્વત ઉપર આણ્યો. એટલે કે ઉદયાચલ પર્વત પર પ્રભાત થયાનાં ચિહ્નો જણાયાં. બીજી બાજુ કુબજ સારથિ દધિપર્ણ રાજાનો રથ કુંડિનપુર સમયસર લઈ આવ્યો, એટલે રાજા એને શાબાશી આપવા લાગ્યો. મહાભારતમાં ઋતુપર્ણ રાજાનો રથ સાંજના આવી પહોંચે છે. જૈન પરંપરાની કૃતિઓમાં સવારના આવી પહોંચે છે.

**દૂહા**—દવદંતીને એક સ્વપ્નું આવ્યું. તેમાં નિર્વૃતિ નામની એક દેવી તેને કોસલા નામના વનમાં મૂકી ગઈ. ત્યાં તે એક ફૂલફળવાળા આંબા પર

ચડી. નિર્વૃતિ દેવીએ એને એક કમળનું ફૂલ આપ્યું. એ ફૂલ ઉપર પંખી બેઠું હતું. તે અચાનક ઊંધે મોઢે નીચે પડયું. આ સ્વપ્નનો અર્થ સમજાવતાં ભીમ રાજાએ કહ્યું, 'નિર્વૃતિ દેવી એ તારી ભાગ્યદશા છે. કોસલા વન તે કોશલા નગરી છે. આંબા પર ચડી તેનો અર્થ એ કે તને તારા પતિનો મેળાપ થશે. કમલ તે તારું રાજ્ય. તે તને પાછું મળશે. પંખી તે કૂબર. એ પંખીની જેમ રાજ્યભ્રષ્ટ થશે.' એટલામાં દૂતે આવી દધિપર્ણ રાજાના આગમનના સમાચાર આપ્યા. રાજાની સાથે કૂબડો પણ આવ્યો હતો. એની પાસે સૂર્યવતી રસોઈ કરાવવામાં આવી અને એથી એ નળ જ છે એવી દવદંતીને પ્રતીતિ થઈ.

સુપન-સ્વપ્ન; પરભાતિ-પ્રભાતે; કરિ-હાથમાં; પંષી-પંખી; ભુંહિ-ભોંય પર; ઊંધઈ મુંહિ-ઊંધે મોઢે; સુહણા તણઉ-સ્વપ્નનો; સાઈ એ-હોંશથી સામે ભેટવા; પરીષતાં-ખાતરી કરતાં; ખંજહઉ-લંગડો.

**ઢાલ પાંચમી** (પૃ. ૮૯) નળ વિના બીજા કોઈને સૂર્યપાક રસવતી આવડતી નહોતી, એ પરથી કૂબડો એ નળ જ છે એવી દવદંતીને પ્રતીતિ થઈ. પણ તે ઉપરાંત બીજી પણ એક ખાતરી કરી જોઈ. નળના સ્પર્શથી દવદંતીને રોમાંચ થતો હતો. કૂબડો પોતે નળ છે એમ કબૂલ કરતો નહોતો, પણ એના સ્પર્શથી દવદંતીને રોમાંચ થયો, એટલે દવદંતીને પૂરી ખાતરી થઈ ગઈ કે એ નળ જ છે. એણે કૂબડાને પોતાનું સ્વરૂપ પ્રગટ કરવાનું કહ્યું. નળે કરંડકમાંથી વસ્ત્ર અને આભરણ પહેર્યાં એટલે એનું મૂળ દિવ્યરૂપ એને પ્રાપ્ત થયું. આ રીતે બાર વર્ષે નળ અને દવદંતીનો મેળાપ થયો.

પરપંચા-પ્રપંચ, યુક્તિ; ફરસઈ-સ્પર્શથી; કાલઉ-કાળો; તતષિણ-તત્ક્ષણ; તુજસું-તારી સાથે; પાષંડા-પાખંડ, બનાવટી સ્વરૂપ; ઊલષિયઉ-ઓળખ્યો; વષતમઈ લિષીયઉ-લખેલા વખત પ્રમાણે, લખ્યા લેખ પ્રમાણે; ઊષેલ્ય-ખોલીને; સાજ-વસ્ત્રાદિ; સીધઉ-સીધું; દુઃખ-હસ્તપ્રતમાં લહિયાની ભૂલને લીધે 'સુખ' લખાયેલું છે; દિણિંદા-સૂર્ય.

૯–૧૦. નળના સ્પર્શથી રોમાંચ થાય એ પ્રકારની કસોટી કેટલીક જૈન કૃતિઓમાં જોવા મળે છે. અશ્વવિદ્યા અને સૂર્યપાક રસવતીની કસોટીથી નળની પ્રતીતિ થયા પછી જ એ કસોટી અજમાવવામાં આવે છે એટલું સારું છે. પ્રેમાનંદના નળાખ્યાનમાં અશ્વવિદ્યા ઉપરાંત નળને દેવોએ આપેલાં વરદાનની પરીક્ષા છે, જે મુજબ નળના સ્પર્શથી વૃક્ષ નવપલ્લવ થાય છે, ખાલી કુંભ પાણીથી ભરાય છે, અને ઊભરાતું અન્ન નળ હાથથી હલાવે છે, એટલે કે અગ્નિ એને બાળી શકતો નથી. આ ત્રણ કસોટી ઉપરાંત સૂર્યપાકની કસોટી કરવામાં આવે છે, અને એ ઉપરાંત પોતાના બાળકોને જોઈ નળ વહાલ ઊભરાવાથી અશ્રુપાત કરે છે એથી પણ દમયંતીને એ નળ જ હોવો જોઈએ એવી ખાતરી થાય છે. સમયસુંદરના આ રાસમાં નળનાં બાળકોનો ઉલ્લેખ આવતો જ નથી. બીજી કેટલીક જૈન પરંપરાની કૃતિઓમાં નળનાં બાળકોનો ઉલ્લેખ આવે છે.

૧૧–૧૩. નળનું કૂબડા જેવું સ્વરૂપ જોવા છતાં એ નળ છે એમ જાણી દવદંતીનો પ્રેમ કેટલો બધો ઊભરાય છે! નળનું એવું સ્વરૂપ જોવા છતાં દવદંતીના ચિત્તમાં જરા પણ દુઃખ, ચિંતા કે દ્વિધા થતી નથી એ એના પ્રેમ અને ચારિત્ર્યની ઉચ્ચતા બતાવે છે. કદાચ નળ એવો કદરૂપો જ રહ્યો હોત, તોપણ દવદંતી એને એટલી જ ચાહવાની હતી. એ બતાવે છે કે એનો નળ પ્રત્યેનો પ્રેમ શરીરની સ્થૂલ ભૂમિકા પર ન રહેતાં આત્માની ઉચ્ચતર ભૂમિકા સુધી પહોંચી ગયો હતો. નળ મળતાં દવદંતી કેટલી બધી હર્ષઘેલી થઈ ગઈ! સ્વાભાવિક રીતે જ એ કહે છેઃ—

“પ્રીતમ અબ તુંનઇ નહિ છોડું,
તુજસું જોર કરી પ્રીતિ જોડું.”

પ્રેમાનંદના નળાખ્યાનમાં દમયંતી કદરૂપા નળને કહે છેઃ

“નથી રૂપનું કામ, રે ભૂપ મારા,
થઈ કિંકરી અનુસરું ચરણ તારાં.”

અને પછી કવિ વર્ણવે છે.

જેમ તરુવર પૂંઠે વિંટળાય વેલી,
તેમ કંથને વળગી રહી હર્ષઘેલી.

૨૨. બારે વરસે... લહિઆ—નળ અને દવદંતી એકબીજાને મળ્યાં એના સુખમાં બાર વર્ષના વિયોગનું પડેલું દુઃખ ભુલાઈ ગયું. આ બાર વર્ષના વિયોગનું કારણ નળ અને દવદંતીએ પાંચ ભવ પહેલાં, મમ્મણ અને વીરમતીના ભવમાં એક સાધુને સાર્થથી બાર ઘડી છૂટા પાડીને જે કષ્ટ આપ્યું હતું તે હતું. એ કર્મનો ઉદય થતાં નળ અને દવદંતીને વિયોગનું દુઃખ આવી પડ્યું. કર્મના સિદ્ધાન્ત પ્રમાણે કેટલાંક કર્મોનાં ફળ માણસને એના એ જ ભવમાં ભોગવવાં પડે છે, તો કેટલાંક કર્મોનાં ફળ બીજા ભવમાં ભોગવવાં પડે છે; તો વળી કેટલાંક કર્મોનાં ફળ પાંચમા-છઠ્ઠા ભવમાં પણ ભોગવવાં પડે છે. નળદવદંતીનાં સુકર્મોનો ઉદય હતો ત્યાં સુધી આ દુઃખ એમને પડ્યું નહિ. દુષ્કર્મોનો ઉદય થયો ત્યારે તેમને આ દુઃખ સહન કરવું પડ્યું. જે દુષ્કર્મો બાંધ્યાં હોય તેવા ને તેટલા જ પ્રમાણમાં દુઃખ ભોગવવું પડે છે એવું પણ નથી. કર્મ કેવા પ્રકારનું અને કેટલું બંધાય છે તેના પર આધાર રહે છે. સાધુને બાર ઘડી સુધી સાર્થથી વિખૂટા પાડવામાં આવ્યા, પરંતુ તેના ફળરૂપે નળદવદંતીને બાર વર્ષનો વિયોગ સહન કરવો પડ્યો. કેવળજ્ઞાનીઓ ત્રિકાળજ્ઞાની હોય છે. એટલે તેઓ કોઈ પણ જીવનાં આગળ પાછળનાં કર્મો અને એની ગતિ જાણી શકે છે; માટે જ નળ અને દવદંતીને આગળના ભવનાં સુકર્મોને લીધે સુખ ભોગવવાનું બાકી હતું એ જાણી નળને એના પિતા અને દવદંતીને કેવલી સિંહકેસરી તે સમયે દીક્ષા લેવાની ના પાડે છે.

જૈન પરંપરાની કૃતિઓમાં નળદવદંતીનો વિયોગ બાર વર્ષનો બતાવવામાં આવ્યો છે. મહાભારતમાં વિયોગ ચાર વર્ષનો છે.

## ખંડ ૬

દૂહા—છ વ્રતના પાલનહાર એવા શ્રી અણગારને પ્રણામ કરી કવિ છઠ્ઠો ખંડ શરૂ કરે છે. નળને એનું દિવ્ય સ્વરૂપ ધારણ કરેલો જોઈ આનંદિત થયેલા ભીમ રાજાએ એને પોતાના સિંહાસન પર બેસવા અને પોતાની રિદ્ધિ ભોગવવા વિનંતી કરી. દધિપર્ણ રાજાએ નળને ઓળખતાં પોતાના અવિનય અને અપરાધ માટે માફી માગી. એ સમયે ધનદેવ સાર્થવાહ ભીમરાજાને મળવા અને ભેટસોગાદ આપવા આવ્યો. દવદંતીએ એને જોયો. પોતાના ઉપર કરેલા ઉપકાર માટે દવદંતીએ સાર્થવાહને રાજા પાસે ખૂબ આદરમાન અપાવ્યું. ત્યાર પછી ઋતુપર્ણ રાજા, ચંદ્રજસા રાણી, ચન્દ્રવતી કુંવરી અને તાપસપુરના રાજા વસંતને સપરિવાર તેડાવ્યા. તેઓ પણ ત્યાં રહી આનંદ કરવા લાગ્યા.

છ વ્રત પાલણહાર—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એ પંચ મહાવ્રત અને રાત્રિ ભોજન ન કરવું એ છ વ્રતના પાળનારા; છ જીવ—પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ જીવો.

પડ—છ; રિધિ—રિદ્ધિ; આયત્ત—અધીન, તાબે; વાગીયા—પાગિયા, એટલે પડખે રહેનારા, સલાહ આપનાર; આદેસ—આદેશ, આજ્ઞા; વિરતાંત—વૃત્તાંત, હકીકત; ઊલખ્યઉ—ઓળખ્યા; સીમ—સુધી; ષમજે—ખમજે, ક્ષમા કરજે; આયઉ—આવ્યો; શ્રી વસંત—વસંત સાર્થવાહ, જે હવે તાપસપુરનો રાજા બન્યો છે; માનઈ માસ તે દીહ—મહિનાનું સુખ જાણે એક દિવસના સુખની જેમ ભોગવતાં હતાં; ત્યાં એટલું બધું સુખ હતું કે કાલની ગણના ત્યાં બહુ રહી નહોતી.

ઢાલ પહિલી (પૃ. ૯૩) એક દિવસ રાજાની સભામાં દિવ્ય શરીરધારી એક દેવતાએ આવી, દવદંતીને પ્રણામ કરી કહ્યું, "તેં મારા પર ઘણો ઉપકાર કર્યો છે. હું તાપસપતિ છું. તેં મારી પાસે જે તપ, જપ અને સંયમનું વ્રત લેવડાવ્યું તેને લીધે મારો માનવભવ સફળ થયો. અનશન કરી હું દેવલોકનું સુખ ભોગવું છું." એમ કહી ત્યાં સાત કરોડ સુવર્ણની વૃષ્ટિ કરી એ દેવ

વીજળીના ઝબકારની જેમ અંતર્ધાન થઈ ગયો. ત્યાર પછી નળ રાજા ઘણું
સૈન્ય એકઠું કરી કોશલાનગર તરફ આવ્યો.

પર્ષદા-સભા; ચીતારિં-ચિત્ર (આશ્ચર્ય) + હરી = આશ્ચર્ય કરનાર છે,
અથવા ચિત્ત + હરી = ચિત્તને હરનારી છે; એટલે કે અદ્‌ભુત પ્રભાવ પાડનારી
છે; સુરસુષ-દેવતાઓનું સુખ; સૌધરમળ દેવલોક-પહેલો દેવલોક; ઉપરના
૧૪ કલ્પાતીત અને નીચેના ૧૨ કલ્પોપન્ન એમ મળી ૨૬ વૈમાનિક દેવલોક
જૈન શાસ્ત્રોમાં ગણાવવામાં આવ્યા છે. જેમાં પહેલા દેવલોકનું નામ સૌધર્મ
દેવલોક છે.

નવખંડ-ભરત, ઐરાવત, હિમવત, હરિવર્ષ વગેરે સૃષ્ટિના નવ ખંડ.
ઝત્તિ—ઝટ + ઇતિ-જલ્દી; મંત્રવી-મંત્રી; ચાલતા ઢલકનિ ઢાલ-ઢળકતા, ડોલતા;
પાંખર્યા-શણગાર્યાં; સોવન-સુવર્ણ; કરહલા-(સં. કરભ) ઊંટ; માર-મારવાડ;
ષજાના-ખજાના; પાયક-પગે ચાલનારા; જોસી-જોષી; ઢકચાલ-ઢક્કા એક
જાતનું ઢોલ, તે પરથી નોબતને પણ ઢક્કા કહેવામાં આવતી. ચારે દિશાઓ
ઢક્કાના અવાજથી-નોબતના ગડગડાટથી ગુંજવા લાગી.

દૂહા—નળ રાજાએ દૂત મોકલી કૂબરને યુદ્ધ કરવા માટે અથવા દ્યૂત
રમવા માટે કહેવડાવ્યું. કૂબરે દ્યૂત રમવાનું કહ્યું. પરંતુ આ વખતે કૂબર
રાજ્ય હારી ગયો. છતાં નળે એને યુવરાજ બનાવ્યો. નળના સત્કાર માટે
અયોધ્યાના લોકોએ મહોત્સવ કર્યો.

મોસું-મારી સાથે; ઝુઝજ-યુદ્ધ; **સઈ-તુઝજ**-હું જીતું તો રાજ્ય મારું
અને તું જીતે તો તારું; બીહતઈ થકઈ-બીકને લીધે; ધાત-ફાવટ; ષેલઈ-રમે છે;
જૂવ-જૂવટું, દ્યૂત; બૂય-ગંધ; **લબધ-બૂય**-આ વખતે કૂબર નળની સાથે એ જ
ઉત્સાહથી દ્યૂત રમવા લાગ્યો. દ્યૂત રમવામાં સ્વાભાવિક રીતે જ એને રસ પડતો હતો.
એનો એ સ્વાદ માણતો હતો, પરંતુ આ વખતે કોણ જાણે એને એમાં ગંધ
આવતી હતી. વસ્તુતઃ નળ રાજાએ હવે દધિપર્ણ રાજા પાસેથી અક્ષવિદ્યા મેળવી
લીધી હતી, જેને લીધે પાસા નાખતી વખતે કેટલા દાણા પડવાના છે એની
એને પહેલેથી ખબર પડી જતી. એટલે આ વખતે એણે કૂબરને હરાવ્યો. જે

દ્યૂતના વ્યસનને લીધે નળને આટલું બધું દુઃખ ભોગવવું પડ્યું એ નળ ફરી શા માટે દ્યૂત રમવા લાગ્યો, એવો પ્રશ્ન થાય એ સ્વાભાવિક છે. પરંતુ હવે નળની પાસે અક્ષવિદ્યા છે, એટલે હારવાનો પ્રશ્ન નથી; વળી કૂબર પાસેથી રાજ્ય તો પાછું મેળવવાનું જ છે. અને કૂબરને પણ પ્રતીતિ થાય કે જુગારમાં ચડતીપડતી બંને આવે છે, એટલે દ્યૂતથી મેળવેલી વસ્તુ કાયમ માટે ટકતી નથી. આટલો બોધપાઠ કૂબરને શીખવવા માટે પણ દ્યૂત રમવાની જરૂર હતી.

**ઢાળ બીજી** ( પૃ. ૯૭ ) અયોધ્યા નગરીમાં નળનો રૂડી પેરે સત્કાર કરવામાં આવ્યો. ક્યાંક ફૂલ પાથરવામાં આવ્યા, ક્યાંક સાંથિયા પૂરવામાં આવ્યા, તોરણો બાંધવામાં આવ્યા, મંગલ ગીતો ગાવામાં આવ્યાં. સિંહાસન પર બેસી નળે પોતાની આણ પ્રવર્તાવી. નળ અને દવદંતી ફરી સુખ ભોગવવા લાગ્યાં.

સાહ–સાહુકારો; વ્યવહારીયા–વેપારીઓ; હલકા–સમૂહ; પાષર્યા–શણગાર્યાં; ગઊખિ–( સં. गवाक्ष ) ગોખે; ગોરડી–ગોરી સ્ત્રી; સૂહવ–સૌભાગ્યવતી સ્ત્રી; માદલ–માર્દલ, પખાજ; પૂરણ–પૂર્ણ; તખત–તખ્ત, સિંહાસન; જુડયઊ–જોડ્યો; દીવાણ–પરિષદ; પલાવી–પળાવી; અમારિ–અહિંસા; ઊધરઈ–ઉદ્ધાર કરે; પરનઈ–પારકા ઉપર; વીતરાગ–જેનામાંથી રાગ ચાલ્યો ગયો છે, રાગરહિત એવા તીર્થંકર; સારિસ્યઈ–સારશે.

**દૂહા**—નળ રાજા વિષયસુખમાં ખૂબ મગ્ન બની ગયો હતો. તે વખતે દેવ બનેલ એના પિતાએ એને સંસારસુખ છોડી દીક્ષા લેવાનો ઉપદેશ આપ્યો. વ્રત લેવાથી થતા લાભ વિષે પોતાનો પ્રત્યક્ષ દાખલો આપ્યો. એ વખતે નગર બહાર ઉદ્યાનમાં જિતસેન નામના અવધિજ્ઞાની આચાર્ય આવ્યા હતા. નલ-દવદંતીએ તેમને વંદન કરી આનંદ અનુભવ્યો.

મગન–મગ્ન; તેહવઊ–તેવો; હિવઈ–હવે; જિમ–જેથી; આચારિજ–આચાર્ય; તસુ–તેનું; અભિધાન–નામ; હીયડઈ–હૈયામાં.

૨. નિષધ...એહ—નળના પિતા બીજા ભવમાં દેવતા થયા હતા. નળ પ્રત્યે તેમને એટલો જ સ્નેહ હતો. એટલે જ એમણે ગુપ્ત રીતે રહેવામાં મદદરૂપ થાય એ રીતે નળને કરડીને એનું શરીર કદરૂપું બનાવી દીધું હતું. તે વખતે નળની ઇચ્છા દીક્ષા લેવાની હતી, ત્યારે એ જ નિષધદેવે એને અટકાવ્યો હતો, કારણ કે નળને હજુ સુખ ભોગવવાનું હતું. પણ તે વખતે એમણે એમ પણ કહ્યું હતું કે 'તારે દીક્ષાનો અવસર આવશે ત્યારે હું તને કહીશ.' એટલે નળનાં ભોગકર્મ પૂરાં થવા આવ્યાનું જાણી એ નળને ઉપદેશ આપવા આવ્યા.

૫. અવધિજ્ઞાન...સંદેહ—જિતસેન આચાર્યને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું હતું, જે વડે તેઓ દરેક જીવની ગતિ જાણી શકતા. શ્રદ્ધાળુ લોકોને સાચો માર્ગ સમજાવી એમના જીવનનો સંદેહ તેઓ દૂર કરતા.

ઢાલ ત્રીજી (પૃ. ૧૦૦) આ ઢાલમાં આચાર્ય જિતસેન સંસારની અસ્થિરતા અને માનવ ભવની દુર્લભતા સમજાવી વ્રત લેવાનો ઉપદેશ આપે છે: આચાર્ય કહે છે, 'કુટુંબ વગેરે બધું અસ્થિર છે. ધર્મ એ જ પરમ આધાર છે. માનવ જન્મ અત્યંત દુર્લભ છે. ચક્રવર્તી સનતકુમાર જેવાનું પણ યૌવન ટક્યું નથી, તો બીજાનું તો શું કહેવું ? સંસારનાં સુખ અંતે દુઃખ આપનારાં છે. સ્ત્રીમાં મન લપટાય એવું ન કરીશ. મેરુની જેમ મન દૃઢ કરી, વ્રત પાળી, ભવભ્રમણમાંથી છૂટી શાશ્વત સુખ મેળવ.'

જીવડા–હે જીવ !; જિનધ્રમ–જૈનધર્મ; અવર–બીજા; અથિર–અસ્થિર; દસ દ્દષ્ટાંતે–ઉત્તરાધ્યયનસૂત્રમાં આવતી દસ દ્દષ્ટાંત-કથામાં; દોહિલઊ–દુર્લભ; માનુષઊ ભવ–મનુષ્ય તરીકેનો જન્મ; આઉષઊ–આયુષ્ય; જીવન; મધુલિપ્ત ષડગની ધાર–મધ લગાડેલા ખાંડાની ધાર; કિંપાક–એક સુંદર અને સ્વાદિષ્ટ પણ ઝેરી ફળ; સારિષા–જેવા; વેસાસ–વિશ્વાસ; કુડી–કુંડી, ખાણ; મેરુ–મેરુ પર્વત; નિરતીચાર–અતિચારરહિત, પાપકર્મરહિત; સાસતા–શાશ્વત; હુસ્યઇ–થશે; ઉવઝાય–ઉપાધ્યાય.

૨. દસ દ્દષ્ટાંતે—મહારોજી—માનવજન્મ પ્રાપ્ત થવો કેટલો બધો દુર્લભ છે એનો ખ્યાલ આપવા માટે ઉત્તરાધ્યયન નિર્યુક્તિ, શ્લોક ૧૬૦ માં

ચૂલો, પાશક, ધાન્ય, દ્યૂત, રત્ન, સ્વપ્ન, ચક્ર, ચર્મ, યુગ ( ધૂંસરું ), અને પરમાણુ એમ દસ વસ્તુનાં દૃષ્ટાંત આપવામાં આવ્યાં છે. એ દરેક દૃષ્ટાંતમાં વાસ્તવિક રીતે લગભગ અશક્ય કે અસંભવિત વસ્તુની વાત બતાવવામાં આવી છે અને સમજાવ્યું છે કે એવી વસ્તુ પણ ક્યારેક શક્ય કે સંભવિત બને છે, પણ માનવજન્મ એટલો સુલભ નથી.

ઉત્તરાધ્યયનનો શ્લોક આ પ્રમાણે છે:—

चुल्लगपासगधन्ने जूए रयणे य सुमिणचक्के य ।
चम्मजुगे परमाणू दस दिट्ठंता मणुयलंभे ॥

એ દસ દૃષ્ટાંતોની કથા ટૂંકમાં આ પ્રમાણે છે:—

૧. ચૂલો—બ્રહ્મદત્ત નામનો ચક્રવર્તી રાજા કોઈ એક બ્રાહ્મણ પર ખુશ થયો અને એને કંઈક માગવાનું કહ્યું. બ્રાહ્મણે માગ્યું, 'આખા રાજ્યમાં જેટલા ઘરે ચૂલા છે તે દરેક ઘરની રસોઈ રોજ એક એક દિવસ મને ખાવા મળો.' રાજાએ એની એ માગણી મંજૂર રાખી અને પોતાના ઘેરથી જ શરૂઆત કરી. રાજાના ઘરના ચૂલાની રસોઈ ખાઈને બ્રાહ્મણને એટલો આનંદ અને એટલી તૃપ્તિ થઈ કે બીજી વાર રાજાને ઘેર ખાવાનું એને મન થઈ ગયું. પણ હવે તો આખા રાજ્યના બધે ઘેર એક એક દિવસ એ ખાઈ લે ત્યાર પછી રાજાને ઘેર ફરી એનો વારો આવે, પણ ત્યાં સુધી એ જીવે એવો સંભવ જ નહોતો. તેમ છતાં કદાચ રાજાને ઘેર બીજી વાર જમવાની એને તક મળે એ શક્ય છે. પણ માનવ જન્મ મેળવવો એટલી સહેલી વાત નથી.

૨. પાસો—ચાણક્યની પાસે દેવતાઈ સિદ્ધિના પ્રતાપે એવી વિદ્યા હતી કે જે વડે દ્યૂતમાં કેવા પાસા પડવાના છે એની એને ખબર પડી જતી અને એ હંમેશાં જીતી જતો. એટલે એનો હરીફ કોઈ દિવસ જીતી શકતો જ નહિ. તેમ છતાં એ વિદ્યાનો પ્રભાવ ઘટી જતાં કોઈક વખત ચાણક્ય હારી પણ જાય. પણ તે તો લગભગ અશક્ય જ. માનવજન્મ પણ એવો જ દુર્લભ છે.

૩. ધાન્ય—આખા ભારતવર્ષના બધા ચોખાનો એક જબરજસ્ત મોટો ઢગલો કરવામાં આવે અને એમાં એક શેર સરસવ નાખીને, હલાવી નાખવામાં

આવે. ત્યાર પછી એક ડોશીમાને એમાંથી સરસવના બધા દાણા જુદા કાઢી એકઠા કરી આપવાનું કહે તો તે શક્ય નથી. પણ કદાચ કોઈક વખત એ શક્ય બને, પણ માનવ ભવ એટલી સહેલાઈથી મળવો શક્ય નથી.

૪. દ્યૂત—એક રાજસભાના ૧૦૮ સ્તંભો છે અને દરેક સ્તંભને ૧૦૮ ખૂણા છે. એ રીતે જેટલા ખૂણા થાય એટલી વાર, એક પણ વખત હાર્યો વિના, કંઈ પણ ઠગાઈ કે વિદ્યા વગર જુગારમાં જીતવું શક્ય તો નથી જ. છતાં પણ ક્યારેક એ શક્ય બને. પણ માનવ જન્મ એટલો સહેલો નથી.

૫. રત્ન : કોઈ એક ધનાઢ્ય વેપારી બહારગામ ગયો. દરમ્યાન એના પુત્રે એનાં અનેક કીમતી રત્નો વેચી ખાધાં. એકની પાસેથી બીજા પાસે જતાં, અને એમ કરતાં કરતાં જુદા જુદા માણસો મારફત ફરતાં ફરતાં એ રત્નો આખા દેશમાં ફેલાઈ ગયાં. ઘણે વર્ષે પાછા ફરેલા એ વેપારીને એની ખબર પડી. પરંતુ હવે બધાં જ રત્નો પાછાં મેળવવાં એને માટે અશક્ય છે. છતાં એ કદાચ જેટલી સહેલાઈથી શક્ય બને એટલી સહેલાઈથી માનવજન્મ મળવો શક્ય ન બને.

૬. સ્વપ્ન—મૂળદેવ નામના એક જુગારીને સ્વપ્ન આવ્યું કે પોતે ચન્દ્રને ગળી ગયો. ત્યાર પછી સાતમે દિવસે એને થોડા સમય માટે રાજ્ય મળ્યું. પણ એનું એ સ્વપ્ન એને ફરી આવે અને ફરી એને સાતમે દિવસે રાજ્ય મળે એ શક્ય નથી, છતાં પણ ક્યારેક એ શક્ય બને. પણ માનવ જન્મ એટલો સહેલો નથી.

૭. ચર્મ—એક લાખ જોજન પહોળા સરોવર પર ચામડા જેવી સેવાળ જામી છે. અંદર એક કાચબો સપરિવાર રહે છે. એક દિવસ પવનથી સેવાળમાં છિદ્ર પડ્યું. બરાબર એ વખતે કાચબો ત્યાં હતો. છિદ્રમાંથી જોતાં કાચબાને શરદ પૂર્ણિમાના ચન્દ્રનો ઉદય દેખાયો. પોતાના પરિવારને એ બતાવવાનું કાચબાને મન થયું. પણ એ પોતાના પરિવારને સરોવરમાંથી શોધી લાવીને આવે, બરાબર તે વખતે પવનથી સેવાળમાં ફરી છિદ્ર પડે અને બરાબર તે વખતે શરદ પૂર્ણિમાના ચન્દ્રનો ઉદય હોય એ શક્ય નથી. છતાં કોઈક વાર એ શક્ય બને. પણ માનવ જન્મ એટલો સહેલો નથી.

૮. ચક્ર—આમાં રાધાવેધનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. રાધા નામની એક પુતળીની આંખ નીચે આઠ ચક્રો ઊલટાસૂલટી ફરતાં હોય છે. એ ચક્રો બરાબર અમુક રીતે આવે ત્યારે ક્ષણ માત્રને માટે રાધાની આંખ દેખાય. ધનુર્વિદ્યાના જાણકાર તેલની કઢાઈમાં જોઈ બાણ એવી રીતે છોડે કે, જે પેલાં આઠે ચક્રોમાંથી પસાર થઈ રાધાની આંખ વીંધે; એને રાધાવેધ કહે છે. એવો રાધાવેધ બહુ જ ગણતરીબાજ, પૂરેપૂરી ચોકસાઈવાળા માણસથી પણ ક્યારેક જ સિદ્ધ થાય. પણ માનવ ભવ તો એથીયે વધારે દુર્લભ છે.

૯. યુગ—એ લાખ જોજન જેટલા વિશાળ સમુદ્રમાં જુદે જુદે કિનારે ગાડાનું ધૂંસરું અને એમાં ભરાવવાનું સમોલ (ઊભું લાકડું) નાખવામાં આવે. એ સમોલ અને ધૂંસરું સમુદ્રમાં તરતાં તરતાં પાસે આવે અને ધૂંસરામાં સમોલ આપમેળે ભરાઈ જાય એવું બને જ નહિ. છતાં ક્યારેક એ તો બને, પણ માનવભવ એટલી સહેલાઈથી મળે નહિ.

૧૦. પરમાણુ— એક વિશાળ સ્તંભનો ચૂરો કરી પહાડ પરથી ઉડાડવામાં આવે. પછી એ બધા જ ચૂરો ભેગો કરી આપવાનું કહેવામાં આવે તો તે અશક્ય છે. પરંતુ કદાચ કોઈ કાળે એ શક્ય બને, પણ માનવભવ એટલી સહેલાઈથી મળતો નથી.

રાતિ—દેહોજી— આયુષ્ય અસ્થિર છે. કાલની ગતિ સાથે જ એની ગતિ જોડાયેલી છે. રાત અને દિવસ એ ચાલ્યું જ જાય છે, પાછું આવવાનું નથી. મોટા મોટા ચક્રવર્તીઓનું આયુષ્ય પણ ચાલ્યું ગયું તો સામાન્ય માણસની તો વાત જ શી? માટે તપ, જપ, સંયમ વગેરે વડે આત્માનો ઉદ્ધાર કરવો જોઈએ.

દૂહા—આચાર્યના ધર્મોપદેશથી નળે સંયમનું વ્રત લીધું. પુત્રને ગાદી પર સ્થાપી, રૂડી પેરે એણે દીક્ષા લીધી. સાથે દવદંતીએ પણ દીક્ષા લીધી. નળ અને દવદંતી બંને શુદ્ધ રીતે સંયમ પાળવા લાગ્યાં. પરંતુ એક દિવસ એકાંતમાં દવદંતી સાથે ગોષ્ઠિ કરવાનું નળને મન થયું.

પ્રતિબૂઝણી–ઉપદેશ ગ્રહણ કર્યો; પસાય–પ્રસાદ, કૃપા; થાપી–સ્થાપી; અણગાર–સાધુ; દેવાણુપ્પિઆ–દેવાનુપ્રિય, દેવોને પ્રિય છે એવા; પડિબંધ–પ્રતિબંધ; મા પડિબંધ કરેહ–પ્રતિબંધ કરતો નહિ, એટલે ધર્મની બાબતમાં ઢીલમાં

પડી જતો નહિ, કારણ કે જે સમય જાય છે તે પાછો મળતો નથી. સાત ષેત-ધર્મનાં સાત ક્ષેત્ર તે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જિન ચૈત્ય, જિન પ્રતિમા, અને જ્ઞાનોદ્ધાર; વિત-ધન; વાવરાઈ-ખર્ચે; સૂધઉ-શુદ્ધ; જીવ પડયઉ જંજાલ-જીવ જંજાલમાં પડ્યો, દવદંતીને જોઈને નળનું મન ચલિત થઈ ગયું; સેતી-સાથે; નિવાતિ-એકાંત.

**૪. નલરાજા...સુપવિત્ર**—નળે પોતાના પુત્ર પુષ્કલને ગાદી આપી અને પોતે ધર્મનાં સાત ક્ષેત્રમાં સારી પેઠે ધન વાપરી દીક્ષા લીધી. મહાભારતની કથામાં પણ નળ ગાદી પોતાના પુત્રને આપી વનમાં તપ કરવા જાય છે. ત્યાં નળના પુત્રનું નામ ઇન્દ્રસેન છે, અહીં એનું નામ પુષ્કલ છે.

**ઢાલ ચઊથી** ( પૃ. ૧૦૨ ) ફરીથી દવદંતીને જોતાં નળના ચિત્તમાં કામવિકાર જાગ્રત થયો. એની સાથે કામભોગ ભોગવવાની મનમાં એ ઇચ્છા કરવા લાગ્યો. એ વાત જાણી ગુરુએ એને ઘણો ઉપદેશ આપ્યો. તેમ છતાં નળે પોતાના ચિત્ત પર સંયમ ન મેળવ્યો. એથી, બીજા સાધુઓને પણ એ ન બગાડે એટલા માટે, ગુરુએ એને ગચ્છ બહાર કાઢયો. એ વખતે નિષધ દેવતાએ નળ મુનિની પાસે આવી એને ઉપદેશ આપ્યો. પણ તેમ છતાં નળ વ્રત પાળી શકતો નહોતો. આથી એણે અનશન કરી પોતાના દેહનો અંત આણ્યો. તે પછી નળ દેવલોકમાં ધનદ નામના દેવ તરીકે જન્મ્યો. નળ પ્રત્યે અનુરાગ ધરાવતી દવદંતીએ પણ અનશન કરી દેહત્યાગ કર્યો. એ પણ દેવલોકમાં જન્મી ધનદ દેવતાની પ્રિયા બની. ત્યાં બંને સુખ ભોગવવા લાગ્યાં.

ઇણિસું—એની સાથે; મુનીસર ચૂકિમા-હે મુનિ તું સંયમધર્મ ચૂકતો નહિ; કટુક-કડવાં; કિંપાક-એક ઝેરી ફળ; મધુસું લિપ્ત-મધથી ચોપરેલી; જીહ-જીભ; નિસદીહ-રાતદિવસ; ત્રિપતઊ-તૃપ્તિ પામે; પામ-ખરજવું; હાજીવી આનંદપૂર્વક (?); રીવ-બૂમ, ચીસ; વમ્યઊ-વમન કરેલો, ઊલટી કરેલો; હાસી-ઠેકડી; ષિણ-ક્ષણ; સંમૂચ્છિમ-સમ્યક્ પ્રકારે મૂર્છિત, કુદરતી રીતે જ મૂર્છિત; રિષીસર-ઋષિવર; આંટ-વાત, વચન, પુરાવો; ચોપડઈ ઘડઈ જિમ છાંટ-ચોપડેલા ચીકણા ઘડા પર છાંટ નાખવા છતાં તે જેમ સરી જાય અને ઘડો પલળે નહિ, તેમ ગુરુના ઉપદેશ છતાં નળના મન પર તેની કંઈ અસર થઈ નહિ; વિણઠા—

બગડેલાં; વિણસઈ–વણસે, બગડે; ચોલી–થપ્પી; દાખિન્ન–દાક્ષિણ્ય; કાલ કરી–કાળધર્મ પામી; ધનદ–કુબેર.

૨–૪— નળે સંયમ લીધો હતો. પણ એનું મન તેમાં દૃઢ થતું નહોતું. દવદંતીને જોઈ એનું મન ચલિત થઈ જતું હતું. એ વખતે ગુરુએ એને ઘણો ઉપદેશ આપ્યો. વિષયવાસનાનું સુખ ઝેર જેવું અને દુર્ગતિએ લઈ જનારું છે. વિષ ખાનાર માણસ તો એક વાર મૃત્યુ પામે છે, પણ વિષયવાસનામાં પડેલો માણસ જીવતો છતાં મૂએલો છે. એ અનેક વાર મૃત્યુ પામે છે. કામવાસના ભોગવતાં મીઠી લાગે છે, પણ પરિણામે કડવી નીવડે છે. માટે જ એ કિંપાક જેવા મનોહર અને સ્વાદિષ્ટ પણ ઝેરી ફળ જેવી કે મધથી ચોપડેલી ખડ્ગની ધાર જેવી છે, જેનો મધુર સ્વાદ માણવા જતાં મૃત્યુને નોતરવા જેવું છે.

૫. સુખ...નરકાંત— સંસારમાં સુખ સરસવના દાણા જેટલું અને દુઃખ મેરુ પર્વત જેટલું છે. અથવા સંસાર મધુબિંદુના દૃષ્ટાંત જેવો છે. જૈન ધર્મકથાઓમાં મધુબિંદુની કથા બહુ જાણીતી છે. સૌ પ્રથમ સંઘદાસગણિ વિરચિત 'વસુદેવહિંડી'માં આ કથા દૃષ્ટાન્ત રૂપે જોવા મળે છે. કથા આ પ્રમાણે છે :– સાર્થથી છૂટો પડી ગયેલો કોઈ એક પુરુષ જંગલમાં ગાંડો હાથી પોતાની પાછળ પડતાં, નાસતો નાસતો એક જૂના અંધારા કૂવા પાસે આવ્યો. કૂવાને કાંઠે વડનું મોટું વૃક્ષ ઊગેલું હતું. ભયથી ગભરાયેલો એ પુરુષ વડની વડવાઈઓ, જે કૂવામાં લટકતી હતી તે પકડી કૂવામાં લટકી પડ્યો. આમ હાથીથી એ સંતાઈ ગયો, પણ કૂવામાં અજગર અને સાપ હતા. જે વડવાઈ એણે પકડી હતી તેને ઉપરથી કાળો અને ધોળો એમ બે ઉંદરો કાપતા હતા. પેલો હાથી વડને સૂંઢમાં પકડી હલાવતો હતો. એ વખતે વડ ઉપરના એક મધપૂડામાંથી કેટલાંક મધુબિંદુ તે પુરુષના મુખમાં આવી પડ્યાં. એ મધબિંદુ તે પુરુષ ચાટવા લાગ્યો, પણ તે જ વખતે તેને મધમાખીઓ ચારે બાજુથી ઘેરી વળી; આમ આટલા બધા દુઃખમાં સુખ હોય તો તે માત્ર થોડાંક મધનાં બિન્દુનું. તોપણ તે માણસને દુઃખમાંથી મુક્ત થવાની ઇચ્છા નથી થતી. સંસારરૂપી અટવીમાં મૃત્યુરૂપી વનગજ પાછળ પડ્યો હોય, રાત્રિ અને દિવસરૂપી ઉંદરો જીવનરૂપી વડવાઈઓનો ક્ષય કરી રહ્યા હોય, અજગર અને

સર્પરૂપી દુર્ગતિઓમાં લઈ જનાર કષાયો પાછળ પડ્યા હોય તે વખતે પણ મધુબિંદુરૂપી વિષયવાસનામાંથી માણસને છૂટવાનું મન નથી થતું.

૬-૭-૮— વિષયવાસનાનું સુખ ખરજવાની ચળ જેવું અથવા ઊલટી કરેલા અન્ન જેવું છે. એક ક્ષણના સુખ માટે માણસને નવલાખ જીવોની હિંસા કરવી પડે છે. જૈન માન્યતા પ્રમાણે એક વખતના સંભોગમાં નવલાખ, નવ હજાર, નવસો, નવ્વાણુ સંમુચ્છિંમ ( કુદરતી રીતે મૂછિંત ) જીવો મૃત્યુ પામે છે.

**૧૦. મચ્છરિ-મઝાર**— ગુરુ નળને કહે છે, 'હે સાધુ, તું દવદંતી પ્રત્યે કામવાસના ન સેવ, નહિ તો તંદુલી મચ્છની જેમ સાતમી નરકે જઈશ.' તંદુલી મચ્છ તદ્દન નાનો મચ્છ હતો અને એક મોટા મગરમચ્છની આંખની પાંપણમાં રહેતો હતો. એક દિવસ મગરમચ્છ પાણીમાં સૂતેલો હતો ત્યારે એના વિશાળ, ખુલ્લા મોઢામાં અનેક માછલાંઓ આવતાં અને બહાર નીકળતાં. તંદુલિક મચ્છે આ જોયું અને એને થયું કે જો હું મગરમચ્છ હોત તો મોઢામાં આવીને પડતાં આ બધાં જ માછલાંઓ ખાઈ જાત. તંદુલી મચ્છ શરીરે તદ્દન નાનો હતો અને માછલાં ખાવાની એનામાં શક્તિ જ નહોતી છતાં મનથી એ પ્રકારની લાલચ અને હિંસાનો વિચાર કરતાં, ત્યાંથી તે સાતમી નરકમાં ગયો. એટલે ગુરુ નળને ઉપદેશ આપે છે કે તું મનથી પણ દવદંતીનો વિચાર ન કરતો, નહિ તો તંદુલી મચ્છની જેમ તું પણ સાતમી નરકે જઈશ.

નળ અને દવદંતી અંતે અનશન કરી પોતાનો દેહ છોડે છે. જીવન દરમ્યાન કરેલાં સત્કાર્યોને લીધે તેઓ બંને સ્વર્ગલોકમાં જન્મે છે. મહાભારતની નળકથામાં પણ છેલ્લે નળ અને દમયંતી અનશન કરી દેહ ત્યાગ કરે છે અને સ્વર્ગમાં પહોંચે છે. જૈન કથા નલદવદંતીના એક ભવની કથા આગળ વધારી બંનેને મોક્ષે મોકલે છે, જ્યાંથી પછી આ જગતમાં જન્મ લેવાપણું રહેતું નથી.

**દૂહા**—દેવલોકમાં ધનદ અને એની પત્ની તરીકે નળ અને દવદંતીનો જન્મ થયો. દવદંતી ત્યાંથી ચ્યવી પેઢાલપુરના રાજા હરિચંદની રાણી લક્ષ્મીવતીની કુખે જન્મી. એના જન્મ સમયે ધનદે કનકની વૃષ્ટિ કરી. એથી એનું નામ રાજાએ કનકવતી રાખ્યું. પાંચ ધાવ-માએ એને ઊછેરી. રૂપમાં સુંદર અને ચોસઠે

કળામાં પ્રવીણ એવી કુંવરી યૌવનમાં આવતાં રાજાએ એનાં લગ્ન માટે સ્વયંવર મંડપ માંડ્યો.

લષમીવતી-લક્ષ્મીવતી; ઉપન્ન-ઉત્પન્ન; ઠામ-સ્થળે; ધાઈ-ધાત્રી, ધાવ-મા; પાલી જતી-સંભાળ લેતી; સીપી-શીખી.

**ઢાલ પાંચમી** ( પૃ. ૧૦૫ ) એક દિવસ કનકવતી પાસે શ્વેત પાંખ, રાતાં લોચન અને ઘૂઘરમાળવાળો એક હંસ આવ્યો. કનકવતીએ એને પકડયો અને એને પૂરવા માટે પાંજરું લાવવા સખીને મોકલી. તે વખતે મનુષ્યવાણીમાં હંસે કહ્યું કે કોસલાપુરીના વિદ્યાધર રાજાની પુત્રીના દેવકુમાર જેવા પતિ સાથે તારાં લગ્ન થાય તો એ સોનાની વીંટીમાં હીરો જડયા જેવું થશે. હું જઈને તેને તારી વાત કરીશ. તે સ્વયંવરમાં આવે તો બીજા રાજાઓની વચ્ચે તારાઓમાં ચન્દ્રમા શોભે એવો તે શોભશે. એ રીતે તું એને ઓળખી કાઢજે. પોતાને મનવાંછિત વર મળશે એ આશાએ કનકવતીએ હંસને છોડી મૂકયો.

આયઉ—આવ્યો; ધઉલી-ધવલ; પાંપ-પાંખ; રામતિ-રમત, ગમ્મત; ઝાલણરી-ઝાલવાની, પકડવાની; હુંસિ-હોંશ; ગઊખિ-ગોખે; આણિ-લાવ; રાખિસિ-રાખીશ; સાહિ-પકડીને; બગસીસ-બક્ષિસ; મો-મને; અચરિજ-આશ્ચર્ય; મહિમા-નિલઉ-મહિમાવાળો; ગલઈ-ગળી જાય છે; રૂપનિધાન-રૂપનો ભંડાર; મુંદ્રડી-વીંટી; ઊલષે-ઓળખશે; મુંનઈ-મને.

**દૂહા**—આકાશમાં ઊડીને એક ચીતરેલું વસ્ત્ર કનકવતીના ખોળામાં નાખતાં હંસે કહ્યું કે વસ્ત્રમાં ચીતરેલા રૂપ પ્રમાણે તે માણસને સ્વયંવરમાં તું ઓળખજે. કનકવતીના પૂછવાથી એણે કહ્યું, 'હું ચંદ્રાતપ નામનો વિદ્યાધર છું. વળી એ પણ તું ધ્યાન રાખજે કે જે માણસ બીજાનું દૂતપણું કરવા આવે એ જ તારો ભાવિ વર હશે.' એમ કહી એ હંસ ઊડી ગયો. ચિત્રમાં ચીતરેલા પુરુષને જોઈ કનકવતી તેના પ્રત્યે ખૂબ મુગ્ધ થઈ.

લિખ્યઉ-લખેલું, ચીતરેલું; અનુહારઈ-અનુસાર, પ્રમાણે; ઊલષજે-ઓળખજે.

મહાભારતની કથામાં દમયંતી પાસે આવી હંસ નળની પ્રશંસા કરી જાય છે. અને એ રીતે દમયંતી નળ પ્રત્યે મુગ્ધ બને છે. જૈન પરંપરાની કથામાં દવદંતી પાસે હંસ આવતો બતાવાયો નથી, પણ કનકવતી પાસે હંસ આવતો બતાવાયો છે. વળી એમાં હંસ ખરેખર હંસ નથી, પણ કોઈ વિદ્યાધર

હંસનું રૂપ લઈને આવ્યો છે. ચીતરેલું વસ્ત્ર કનકવતીના ઉછંગમાં નાખવાની કલ્પના જૈન પરંપરાની છે.

**ઢાલ છઠ્ઠી** ( પૃ. ૧૦૮ ) કનકવતીની પાસેથી આવી વિદ્યાધર વસુદેવના આવાસમાં રાતને વખતે વાયુની જેમ પ્રવેશ કરી એની શય્યા પાસે બેઠો. વસુદેવનાં ચરણ ચાંપતાં તે જાગી ગયો. તેને થયું કે રાતને વખતે આવી રીતે આવનાર ગમે તે માણસ ન હોય. વસુદેવ તેની પાસે ગયો એટલે તે વિદ્યાધરે તેને પ્રણામ કરી બધી વાત કરતાં કહ્યું, 'આજે અંધારી દસમ છે. અજવાળી પાંચમના દિવસે કનકવતીનો સ્વયંવર છે. તો તે દિવસે ત્યાં પધારી તેની આશા પૂરી કરો'. પોતાની પ્રિયા સાથે વિચાર કર્યા પછી પોતે ત્યાં આવશે એમ વસુદેવે કહ્યું.

વાયતણી પરઈ-વાયુની જેમ; સંય્યા-શય્યા, પથારી; આધિ રાતિ-અડધી રાતે; વિમાસી-વિચારી.

**દૂહા**—પોતાની પ્રિયાને પૂછી વસુદેવ પેઢાલપુરના લક્ષ્મી-રમણ ઉદ્યાનમાં પહોંચ્યો. તીર્થંકર આગળ લક્ષ્મી રાસ રમતી હતી. માટે તે ઉદ્યાનનું નામ લક્ષ્મી-રમણ ઉદ્યાન રાખવામાં આવ્યું હતું. વસુદેવે તીર્થંકરની પ્રતિમાની ત્યાં પૂજા કરી.

**ઢાલ સાતમી** ( પૃ. ૧૧૦ ) એ વખતે આકાશમાંથી દેવનું એક વિમાન ઊતર્યું. પૂછપરછ કરતાં વસુદેવને ખબર પડી કે એ વિમાન તો ધનદનું છે, જે કનકવતીના સ્વયંવરમાં જઈ રહ્યો છે. ધનદ વિમાનમાંથી ઊતરી જિનપ્રતિમાની પૂજા કરીને જતો હતો ત્યાં એણે વસુદેવને જોયો. દેવથી પણ અધિક તેજવાળા વસુદેવને ધનદે પોતાની પાસે વિમાનમાં બોલાવ્યો અને મનુષ્યને છોડી પોતાને દેવને વરવાનું કહેવા, એટલે કે પોતાનું દૂતપણું કરવા એને કનકવતી પાસે મોકલ્યો. દેવના પ્રભાવને લીધે વસુદેવ કનકવતીની શય્યા પાસે પહોંચ્યો ત્યાં સુધી કોઈ એને જોઈ શક્યું નહિ. વસ્ત્રમાં ચીતરેલા પુરુષ જેવા જ વસુદેવને જોઈને કનકવતીએ એને પોતાનો પ્રિયતમ માની લીધો. પણ વસુદેવે કહ્યું કે પોતે ધનદનો કિંકર છે અને એના દૂતપણા માટે આવ્યો છે. કનકવતી વસુદેવને જ પરણવા માગતી હતી. એણે ધનદને કહેવડાવ્યું કે પૂર્વ ભવના સંબંધને લીધે મને હર્ષ તો થાય છે, પણ તને પરણવાની ઇચ્છા થતી નથી. અત્યારે તો તું પ્રતિમાની જેમ પૂજ્ય સ્થાને છે. વસુદેવે એ સમાચાર ધનદને કહ્યા, એટલે

ધનદે કહ્યું, 'મેં પહેલેથી એ જાણી લીધું છે.' પ્રામાણિકતાથી દૂતપણું કરવા માટે ધનદે દેવતાઓ આગળ વસુદેવની પ્રશંસા કરી.

તેજ કરી સૂરિજ જીપતઉ –તેજમાં સૂરજ કરતાં પણ ચડિયાતું; કેહનઉ–કોનું; વિધિ સેતી–વિધિપૂર્વક; જાદવ–વસુદેવ; હું......ઘણાઈ–વસુદેવને થયું કે પોતે તો માણસ છે અને ધનદ દેવતા તો મોટો છે. છતાં એ પોતાને પ્રેમથી કેમ બોલાવે છે? હેજ–હેત, પ્રેમ; પ્રારથના......ઉત્તમ–પ્રાર્થના કરવી સારી તો ન ગણાય; જિસ્યા–જેવું; હેજિ–પ્રેમથી; હીયઉ–હૈયું; કીટકા–કીડા જેવી; ગાન–ગણાઉં.

દૂહા—ધનદ દેવે હર્ષિત થઈને વસુદેવને દેવદૂષ્ય, રત્ન, કુંડલ, હાર, કટિસૂત્ર વગેરે આપ્યાં, જે ધારણ કરવાથી વસુદેવ ધનદ જેવો દેખાવા લાગ્યો. આવી આશ્ચર્યજનક વાત જોઈ લોકોને ખૂબ આનંદ થયો.

રયણ–રત્ન; સસિ–ચન્દ્ર; મયૂખ–કિરણ; ઉડુમાલિકા–તારાઓની માળા; કટિસૂત્ર–કંદોરો; કસમરદાર–કસબદાર.

**ઢાલ આઠમી** (પૃ. ૧૧૬) હરિચંદ રાજાએ ધનદને સ્વયંવરમાં પધારવા માટે નિમંત્રણ આપ્યું. તે સમયે બીજા પણ ઘણા રાજા આવ્યા હતા. એ વખતે ધનદે વસુદેવને પોતાની વીંટી પહેરાવી. એના પ્રભાવે વસુદેવ પણ જાણે બીજા ધનદ જેવો દેખાવા લાગ્યો. એટલામાં કનકવતી વરમાલા લઈ, સખીઓ સાથે મંડપમાં આવી. પરંતુ ચિત્રમાં ચીતરેલો દૂત સ્વયંવરમાં એને જોવા મળ્યો નહિ. એથી એ ખૂબ નિરાશ થઈ ગઈ. આમ સખીઓને પોતાના દુઃખની વાત કરતી એ આગળ જતી હતી. ત્યાં એની દૃષ્ટિ ધનદ પર પડી. એણે ધનદને કહ્યું, 'તમે મારા મનમાન્યા ભરતારનું રૂપ બદલી નાખી મારી મજાક કરી છે.' ધનદે કહ્યું, 'તારી વાત સાચી છે.' એમ કહી એણે વસુદેવ પાસેથી પોતાની વીંટી પાછી માગી લીધી, જેથી વસુદેવ હતો તેવો દેખાતાં કનકવતીએ એને ઓળખી કાઢ્યો. એના કંઠમાં વરમાલા પહેરાવી એ એને વરી. એ પ્રસંગે ધનદે અપ્સરાઓ પાસે ગીત ગવડાવ્યાં અને કનકની વૃષ્ટિ કરી. વસુદેવે પૂછતાં ધનદે કહ્યું કે પોતે પૂર્વ ભવના સ્નેહને લીધે આવ્યો હતો.

ત્યાર પછી ધનદ દ્વારિકાનગરી આવ્યો. એની હજારો રાણી સાથે કનકવતી પણ સુખ ભોગવવા લાગી.

અપછર–અપ્સરા; સુરતેદ–સાવધાન; આરીસઈ–અરીસામાં; વિસાલા–વિશાલ; પૂરવ–પૂર્વજન્મની; મુંદરડી–વીંટી; બહુતેરી–ઘણી જ; નઈ–ને, અને; સાષી–સાક્ષી; હીયડઈ–હૈયામાં; નયરી–નગરી; અંતેઉરિ–અંતઃપુરની સ્ત્રીઓ; ઉક્કિઠઉ–ઉત્કૃષ્ટ.

**૧૬. મહાવિદેહ...સાષી**—વસુદેવે સ્વયંવરમાં ધનદને આગમનનું કારણ પૂછ્યું. ધનદે કહ્યું, 'મહાવિદેહ ક્ષેત્રમાં વિમલ નામના તીર્થંકરે કનકવતીની વાત કરી જે વખતે હું અને ઇન્દ્ર ત્યાં હાજર હતા. એ વાત સાંભળતાં પૂર્વ ભવના સ્નેહને લીધે હું આવ્યો છું.'

**દૂહા**—એ વખતે જગત તણા આધાર જેવા શ્રી નેમિનાથ ભગવાન સાધુઓ સાથે દ્વારિકા પધાર્યા. એમને વંદન કરવા માટે વસુદેવ પોતાની રાણીઓ સાથે ગયો. નેમિનાથે તેમને ગજસુકમાલના સંયમની અને એના મોક્ષે ગયાની વાત કરી.

જગત્ર–જગત; સંઘાતિ–સાથે; સમોસર્યા–પધાર્યા, બિરાજમાન થયા; હરિખ્યા–હર્ષ પામ્યા; ભવિઅણ–ભાવિક જનો; અથિર–અસ્થિર; સમસાણઈ–સ્મશાનમાં; સોમિલ–ગજસુકમાલનો સસરો; સીસ–માથું; પ્રજાલિયઉ–પ્રજવળ્યું, બાળ્યું; મુગતિ–મુક્તિ, મોક્ષ; ઉપસર્ગ–કષ્ટ, આપત્તિ.

**૪-૫**—નેમિનાથે ગજસુકમાલે લીધેલા સંયમની વાત કરી ઉપદેશ આપ્યો. વસુદેવ નેમિનાથના કાકા થાય, અને વસુદેવના પુત્ર કૃષ્ણ નેમિનાથના પિતરાઈ ભાઈ થાય. ગજસુકમાલ કૃષ્ણના નાના ભાઈ હતા. ગજસુકમાલનાં લગ્ન સોમિલ નામના બ્રાહ્મણની પુત્રી સાથે થઈ ગયાં હતાં, પરંતુ એમનું ચિત્ત સંયમમાં લાગેલું હતું, એથી એમણે દીક્ષા લીધી અને સ્મશાનમાં જઈ કાઉસગ્ગમાં રહ્યા. તે સમયે સોમિલ બહારગામ ગયો હતો. જે સમયે સોમિલ આવ્યો તે સમયે તેઓ આવી ઉગ્ર તપશ્ચર્યા કરતા હતા. તે સમયે, એમના પ્રત્યે ક્રોધે ભરાયેલા એમના સસરા સોમિલે કાઉસગ્ગમાં રહેલા ગજસુકમાલના માથા પર સ્મશાનમાંથી અગ્નિ લઈને મૂક્યો. આમ છતાં ગજસુકમાલ પોતાના ધ્યાનમાંથી જરા પણ ચલિત ન થયા. સોમિલ પ્રત્યે જરા સરખો તિરસ્કાર કે

ક્રોધ એમના મનમાં જન્મ્યો નહિ. આવી રીતે શુભ ભાવના ભાવતાં તેમને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું અને તેઓ મોક્ષે ગયા.

**ઢાલ નવમી** (પૃ. ૧૨૦) નેમિનાથના ઉપદેશથી એમના પિતા, માતા, ભાઈઓ, કૃષ્ણ, રાજીમતી, નાસાસુંદરી તેમ જ યાદવની બીજી સ્ત્રીઓએ સંયમ વ્રત ધારણ કર્યું. વસુદેવની રાણી કનકવતીએ પણ બીજી સ્ત્રીઓની સાથે વ્રત લીધું. ગૃહવાસમાં હોવા છતાં કનકવતીને ભરત મહારાજાની જેમ કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. એ જ્ઞાન પ્રગટ થતાં અનેક દેવતાઓ કનકવતીની પાસે આવી તેને પ્રણામ કરવા લાગ્યા. કનકવતીએ દીક્ષા લીધી. સાધ્વી થઈને એણે બધા આહાર તજી, એક માસ આમરણાંત ઉપવાસ કરી, અંતે મોક્ષસુખ પામી. બીજી બાજુ ધનદ દેવ પણ ભવિષ્યમાં દેવલોકથી ચ્યવી, ઉત્તમ અવતાર ધારણ કરી, દીક્ષા લઈ સંયમધર્મ પાળી, કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે સિધાવી અનંત સુખ પામશે. પાંડવચરિત્ર અને નેમિચરિત્રમાં આપેલી નલ–દવદંતીની કથાનો આધાર લઈ કવિએ આ રાસ લખ્યો છે. એમાં વત્તુઓછું કહેવાયું હોય તો તે માટે કવિ ક્ષમા માગે છે.

સમુદ્રવિજય–નેમિનાથના પિતા; સિવા દેવી–નેમિનાથની માતા; રાજીમતી–નેમિનાથની ગૃહસ્થાવસ્થાની ભાવિ પત્ની; સંજય–સંયમ; પંચખાણુ–પચખાણ, ભવિષ્યનાં દૂષણો–કર્મો અટકાવવા માટે લીધેલું વ્રત; ચારિત્ત–ચારિત્ર્ય, સંયમ; સંલેષણા–આમરણ ઉપવાસ; પહુતી–પહોંચી; સાસતા–શાશ્વત; નાણ–જ્ઞાન; મિચ્છામિ દુક્કડં (मिथ्या मे दुष्कृतम्)–'મારાં દુષ્કૃત્યો મિથ્યા થાઓ' એમ કહી અન્યની ક્ષમા માગવાનો જૈનોમાં રિવાજ છે; સમખઈ–સમક્ષ.

૭. ગૃહસ્થાવસ્થામાં કનકવતી પવિત્ર જીવન ગુજારતી હતી. એની પવિત્રતા અને એનાં કર્મોની ગતિ એવી હતી કે એને ગૃહસ્થાવસ્થામાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. સામાન્ય રીતે દીક્ષા લઈ પવિત્ર જીવન જીવનારનાં સત્કર્મોનો ઉદય થાય છે અને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે. પરંતુ ગૃહસ્થાવસ્થામાં કેવળજ્ઞાન ન થાય એવું નથી. માટે જ કવિ ભરત મહારાજનો દાખલો આપે છે. ભરત મહારાજ અરીસાભવનમાં ફરતા હતા ત્યારે અરીસામાં પોતાના દેહનું પ્રતિબિંબ જોતાં એની ક્ષણભંગુરતાનો

એમને વિચાર આવ્યો, અને એ જ વખતે ગૃહસ્થાવસ્થામાં હતા તોપણ એમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું હતું.

**૧૧. કેવલનઉ—સૂત્રની**—દસવૈકાલિક સૂત્ર જૈન આગમોમાંનું એક આગમ છે. તેના ઉપર અનેક આચાર્યોએ ટીકા લખી છે. તિલકાચાર્યે પણ એના ઉપર સાત હજાર શ્લોકની ટીકા લખી છે અને તેમાં કેવળજ્ઞાન કોને કેવી રીતે પ્રાપ્ત થાય તેનો અધિકાર સમજાવ્યો છે.

**ઢાલ દસમી** (પૃ. ૧૨૨) નલદવદંતીની કથા પૂરી કરી, પોતાના ગચ્છનો, પોતાને આગ્રહ કરી આ રાસ લખાવનાર વ્યક્તિઓનો, રચનાસ્થળ અને રચનાસમયનો ઉલ્લેખ કરી કવિ આ રાસ પૂરો કરે છે.

સાખ–શાખા; પભણઈ–ભણે છે, કહે છે; વાચનાચારિજ–વાચનાચાર્ય, સમયસુંદરના મુખ્ય શિષ્ય હર્ષનંદનને તે સમયે વાચનાચાર્યનું પદ મળી ગયું હતું; આદરિ–આદર સાથે; ગહગહઈ–દીપે છે; ગોલેછા–ગોત્રનું વિશેષ નામ; ચરિતરી–ચરિત્રની; સોલ તિહુત્તરઈ–૧૬૭૩, કૃતિની રચના સાલ; ઉવાઝાય–ઉપાધ્યાય. શ્લોકસંખ્યા ૧૩૦૭–હસ્તપ્રતમાં ભૂલથી તે ૧૩૦૦૭ લખી છે.

*

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૯ | કૂટર ૦ | કૂટર |
| ૨ | ૨ | ચંપાગુણ ભરી | ચંપા ગુણભરી |
| ૨ | ૫ | વત્થ | વચ્છ |
| ૨ | ૬ | મથપુર | મચ્છપુર |
| ૪ | ૨૪ | ઉત્તમ સુંસનેહ | ઉત્તમસું સનેહ |
| ૬ | ૩ | ભલી પરિતાસિ | ભલીપરિ તાસિ |
| ૭ | ૫ | ઝબઝબ કંઈ | ઝબ ઝબકંઈ |
| ૭ | ૬ | ઝુંબ કરમ ઝોલ | ઝુંબક રમઝોલ |
| ૭ | ૭ | કિન્નર નામ ન | કિન્નરના મન |
| ૯ | ૧ | ઘુંઘટઉ ટમઈ | ઘુંઘટ ઉટમઈ |
| ૧૧ | ૧૨ | પિસુ ન | પિસુન |

| | | | |
|---|---|---|---|
| ૧૬ | ૬ | નાણુઈ દુર કરે | નાણુઈ દુખ રે |
| ૨૦ | ૧૪ | તેવુ જ દંડ | તે ભુજદંડ |
| ૨૦ | ૧૫ | મથર | મચ્છર |
| ૨૦ | ૧ | રામતિરમાં | રામતિ રમાં |
| ૨૦ | ૧ | દેષિ વાનઈ | દેષિવાનઈ |
| ૨૦ | ૨ | દાના પતાં | દા નાષતાં |
| ૨૧ | ૫ | ચંદ્ર મારે | ચંદ્રમા રે |
| ૩૦ | ૭ | સરભલઊ | સર ભલઊ |
| ૩૧ | ૨૦ | સરમણુ | સમરણુ |
| ૩૪ | ૩ | ઉત્તરા સંગ નઈ | ઉત્તરા સંગનઈ |
| ૩૫ | ૫ | આપ | સાપ |
| ૪૧ | ૬ | ગજઊ ન મલિયઊ | ગજ ઊનમલિયઊ |
| ૪૩ | ૨ | રાજ | ગજ |
| ૪૪ | ૧૧ | સઊ કિ | સઊકિ |
| ૪૭ | ૩ | વાલિં ભમઈ | વાલિંભ મઈ |
| ૪૯ | ૨ | જો પિમભરી | જોપિમભરી |
| ૫૪ | ૩ | વાલિ ભવિણ | વાલિંભ વિણ |
| ૫૬ | ૧૨ | લાગીઊં ચઈસાહિ | લાગી ઊંચઈ સાહિ |
| ૫૭ | ૪ | દેષિ વાસુરિંદ | દેષિવા સુરિંદ |
| ૫૯ | ૨૩ | વચ્છમ | વચ્છ મ |
| ૫૯ | ૨૪ | दिव सं | दिवसं |
| ૭૮ | ૨ | વલિમાય | વલિ માય |
| ૮૪ | ૧ | દમયંતી | દવદંતી |
| ૮૬ | ૮ | થઈ યાયત | થઈયાયત |
| ૯૫ | ૧૪ | ચપલઊ રંગમ | ચપલ તુરંગમ |
| ૧૦૮ | ૪ | દૂત પણ ઈ | દૂતપણઈ |
| ૧૧૦ | ૩ | વસુદેવ | વસુદેવ |
| ૧૧૫ | ૩ | કસ્મર દાર | કસ્મરદાર |
| ૧૧૮ | ૧૪ | બહુ તેરી | બહુતેરી |